

# स्वर्गनो खजानो

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.


लेखक–स्व० अमृतलाल सुंदरजी पाढियार
ચોરવાડ (કાઠિયાવાડ)



सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु–अखंडानंद
અમદાવાદ અને મુંબઈ–૨

આવૃત્તિ ચોથી, પૃષ્ઠ ૩૧૭, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયો ૧।=, અન્યત્ર ૦)= વધુ

ॐ

# स्वर्गनो खजानो

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक-स्व० अमृतलाल सुंदरजी पढियार

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु-अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ચોથી, પૃષ્ઠ ૪૯૬, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬
મૂલ્ય રૂપિયો ૧ા=, અન્યત્ર ૦)= વધુ



# प्रकाशकनुं निवेदन

આ "સ્વર્ગના ખજાના"ની ત્રીજી આવૃત્તિ સં. ૧૯૮૧ માં છપાઈ હતી. તે ઘણા સમયથી ખલાસ થઈ ગઈ હોવાથી મળતી નહોતી. ત્યાર બાદ હાલ નવાં વસાવેલાં બે છાપવાનાં મશિનોની સગવડને લીધે એ પુસ્તકની આ ચોથી આવૃત્તિની ૫૫૦૦ પ્રત છપાઇ છે; તેમજ "સ્વર્ગનું વિમાન," "સ્વર્ગની કૂંચી," "સ્વર્ગનો પ્રકાશ," "સ્વર્ગની જિંદગી" આદિ પુસ્તકોની પુનરાવૃત્તિઓ પણ પ્રસિદ્ધ થઇ છે.

ચાલુ યુરોપીય લડાઇની મોંઘવારીને લીધે આ પુસ્તકના મૂલ્યમાં થોડો વધારો કરવો પડત; પરંતુ વાચકવર્ગના પુણ્યયોગે લડાઇ અગાઉજ છાપવાના કાગળોની એક વરસ માટે ગોઠવણ થઈ ચૂકેલી હોવાથી તેમજ પૂઠાં (છીંટને બદલે) બોર્ડપટ્ટીનાં રાખેલાં હોવાથી મૂલ્યમાં વધારો કરવો પડ્યો નથી.

આ પછી આગલી આવૃત્તિઓની લેખકની પ્રસ્તાવનાઓ છપાઇ છે અને તે પછી શુદ્ધિપત્ર પેજ ૩૦૦ ઉપર છપાયું છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચી **हरिः ॐ तत् सत**

આષાઢ સુદિ ૧૧ —ભિક્ષુ અખંડાનંદ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

"સ્વર્ગનો ખજાનો" એ નામજ કાંઇક અજબ પ્રકારના ખેંચાણવાળું છે; પણ આપણે કાંઇ માત્ર ભભકાદાર નામથીજ રાજી થઇ જઇએ એમ નથી. આપણે તો અંદરના માલ સાથે કામ છે; માટે સ્વાભાવિક રીતેજ ઘણા તરફથી એમ પૂછવામાં આવે કે, "સ્વર્ગના ખજાના" માં શું છે? તો તેના જવાબમાં જણાવવું જોઇએ કેઃ—

"સ્વર્ગના ખજાના" માં ઘણાંએ અમૂલ્ય દેવતાઇ રત્નો છે; જેમકે ધર્મ એટલે શું? આપણી ભક્તિ ફળીભૂત થતી નથી તેનાં કારણો શું? આપણી જિંદગીમાં મીઠાશ કેમ લાવી શકાય? ભ્રાતૃભાવની ઇશ્વરી સગાઇ કેમ વધારી શકાય? મનને કેમ વશ કરી શકાય? પ્રભુની ઇચ્છામાં આપણી ઇચ્છાને કેમ મિલાવી શકાય? મહાત્મા કેમ થઇ શકાય? સત્સંગથી શું ફાયદો થાય? વિશ્વાસ કેમ વધારી શકાય? ભક્તિને મજબૂત કેમ કરી શકાય? ઇશ્વરને ખાતર આપણે શું શું કરવું જોઇએ? શા માટે આપણાં કર્મો ઇશ્વરને અર્પણ કરવાં જોઇએ? આપણાં કર્મો આપણે કેવી રીતે ઇશ્વરને અર્પણ કરી શકીએ? ઇશ્વરનું સ્વરૂપ કેવું છે? શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા? મહાત્માઓના આચારવિચાર કેવા હોય? હરિજનોએ કેવી રીતે પોતાની જિંદગી ગાળવી? પાપથી બચવા માટે શું ઉપાય કરવા? પ્રભુની પાસે જવાના સહેલા રસ્તા કયા? પ્રભુ ઉપરના પ્રેમને કેમ જગાડવો? સાચો પરમાર્થ કેમ થઈ શકે? આપણાં આચરણો કેમ સુધરી શકે અને આપણી જિંદગીનો મૂળ હેતુ શું? એ વગેરે ઘણી બાબતોના ખુલાસા આ પુસ્તકમાં સહેલામાં સહેલી રીતે દૃષ્ટાંત સહિત, વિસ્તારપૂર્વક મીઠી ભાષામાં અસરકારક રીતે કરેલા છે; માટે તેનું નામ "સ્વર્ગનો ખજાનો" રાખેલું છે.

"સ્વર્ગનું વિમાન" અને "સ્વર્ગની કૂંચી" ની પેઠે આ પુસ્તકમાં જે દાખલાઓ છે તે પણ એક મહાન ભક્તરાજ મહારાજનીજ પ્રસાદી છે. એ ભક્તરાજ તરફથી સત્સંગમંડળીમાં જે દાખલા આપવામાં આવે છે તે સાદા, સહેલા અને હિંદુધર્મને લાગુ પડે તેવા તથા દેવમંદિરોમાં છૂટથી બોલી શકાય તેવા હોય છે; પણ મેં તેમાં જમાનાને અનુસરતા છૂટાપણાના વિચારો ભેળવેલા છે, એટલે એ દાખલામાંથી કોઇ ફકરો જો જરા વધારે 'સ્ટ્રૅાંગ' લાગે, તો એ મારી તરફનોજ અંતરની લાગણીનો કડવો ડોઝ છે, એમ સમજવું.×

× "સ્વર્ગની કૂંચી" ની પ્રસ્તાવનામાંથી.

જેની વિશાળ બુદ્ધિ તથા જામેલી ભક્તિના પ્રસાદમાંથી "સ્વર્ગનો ખજાનો" ઉત્પન્ન થયેલો છે, તે મહાન ભક્તરાજ મહારાજનું નામ આ પુસ્તકમાં આપવાથી મને બહુ આનંદ થાત અને લોકોને પણ એ નામ જાણવાથી ફાયદો થાત; પણ તેઓની ઇચ્છા એવી છે કે, તેમનું નામ મારે પુસ્તકમાં લખવું નહિ, એટલે તેમની ઇચ્છાને માન આપવા ખાતર મારી ઇચ્છાનો ભોગ આપીને એ નામ આપવું હું બંધ રાખું છું.

આ પુસ્તકમાં જે દોહરાઓ તથા પદો આવેલાં છે, તે એક ભક્તમંડળમાં પ્રસંગોપાત્ત સ્ત્રીપુરુષો ગાતાં હતાં તેમાંથી લીધેલાં છે, એટલે એમાં કોઈ કોઈ ઠેકાણે ભૂલો હોય એ બનવાજોગ છે. એ દોહરા તથા પદોના મૂળ કર્તા, તેને છપાવનારાઓ તથા અમને એ લખાવનારા સજ્જનોનો હું માનપૂર્વક ઉપકાર માનું છું.

આ પુસ્તકના સાંકળિયામાં ઘણા દાખલાઓ બબ્બે ત્રણ ત્રણ મથાળાં નીચે આવેલા છે. જેમકે એકજ દાખલો ભક્તિના પેટામાં, સત્સંગના પેટામાં અને ઈશ્વરના મથાળા નીચે પણ આવેલો હોય છે. એ કાંઇ ભૂલથી નહિ પણ ખાસ એવી ગોઠવણ કરવામાં આવેલી છે; કારણ કે એ દરેક વિષયમાં એ દાખલો લાગુ પડી શકે તેમ હોય છે.* × × ×

છેવટે આ પ્રસ્તાવના પૂરી કરતાં પહેલાં મારે મારા સંતોષને ખાતર તથા મારી ફરજને ખાતર કહેવું જોઇએ કે, મારી ઉપર ઘણાએ કાગળો આવે છે તથા મને ઘણાએ માણસો રૂબરૂ મળે છે. તેઓ કહે છે કે, તમારાં પુસ્તકો ઘણાં સારાં છે, ભાષા બહુજ સહેલી ને રસીલી છે, દાખલાઓ અસરકારક છે, વિચારો ઉત્તમ છે, શૈલી ભભકભરેલી છે, તેમાંની બાબતો ખાસ જરૂરની છે, પુસ્તકો મોટાં ને શોભીતાં છે અને કિંમત સસ્તી છે; એટલુંજ નહિ પણ આપણા પવિત્ર ધર્મશાસ્ત્રના સાર્વજનિક મહાન સિદ્ધાંતો તથા મહાત્માઓના ઉત્તમ વિચારોજ તમે કહો છો અને તે પણ જનસ્વભાવ સમજીને જમાનાને અનુસરતી રીતેજ; તેથી તે સૌને બહુજ પસંદ પડે છે અને ઘેર ઘેર, હોંસે હોંસે ફરી ફરીથી એ પુસ્તકો વંચાય છે. માટે તમારાં બધાં પુસ્તકો અમને વી. પી. થી મોકલી આપશોજી. આવી આવી રીતે સેંકડો ભાઈબહેનો ઘણુંએ લખે છે તથા કહે છે અને પૂછે છે કે, હાલમાં નવું શું લખો છો? તે સૌ ભાઇબહેનોનો હું માનપૂર્વક ઉપકાર માનું છું અને મારા ઉપરની ભલી લાગણીઓને લીધે તેઓ રાજી થાય તે સારુ જણાવું છું કેઃ—

સ્વર્ગના વિમાનની પ્રસ્તાવનામાં મેં કહેલું છે કે, મહાન ભક્તરાજ મહારાજ પાસેથી આ જાતના સાદા, સહેલા, મનોરંજક અને

---

* "સ્વર્ગના વિમાન" ની પ્રસ્તાવનામાંથી.

ભક્તિમાર્ગના ઉત્તમ વિચારોવાળા એક હજાર દાખલા લખવા મારો વિચાર છે. તેમાં સ્વર્ગના વિમાનનાં ૩૨૫, સ્વર્ગની કૂંચીમાં ૨૧૦ તથા સ્વર્ગના ખજાનામાં ૧૨૫ એવી રીતે કુલ ૬૬૦ દાખલાઓ હરિજનોની સેવામાં હું મૂકી ચૂકેલો છું. બાકી ૩૪૦ દાખલા લખવા રહ્યા, તેનાં ઇશ્વરઇચ્છા તો આવાં ને આવાં હજી પણ બીજાં ત્રણ પુસ્તકો થઇ શકશે. દિનપ્રતિદિન વધારે રસિક, વધારે અસરકારક, વધારે ઊંડા વિચારનું, વધારે ઉપયોગી અને ઈશ્વરની વધારે નજીક જનારું લખાણ હું લખી શકું અને આપણા ગરીબડા દેશની, આપણા દુઃખિયારા બંધુઓની તથા આપણા ઢીલા પડી ગયેલા ધર્મની સેવા કરવામાં હું પણ કાંઇક નિમિત્ત થઇ શકું એમ હું ઇચ્છું છું અને એવી શુભ તક મને ઈશ્વર આપે એવી પ્રાર્થના કરું છું.

મુંબઈ, હનુમાનગલી
તા. ૭–૩–૧૯૦૬ } વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

"સ્વર્ગના ખજાના" ની પહેલી આવૃત્તિ એક વરસ થયાં ખલાસ થઇ હતી, તેની આ બીજી આવૃત્તિ કાઢવાની મને તક મળી તેથી બહુ આનંદ થાય છે અને એ માટે પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર માનું છું.

ભાષણો આપનારાઓ તથા હરિકથા કરનારાઓ જો માત્ર આ અનુક્રમણિકા વાંચી જાય તોપણ તેઓનાં ભાષણોમાં તથા તેઓની કથામાં કાંઇક નવો રસ અને કંઇક ખાસ ચમત્કૃતિ આવી જશે; તેમજ જેને વક્તા થવું હોય અથવા હરિકથા કરતાં શીખવું હોય તેણે આ "સ્વર્ગના ખજાના"ના તથા "સ્વર્ગનું વિમાન," "સ્વર્ગની કૂંચી" અને "સ્વર્ગના રત્નો"ના દાખલા વધુ નહિ તો એક વખત પણ જરૂર વાંચી જવા જોઇએ, એથી તેઓને ઘણી બાબતોનાં નવાં નવાં દૃષ્ટાંતો મળી શકશે, એટલે તેઓની વાણીમાં મીઠાશ તથા બળ આવી શકશે.

દરેક સંપ્રદાયમાં તથા દરેક ધર્મના સાધુઓએ તો ઉપર જણાવેલાં ભક્તિમાર્ગનાં ચારે પુસ્તકોનો ખાસ અભ્યાસ કરવો જોઇએ. ધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાંતો તથા તેના હેતુઓ સમજવા ઇચ્છનાર જુવાન વિદ્યાર્થીબંધુઓએ પણ એ પુસ્તક વાંચી જવાં જોઇએ; તેમજ શાંતિ ભોગવવા ઇચ્છનારાં વૃદ્ધ સ્રીપુરુષોએ તો એ ચારે પુસ્તકોને પોતાનાં સોબતી બનાવવાં જોઇએ, એમ મારો નમ્ર અભિપ્રાય છે.

ચોરવાડ (કાઠિયાવાડ) } સંવત ૧૯૬૯ માર્ગશીર્ષ વદી ૯
તા. ૧ લી જાનેવારી ૧૯૧૩ } વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર

# अनुक्रमणिका



# स्वर्गनो खजानो

### ૧–જેમ શણગારેલો ઘોડો વરઘોડામાં મસ્તી કરતો કરતો જાય છે, પણ તે પછી પાછું તેને વાસ મારતા તબેલામાં મચ્છરોની સાથે રહેવું પડે છે; તેમ નહિ ચેતીએ તો આપણા પણ એવાજ હાલ થશે

ઇશ્વરના કૃપાપાત્ર અદ્‌ભુત શક્તિવાળા એક મહાન ભક્તરાજ મહારાજ પ્રસંગોપાત્ત એવા રમૂજી દાખલા આપતા કે, સૌને તેની સચોટ અસર થતી હતી. તેઓએ એક વખત હરિજનોની મંડળીમાં કહ્યું કે, "વરઘોડામાં સોનેરી સાજવાળા ભપકાદાર ઘોડાઓ નાચે છે, એ તમે જોયા છે? એ વખતે તેના પગની ઝાંઝરીનો ઝમકાર, તેની કલગીની શોભા, તેની ડોકનો મરોડ, તેની કાનસૂરીની તેજી, તેની પીઠ ઉપરનું સુંદર કાઠું, તેની ઉપરની રેશમી ઝૂલની ઘૂઘરીઓનો ઝણઝણાટ અને તેની નખરાંખોર ચાલ, એ બધું બહુ મોહક ને જોવાજેવું હોય છે; પણ એ થોડીજ વારનું હોય છે. કલાક–બે કલાકમાં વરઘોડો ખલાસ થાય ત્યારે એજ ઘોડાને પાછું માખીઓ ને મચ્છરની વચ્ચે વાસ મારતા અંધારા તબેલામાં જવું પડે છે. તેમજ ભાઇઓ! આપણા વૈભવો, આપણા માનમરતબાઓ, આપણા તાજીમતવાજો, આપણી નાચપાર્ટીઓ, આપણી શેઠાણીઓના મરડાટ, આપણા શ્રીમંતોની અક્કડતા, આપણા અમલદારોનું કડકપણું, આપણા જુવાનિયાઓનો મિજાજ, આપણા બુઢ્ઢાઓનો ફડફડાટ, આપણી સુધરેલી બહેનોની નાજુકાઇ, આપણા વિદ્યાર્થીઓનું ઉચ્છૃંખલપણું, આપણા રાજાઓ-

ના મોજશોખ અને ખોટી મોટાઈ બતાવવા માટેની ફિસિયારી-ભરેલી આપણી ઉપર ઉપરની ધામધૂમો, એ બધું ક્યાંસુધી પહોંચશે ને કેટલું કામ આવશે, એ તો જરા વિચારો ! પાનપટ્ટીથી રંગેલા તમારા લાલ હોઠની લાલી કેટલી વાર રહેશે ? તમારી ઊંચી જાતની બીડીઓનો ધુમાડો ક્યાંસુધી પહોંચશે ? તમારાં સેંટ ને અત્તરની સુગંધી તમારી જિંદગી ઉપર શી અસર કરશે ? તમારા રૂપવાળા દેખાવના મોઢે ચોપડવાના પાઉડરો કેટલી વાર ટકી શકશે ? તમારી વીંટીના હીરાનો ઝળકાટ ક્યાંસુધી પહોંચી શકશે ? તમારી ઝડપી ચાલની ગાડીઓ ક્યાં સુધી દોડી શકશે ? અને તમારી લાડકી સ્ત્રીઓના હાવભાવ ક્યાંસુધી કામ લાગશે એ તો જરા વિચારો ! ભાઈઓ! યાદ રાખજો કે, એ બધું પેલા શણગારેલા ઘોડાની પેઠે જરાક વારનું જ છે ને તેમ છતાં પણ જો છેવટ સુધી એવી ટેંટુંમાંજ રહી જઈએ, તો પછી અંતે નરકજ છે; કારણ કે જેમ વરઘોડો થોડી વાર હોય છે તેમજ આપણી જિંદગી પણ જરાક વારની છે. તેમાં પરમ કૃપાળુ પરમાત્માએ કૃપા કરીને આપણને ઘણી જાતની અનુકૂળતા આપેલી છે. માટે એનો ગેરઉપયોગ ન થાય એ સંભાળજો ને જો એ નહિ સંભાળો તો વરઘોડો ખલાસ થયા પછી જેમ ઘોડાને તબેલામાં જવુંજ પડશે તેમ જિંદગી પૂરી થયા પછી આપણે નરકમાં જવુંજ પડશે, એટલુંજ નહિ પણ આપણને ઉત્પન્ન કરનાર, આપણને આયુષ્ય આપનાર, આપણને આરોગ્ય આપનાર, આપણને ધન-ધાન્ય આપનાર અને આપણને બુદ્ધિ તથા બેહદ શક્તિ આપનાર પરમકૃપાળુ, સર્વશક્તિમાન, અદલ ઇન્સાફી, મહાન પ્રભુને વીસરીને છેવટ સુધી જો આપણે એવી ટેંટુંમાંજ પડ્યા રહીશું તો એ બધાં સુખોની વચ્ચે પણ આ જિંદગીમાંજ આપણા મનની નીચતાથી નરક ભોગવવું પડશે. માટે ભાઈઓ ! એવી રીતે જીવતાંજ નરક ન ભોગવવું પડે તે સારુ પ્રભુના માર્ગમાં રહીને પ્રભુની કૃપાનો લાભ લેવાય તેમ કરો ! પ્રભુના માર્ગમાં રહીને પ્રભુની કૃપાનો લાભ લેવાય તેમ કરો !!"

---

## ૨—સૌની સાથે છૂટ મૂકીને ઉદાર દિલે વર્તવું ને જેમ હોય તેમ નિભાવી લેવું, એ તમારું તપ છે

---

એક જિજ્ઞાસુ ગૃહસ્થે કોઈ મહાત્માને પૂછ્યું કે, "મહારાજ!

આપણી જિંદગી સુધરી શકે, પ્રભુના રસ્તામાં ચાલી શકાય, આપણા ભાઇબંધોને મદદ કરી શકાય, આપણા અંતરને દિલાસો મળી શકે, સૌથી સહેલાઇથી પાળી શકાય અને બધા વર્ણમાં, બધા આશ્રમમાં, બધા દેશમાં, બધા કાળમાં અને બધા સંપ્રદાયોમાં કામ લાગે એવો ધર્મનો સૌથી ઉત્તમમાં ઉત્તમ નિયમ કયો?" ત્યારે મહારાજે કહ્યું કે, "તપ કરવું એ સૌથી ઉત્તમમાં ઉત્તમ નિયમ છે; એ સૌથી પાળી શકાય તેવો સહેલો નિયમ છે; એ બધી સ્થિતિમાં કામ લાગે તેવો સ્વાભાવિક નિયમ છે અને એથી આપણું તથા પારકાઓનું ભલું થઇ શકે છે; એટલુંજ નહિ પણ બહારનાં બીજાં સાધનોની મદદ વિના પણ તે બની શકે એમ છે. માટે તપ કરવું એ સૌથી ઉત્તમ બાબત છે."

આ સાંભળીને તે ગૃહસ્થે કહ્યું કે, "મહારાજ! એ તો સાધુઓની વાત થઇ. તપ કરવું એ તો સાધુઓથી બને, પણ ગૃહસ્થોએ શું કરવું? અમે ધંધારોજગાર છોડીને ચોરાશી ધૂણી તાપવા ક્યાં જઇએ? અમે કુટુંબની જંજાળ છોડીને ઊંધે માથે લટકવા ક્યાં જઇએ? અને અમે અમારા વૈભવો છોડીને ભૂખે મરવા ક્યાં જઇએ? મહારાજ! અમારાથી કાંઇ એવું તપ બને નહિ; માટે જે અમારાથી બની શકે તે અમને કહો. અમારી આગળ સાધુઓના ધર્મ કહો તેમાં શું વળે?" ત્યારે મહારાજે કહ્યું કે, "ભાઈ! તમે 'તપ' શબ્દનો સાચો અર્થ સમજ્યા નથી, માટે એમ કહો છો. તમે એમ જાણો છો કે, શિયાળામાં ટાઢે ઠરવું, ઉનાળામાં ધૂણી તાપવી, ચોમાસામાં માથે વરસાદ પડવા દેવો, એક પગે ઊભું રહેવું, ઉપવાસ કરવા, સ્વાદ તજવા ને કેટલીક જાતનું ખાસ ધરાર હઠીલાપણું રાખવું તેનું નામ તપ છે. આવી સમજને લીધે તમે એમ કહો છો કે, 'તપ કરવું એ સાધુઓનું કામ છે' પણ ભાઈ! તપનો અર્થ કાંઇ એવો નથી, કે દુનિયાથી અલગ થઇ જવું; તપનો અર્થ કાંઇ એવો નથી, કે વિનાકારણ ખાસ ચાહીને દુઃખોજ સહન કર્યા કરવાં; તપનો અર્થ કાંઇ એવો નથી, કે વિનાકારણ પોતાને હાથે કરીને પોતાના દેહનો નાશ કરવો; તપનો અર્થ કાંઇ એવો નથી, કે પોતાના એકાદ ફાંટાના ગુલામ બની જગતને લાત મારવી; તપનો અર્થ કાંઇ એવો નથી કે ખોટી ખોટી હઠીલાઇ કરી લોકોની આગળ સિદ્ધ બનવું; તપનો અર્થ કાંઇ એવો નથી કે પ્રભુએ આપેલી મહાશક્તિઓનો નાશ

કરવો; તપનો અર્થ કાંઈ એવો નથી કે ભગવદ્દઇચ્છાને આધીન ન થવું અને તપનો અર્થ કાંઇ એવો નથી કે પ્રભુની પરીક્ષા લેવી; પણ તપનો અર્થ એજ છે કે, મનને રોકવું; તપનો અર્થ એજ છે કે, સમતા રાખવી; તપનો અર્થ એજ છે કે, ખમી લેવું; તપનો અર્થ એજ છે કે, જે જે નજીવા વિષયમાં મન જાય ત્યાંથી તેને પાછું વાળવું; તપનો અર્થ એજ છે કે, ઉત્તમમાં ઉત્તમ તત્ત્વમાં મનને રોકી રાખવું; તપનો અર્થ એજ છે કે, બીજાઓને સુખી કરવાને ખાતર જરૂર પડે તો પોતે દુઃખ ભોગવી લેવું; તપનો અર્થ એજ છે કે, પ્રભુને અર્થે પોતાના સ્વાર્થનો ભોગ આપવો અને તપનો હેતુ એજ છે કે, આત્મા–પરમાત્માની એકતા કરવા સારુ જગત તરફની તથા ઈશ્વર તરફની ફરજો બજાવવામાં મનને દૃઢ કરવું. આમ કરવું અને એમ કરવા સારુ બીજાં જે કાંઇ કામો કરવાં તેને અમે તપ કહીએ છીએ અને તે આખી દુનિયાના દરેક માણુસની ફરજ છે; કારણુ કે એમ કરવું એ મનુષ્યમાત્રનો સામાન્ય ધર્મ છે. એવી રીતે પોતાના મનને રોકવું એમાં કાંઇ ધનની જરૂર નથી, બીજાઓની મદદની જરૂર નથી, શરીરને પરિશ્રમ પડે તેમ નથી અને એમાં કાંઇ બહુ જ્ઞાનની પણુ જરૂર નથી. એવાં બહારનાં સાધનોની મદદ વિના પણુ મનને રોકવાનો અભ્યાસ કરી શકાય છે. માટે મહાત્માઓ કહે છે કે, 'તપ કરવું એટલે કે મનને વશ કરવું એ ધર્મનો સૌથી ઉત્તમમાં ઉત્તમ નિયમ છે.'

"આટલું જાણ્યા પછી હવે તમારે એ જાણુવું જોઇએ કે, તમારું તપ કયું? તમારે કેવી રીતે મનને રોકવું? એને માટે એક મહાન ભક્તરાજ મહારાજ કહેતા કે, 'તમારા સાળાઓ લુચ્ચા હોય તોપણુ મનને મારીને તેમની સાથે સલૂકાઇ રાખવી, એ તમારું તપ છે; તમારા ભાઇઓ નાલાયક હોય તોપણુ તેમને નિભાવવા એ તમારું તપ છે; તમારી બાયડી દોઢ હાથની જીભ વાળી હોય ને કજિયાખોર હોય તોપણુ તેનાં કડવાં વચનો સાંખી લેવાં એ તમારું તપ છે; તમારાં છોકરાં મસ્તીખોર હોય ને વારે વારે તમને હેરાન કરતાં હોય, તોપણુ તેમની ઉપર મિજાજ ન બગાડવો એ તમારું તપ છે; તમારો પાડોશી અદેખો હોય ને તમારું સારું જોઇને બળી મરતો હોય ને વિનાકારણુ જ્યાં ત્યાં તમારું વાંકુંચૂકું બોલ્યા કરતો હોય, તોપણુ તેની ઉપર વેર ન રાખવું પણુ ચાહીને તેની સાથે ભાઈબંધી રાખવી એ

તમારું તપ છે; તમારો ભાગીદાર નબળોસબળો હોય તોપણ તેને દબાવવો નહિ પણ નિભાવી લેવો એ તમારું તપ છે; તમારા નોકર કાચાપોચા હોય તોપણ બનતા સુધી તેમના પેટ ઉપર પાટુ મારવું નહિ એ તમારું તપ છે; તમારો શેઠ કડક મિજાજનો હોય તોપણ વખત વર્તી તેના મિજાજને નિભાવી લેવો એ તમારું તપ છે; તમારાં વૃદ્ધ માબાપના અસલી આચારવિચાર તમોને પસંદ ન હોય તોપણ બને ત્યાંસુધી તેઓને રાજી રાખવાં એ તમારું તપ છે અને દુનિયાદારીની ઘણી જાતની ઉપાધિ વચ્ચે રહેવા છતાં પણ મનમાં સમતા રાખવી ને પરમાત્મા સાથેનો તાર તૂટવા દેવો નહિ એ તમારું તપ છે. માટે ભાઇ ! બહારના અગ્નિની ધૂણી તાપવાનાં નહિ, પણ મનમાં સમતા રાખવાનાં તપ કરતાં શીખો. એ તપ કરવું કેમ શિખાય છે, એ તમને ખબર છે ? એને માટે સંતો કહે છે કે, 'મન જ્યારે લોભમાં જાય ત્યારે એમ વિચારવું કે, પ્રભુ દાળ-રોટલી આપે છે ત્યારે હવે શા માટે અધર્મ કરું ? એમ વિચારીને લોભમાંથી મનને પાછું ખેંચવું એ તપ છે. મન જ્યારે ક્રોધમાં જાય ત્યારે એમ વિચારવું કે, મારે તે કેટલા ભવની સગાઈ છે ? કાલે સવારે મરી જવું છે, સૌ સૌનું કર્યું ભોગવશે; હું તે શા માટે બૂરાઇ કરું ? એમ વિચારીને ક્રોધમાંથી મનને પાછું ખેંચવું તેનું નામ તપ છે. આવી રીતે જે જે વિચારોમાં કે જે જે નજીવા વિષયોમાં મન જાય ત્યાં ત્યાંથી તેને પાછું વાળવું ને સમતા રાખી પ્રભુના માર્ગમાં ચાલવું એ તપ છે.' માટે ભાઇ ! પ્રભુએ તમોને જે સ્થિતિમાં રાખ્યા હોય તે સ્થિતિને અનુકૂળ થઈ તેમાંથી આનંદ મેળવો; એટલે પરમકૃપાળુ ઈશ્વર તમારું તપ મંજૂર રાખશે અને જો સમતા રાખશો તો ગૃહસ્થાશ્રમની જંજાળમાંથી પણ આ જિંદગીમાં શાંતિ મેળવી શકશો અને મૂઆ પછી પ્રભુ મોક્ષ આપશે. માટે ભાઇઓ ! જેમ હોય તેમ સૌ સાથે નિભાવી લેતાં શીખો; કારણ કે એ ઉત્તમમાં ઉત્તમ તપ છે અને એ ઈશ્વરની ઇચ્છા છે."

## ૩–પ્રથમ અડચણો વેઠીને પણ ભક્ત થાઓ, એટલે વખત આવે એની મેળે અનુકૂળતા મળશે

ઘણા માણસો કહે છે કે, "અમને જો થોડાક પૈસા મળી જાય

તો પછી હાયવોય છોડી દઇને નિરાંતે ભજન કરીએ; કેટલાક કહે છે કે, છોકરાં મોટાં થઈ જાય ને એનું સાચવી લે તો પછી અમે શાંતિથી ભજન કરીએ; કેટલાક કહે છે કે, અમારે આ ડોશીની કે બાપાની ઉપાધિ છે, એ રસ્તે પડે એટલે અમે છૂટા, પછી નિરાંતે ભજન થશે; કેટલાક કહે છે કે, અમારું ગામજ ખરાબ છે, ત્યાંનાં માણુસો સુખે ભજન કરવા દે તેમ નથી, કાંઇ ને કાંઇ નડચાજ કરે છે, માટે જ્યારે કોઇ તીર્થમાં જઈશું ત્યારે એ-કાંતમાં ભજન કરીશું; કેટલાક કહે છે કે, ભજન કરવાનું ઘણું-એ મન થાય છે, પણુ કરીએ શું ? અમારો ધંધો એવો ખરાબ છે કે, પા ઘડીની પણુ ફુરસદ મળતી નથી ને કામ એવું છે કે, હ-મણાં છોડી દેવાય તેમ પણુ નથી. કેટલાક કહે છે કે, અમારા ઘરનાં માણુસો એવાં ખરાબ છે કે કાંઈ વાતજ ન પૂછો, ઘડી વાર પણુ જંપીને બેસવા દેજ નહિ; અરે ! સુખે રોટલો પણુ ખાવા દે નહિ ત્યાં ભજનની વાત કયાં કરીએ ? કેટલાક કહે છે કે, અમા-રી નોકરી એવી ખરાબ છે કે તોબા ! ઊંચી આંખજ કરાય નહિ, એટલે ઉપાય શું ? ઘણુંએ થાય છે કે બે ઘડી સત્સંગ કરીએ તો ઠીક, પણુ નસીબ એવાં ફૂટેલાં છે કે કોઇ દિવસ એવો જોગજ ન મળે; માટે હવે તો ભજન બની શકે એવી નોકરી શોધું છું, પણુ હજી કયાંય પત્તો લાગતો નથી. કેટલાક કહે છે કે, હજી વાર છે, જરા પાકી ઉંમર થાય પછી વાત. કેમ જાણે પાકી ઉંમર થવાનો પરવાનો મળીજ ચૂકયો હોય ! કેટલાક કહે છે કે, ધ્યાન–ભજન ક-રવાની અમારી ઘણી મરજી છે, પણુ સાચો રસ્તો દેખાડે તેવા ગુરુ કયાં છે ? એવા મહાત્માને શોધીએ છીએ ને તે જ્યાંસુધી ન મળે ત્યાંસુધી ઘર પકડીને બેઠા છીએ. કેટલાક કહે છે કે, બધું ઘણુંએ છે પણુ જીવ એવો અભાગિયો છે કે કાંઇ બનતું નથી, કોઇક મ-હાત્મા કૃપા કરીને કાંઇક પ્યાલો પાઇ દે તો કામ થાય, બાકી અમારાથી તો કાંઈ બને તેમ નથી. કેટલાક કહે છે કે, અમારા જેવા માણુસો ભજનમાં ભળતા નથી ત્યાંસુધી અમારાથી પણુ સ-ત્સંગમાં ન જવાય. મન તો ઘણુંએ થાય છે કે, સત્સંગમાં જઈએ તો સારું અને એમ પણુ સમજીએ છીએ કે, એ બહુ સારી વાત છે, પણુ અમારે અમારું પોઝિશન સંભાળવું જોઇએ. કેટલાક કહે છે કે, અમારું શરીર સારું રહેતું નથી તેથી કાંઈ બનતું નથી. જો શરીર સારું થાય તો પછી બધું સૂઝે અને કેટલાક કહે છે કે,

અમને મમ્મમના વાંધા છે એટલે ભજન કરવું ક્યાંથી સૂઝે? અમારે તો પ્રથમ પેટોબા ને પછી વિઠોબા; માટે પ્રથમ પેટનું થાય એવી વાતો કરો તે પછી ભજનની વાતો કરીએ."

ભાઈઓ! પરમકૃપાળુ, પ્રાણદાતા, અન્નદાતા અને મોક્ષદાતા સર્વશક્તિમાન મહાન ઈશ્વરનું ભજન કરવામાં બધા લોકો પછાત રહે છે અને આવી રીતે કાંઇ ને કાંઇ બહાનાં કાઢ્યા કરે છે; પણ એ માટે એક મહાત્મા કહેતા કે, "સર્વશક્તિમાન મહાન ઈશ્વરનું ભજન કરવામાં એવી રીતનાં બહાનાં કાઢવાં એ આપણા મનની નબળાઇ છે, એ આપણું એક જાતનું આળસ છે અને એ આપણી નાલાયકી છે; એટલુંજ નહિ પણ યાદ રાખજો કે, બધી જાતની અનુકૂળતા મળ્યા પછી ભજન કરો, એમ ક્યાંય બન્યું નથી અને બનવાનું પણ નથી; કારણ કે સાત સાંધીએ ત્યાં તેર તૂટે એવો સંસાર છે. વળી જો બધી જાતની અનુકૂળતા મળ્યા પછીજ ભજન થતું હોય તો ગરીબોના ને દુઃખીઓના શું હાલ થાય? તેઓ કેવી રીતે ભજન કરી શકે? આ બધી બાબતો વિચાર કરીને સમજશો તો જણાશે કે, ભજન કરવાનો આધાર કાંઇ બહારની અનુકૂળતા ઉપર નથી, પણ અંતરની વૃત્તિ ઉપર છે. જો એમ ન હોય તો જુઓ કે, તમારા મિત્રોમાં ને તમારા ગામવાળાઓમાં ઘણા જણાને ઘણી જાતની અનુકૂળતા છે; પણ તેમાંથી કેટલા જણા ભજન કરે છે? કહો કે, ખરી રીતે કોઈજ નહિ. જો અનુકૂળતાથીજ ભજન થતું હોય તો એમ કેમ થાય? ભાઈઓ! ભજનનો સંબંધ કાંઇ માત્ર બહારની સગવડો ઉપરજ નથી; પણ અંતઃકરણમાંની તાજી લાગવા ઉપર છે. જેમનો જીવ જાગેલો છે, જેઓ પ્રભુનો મહિમા સમજ્યા છે, પ્રભુપ્રેમના આકર્ષણમાં ખેંચાયા છે અને જેમના અંતરમાં ઈશ્વરી આનંદ આવી ગયેલો છે, તે તો ફાંસીના માંચડા ઉપર પણ ભજન કરી શકે છે, તે તો બળતા અગ્નિ વચ્ચે પણ ભજન કરી શકે છે, તે તો તોફાની સમુદ્રમાં ડૂબતાં ડૂબતાં પણ ભજન કરી શકે છે અને તે તો કાળના ડાચામાં રહીને પણ ભજન કરી શકે છે; પણ જેને પોલમાં ખેડચે જવું હોય, જેને ઉપરછલ્લાં બહાનાં કાઢ્યા કરવાં હોય, જેને આળસુ થઇને પડયું રહેવું હોય અને જેને પોતાના આત્માની દરકાર ન હોય તેને લાખો રૂપિયા મળે, લાંબું આયુષ્ય મળે, ખૂબ તંદુરસ્તી મળે, સારા મહાત્માઓ મળે, બહુ જાતનાં અનુકૂળ સાધનો મળે અને ઇન્દ્રાસન મળે તોપણ

તેઓ ભજન કરવાના નથી અને કહી એવી બધી જાતની અનુકૂળતા મળ્યા પછી ભજન કરીએ તો તેમાં આપણી બલિહારી પણ શી ! જ્યારે અડચણો છતાં પણ ભજન કરીએ ત્યારેજ આપણી ખૂબી કહેવાય. માટે યાદ રાખજો કે, ઉપર કહી તેવી જાતની કાંઇ કાંઇ અડચણો હોય તે આપણી કસોટી માટે છે ને એવી કસોટીમાંથી પસાર થઇએ ત્યારેજ સર્વશક્તિમાન મહાન ઇશ્વર આપણી ઉપર પ્રસન્ન થાય છે અને તે પ્રસન્ન થાય તે પછીજ જોઈતી અનુકૂળતા મળે છે; માટે અનુકૂળતાની વાટ નહિ જોયા કરતાં, પ્રથમ અડચણો વેઠીને પણ જેમ બને તેમ ભક્તિ કરો, એટલે વખત આવે સર્વ-શક્તિમાન પરમકૃપાળુ મહાન ઇશ્વર પોતાની મેળે જોઈતી અનુકૂ-ળતા આપશે; કારણ કે ભક્તોનું યોગક્ષેમ કરવાને તે બંધાયેલા છે. માટે અડચણો સામે નહિ જોતાં ભક્તિમાં મચ્યા રહો ! ભ-ક્તિમાં મચ્યા રહો !!”

---

## ૪–રોતી સૂરત જેવું મોઢું રાખીને કાંઇ હરિની હજૂરમાં જવાય નહિ

મેળામાં જવું હોય ત્યારે ખિસ્સું તર રાખી આનંદી બનીને જઇએ છીએ; વરઘોડામાં જવું હોય ત્યારે જામોપિછોડી, અત્તર વગેરેનો ઠાઠમાઠ કરીને જઇએ છીએ; નાટકમાં જવું હોય ત્યારે આઇગ્લાસ, દૂરબીન, પંખો, નાટકની ચોપડી વગેરેનો ભભકોસપકો કરીને જઇએ છીએ; કોઈ મોટી પાર્ટીમાં જવું હોય ત્યારે તેને લગતો ડ્રેસ તથા હસતું મોઢું રાખવાની કાળજી રાખીએ છીએ; સસરાને ઘેર જવું હોય ત્યારે પણ વરરાજા જેવા બનીને જવાનું મન થાય છે અને જ્યારે કોઈ રાજા–મહારાજાને મળવું હોય ત્યારે તો વાતજ શી પૂછવી ? એ વખતનો આનંદ તો કંઇ ઓ-રજ હોય છે; પણ અજાયબી તો જુઓ કે, જ્યારે સદા આનંદ-સ્વરૂપ, સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડના નાથ, મહાન ઇશ્વરને મળવું હોય ત્યારે ખાસ ચાહીને રોતી સૂરત જેવા બનીને તેની પાસે જઇએ છીએ ! ત્યાં દુઃખોનીજ ગણતરી કર્યા કરીએ છીએ, ત્યાં દરિદ્રપણુંજ બતાવ્યા કરીએ છીએ અને ત્યાં ઉપકાર માનવાને બદલે મન બગાડી બગાડીને ઘડીક વારના સ્વાર્થનીજ વસ્તુઓ માગ્યા કરીએ છીએ; પણ યાદ રાખજો કે, એમ કરવું એ ઘણુંજ

ખોટું છે, એમ કરવું એ અધૂરો ધર્મ છે, એમ કરવું એ એક જાતનું ઈશ્વરનું અપમાન છે અને એમ કરવું એ આપણી નાલાયકી છે; કારણ કે ઈશ્વરે આપણી ઉપર જે અનંત ઉપકારો કરેલા છે તેના બદલામાં તેના જીવોની સેવા કરવાને બદલે અને તેણે આપણને જે અખૂટ સામર્થ્ય આપેલું છે તેનો ઉપકાર માનવાને બદલે તેની પાસે દુઃખ રડચા કરવાં, એ આપણી નાલાયકી બતાવવા બરાબર છે; એટલુંજ નહિ પણ એ મોટો અધર્મ છે; છતાં પણ દિલગીરીની વાત છે કે, ઘણાખરા હરિજનો પણ એમજ કર્યા કરે છે; કારણ કે રોતી સૂરત જેવું મોઢું રાખીને હરિની હજૂરમાં જવાય નહિ, એ વાતની તેઓને ચોખ્ખી સમજણ હોતી નથી. એને માટે એક મહાત્મા કહેતા કેઃ–

"હું જ્યારે નાનો હતો ને પ્રથમ નિશાળે બેઠો ત્યારે મને ભણવા જવું ગમતું નહિ; પણ મારી મોટી મા મને પરાણે પરાણે નિશાળે મોકલતાં, તેથી ઘેરથી રોતો રોતો નીકળતો; પણ જ્યારે નિશાળ આવવાની થાય ત્યારે હું ચૂપ થઈ જતો, આંખો લૂછી નાખતો, નાક સાફ કરતો, દફ્તર સરખું રાખતો, મોઢું લૂછી નાખતો ને જાણે રોયોજ ન હોઉં તેવો દેખાવ કરીને નિશાળના દરવાજામાં દાખલ થતો; કારણ કે મહેતાજી પાસે રોતાં રોતાં જવાય નહિ. જો મહેતાજી જાણી જાય કે આ છોકરો રોતો રોતો આવે છે તો તે ગુસ્સે થાય ને રોતાં આવવાના વાંક માટે ઊલટા એકબે તમાચા લગાવી દે ને છોકરાઓ મશ્કરી કરે તે જુદું. માટે હું નાનો હતો ને મને ભણવું ગમતું નહિ; તોપણ હું મહેતાજી પાસે રોતો રોતો જતો નહિ. એ પછી બીજો દાખલો મેં એ જોયો કે, ત્રણચાર વરસની ઉંમરની મારી નાની બહેન હતી. તે જ્યારે રોતી ત્યારે અમે કહેતા કે, 'જો બહેન, બાપુકાકા આવ્યા હવે ચૂપ થઇ જા. બાપુકાકાના દેખતાં ન રોવાય. જો તને રોતી દેખશે તો બાપુકાકા જાણશે કે આ છોકરી તો ગાંડી છે, તો પછી તને દીકરી નહિ કહે. આવી ડાહી દીકરી તે કાંઈ રુવે? ગાંડાં છોકરાં હોય તે રુવે. હવે જરા હસી પડીને બાપુકાકાને પૂછ કે શું લાવ્યા?' આવી રીતે કહેતા એટલે તે નાની બૂચી શરમાઇ જતી અને રોતી રહી જતી તથા કાલું કાલું બોલતી બોલતી હસતી હસતી બાપુકાકાની સામે જતી. એ પછી ત્રીજો દાખલો મેં એ જોયો કે, મારા દાદા મરવા પડચા, ત્યારે સૌ આવીને પૂછે કે, 'બાપા કેમ છો?' ત્યારે

બાપા શ્વાસ લીધે જતા હોય તોપણ કઠણ બની ઠાવકું મોઢું રાખીને કહેતા કે, 'ભાઇ, ઠીક છે, ફિકર કરો મા.' મેં કહ્યું કે, 'તમને અંદરથી શરીરમાં દુઃખ થતું હોય એમ અમને લાગે છે, છતાં પણ ઠીક છે, એમ કાં કહો?' ત્યારે તે મણે કહ્યું કે, 'મારું દુઃખ તમે કોઈ થોડાજ ઉપાડી શકો તેમ છો? જે ઉપાયો કરવા ઘટે તે થાય છે ને તેમ છતાં પણ જે બનવાનું હશે તે તો બનશેજ; ત્યારે નાહકના તમને શા માટે ફિકરમાં નાખું? રોગની સાથે તો અરર ને ઓય ઓય છેજ; પણ જે કોઈ ભલી લાગણીથી મળવા આવે તેની સાથે તો હસતું મોઢું રાખવા દો. દુશ્મનની સામે મોઢું બગાડાય, કાંઈ દોસ્તોની સાથે કે મુરબ્બીઓની સાથે મોઢું બગાડાય?' આમ વાત કરતા હતા એટલામાં તેમના એક જૂના મુરબ્બી મિત્ર તબિયતના ખબર પૂછવા આવ્યા. તેમને આવતા જોઈ પોતાના શરીરમાં શક્તિ નહોતી તોપણ મહામહેનતે કરીને પરાણે પરાણે પથારીમાં બેઠા થયા ને અતિશય આનંદથી તેમને મળ્યા. એ વખતે તેઓ પોતાનું બધું દુઃખ ભૂલી ગયા ને જાણે તેમના ચહેરાનો રંગજ બદલાઇ ગયો. એ પછી થોડા કલાકમાં તેઓ સ્વર્ગવાસી થયા; પણ છેવટ સુધી તેમણે કોઇને દુઃખી કર્યા નહિ કે પોતાનો આનંદી સ્વભાવ છોડયોજ નહિ."

ભાઈઓ! આ બધું જોઇને મને વિચાર થાય છે કે, દુનિયામાં જ્યાં જોઇએ ત્યાં લોકો પોતાને સુખી દેખાડવાની તજવીજ કરે છે; એટલે સુધી કે કેટલાક તો તમાચો મારીને પણ મોં લાલ રાખે છે, એટલુંજ નહિ પણ નાની બૂચીઓ પણ બાપુકાકા પાસે રોતાં શરમાય છે, નિશાળિયાઓ મહેતાજી સામે રોતાં અચકાય છે અને મરવા પડેલાં રોગી માણસો પણ 'અમને બહુ રોગ નથી' એમ દેખાડવાની તજવીજ કરે છે; પણ અફસોસ કે સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડના નાથ, અખંડ આનંદસ્વરૂપ, પરમ કલ્યાણકારી, મોક્ષદાતા મહાન પ્રભુ પાસે જતાં આપણે રોતી સૂરત બનીએ છીએ અને દુઃખનીજ વાતો કરીએ છીએ, આ શું ધર્મ છે? શું એ હરિજનોનાં લક્ષણ છે? શું એ કલ્યાણનો રસ્તો છે? અને શું એ તરવાનો રસ્તો છે? અરે! જરા વિચાર તો કરો કે, રોતી સૂરત રહીને પ્રભુ પાસે જવું એ પ્રભુને રાજી કરવાનો ઉપાય છે કે પ્રભુથી વિમુખ થવાનો ઉપાય છે? યાદ રાખજો કે, દુઃખનો રસ્તો નરકમાં જાય છે અને મોઢું તો દુશ્મનની સામે બગાડાય, કાંઇ

મુરબ્બીની સામે નહિ. અન્નદાતા, મોક્ષદાતા, જગકર્તા, દેવોના દેવ, કલ્યાણકારી મહાન ઈશ્વરની સામે કાંઇ મોઢું બગાડાય નહિ. માટે ભાઇઓ! ઈશ્વરી આનંદ મેળવવા સારુ સદા આનંદમાં રહેવાય તેવી રહેણીકરણી રાખતાં શીખો ને સદાય આનંદમાં રહેવાય તેમ કરો.

## ૫—એક મહાત્મા કહેતા કે, જીવતા છતાં મરેલા જેવા શું રહો છો? મરી જઇને પાછા જીવતા થાઓ!

એક ભોળા હરિજને કોઈ જ્ઞાની ભક્તને પૂછ્યું કે, "મહારાજ! ઘણાં વરસ ઉપર અમારા ગામમાં એક મહાત્મા થઇ ગયા; તેને માટે બહુ સારા સારા માણસો પણ કહે છે કે, તે પ્રથમ મરી જઇને પાછા જીવતા થયા હતા અને એ પછી તે સૌને એમજ કહેતા કે, ભાઇઓ! જીવતા રહીને કાં મરો? અરે શા માટે આત્મઘાતી થાઓ છો? ખરી ખૂબી અનુભવવી હોય તો મરી જઇને પાછા જીવતા થાઓ. ભાઇઓ! મરજીવા થઇને જીવો." આ પ્રમાણે તે સૌને કહેતા હતા. હે મહારાજ! આ વાત શું સાચી હશે? શું જીવતા રહીને મરાતું હશે? અને મરી જઇને પાછું જીવતા થઈ શકાતું હશે? એ તે કેમ બને? હું તો આમાં કાંઇ સમજતો નથી, માટે એનો ભેદ મને કહો."

આ સાંભળીને તે ભકતે કહ્યું કે, "હા ભાઈ! એ મહાત્માની વાત સાચી છે ને એજ હરિજનોનાં લક્ષણ છે; એટલુંજ નહિ પણ જ્યારે એમ બને ત્યારેજ જિંદગીની સાર્થકતા થઈ શકે છે; કારણ કે પ્રથમ મરી જઇને પછી જીવીએ ત્યારેજ અંતઃકરણ પવિત્ર થાય છે અને અંતઃકરણ પવિત્ર થાય ત્યારેજ ઈશ્વરને ઓળખી શકાય છે. ભાઈ! જીવતા મૂઆ એટલે કે, મુડદું જેમ કાંઇ કરી શકતું નથી, તેમ ઉત્તમ મનુષ્યાવતાર પામ્યા છતાં ને અનુકૂળ સાધનો છતાં જે પોતાની જિંદગીની ફરજો ન બજાવે તે જીવતાં મૂઆ જેવા છે. મુડદું જેમ પરાધીન છે તેમ જે કોઇ વિનાકારણ પુરુષાર્થ કરતા નથી ને બીજાની ઉપર બોજા જેવા થઇને પડયા રહે છે, તેઓ જીવતાં મૂઆ જેવા છે. મુડદું જેમ જલદીથી બગડવા માંડે છે ને તેમાંથી દુર્ગંધ નીકળે છે, તેમ આ જગતમાં આવીને જે પોતાના વિકારોની ખરાબીઓજ પોતાના ભાઈબંધોમાં

ફેલાવે છે, તે જીવતાં મૂઆ જેવા છે. મુડદું જેમ કોઇનું ભલું કરી શકતું નથી, તેમ ઈશ્વરકૃપાથી અનુકૂળ સાધનો હોય છતાં પણ જે પ્રભુને અર્થે બીજા કોઇનું ભલું કરતા નથી, તેઓ જીવતાં મૂઆ જેવા છે અને મુડદાને જેમ જ્ઞાન હોતું નથી, તેમ સર્વશક્તિમાન, પરમ કૃપાળુ, અનાથના નાથ, મહાન ઈશ્વરનું જ્ઞાન મેળવ્યા વિના ફોગટની હાયવોયમાંજ પોતાની અમૂલ્ય જિંદગી ગુમાવી નાખે છે, તેઓ જીવતાં મૂઆ જેવા છે. માટે મહાત્માઓ કહે છે કે, જીવતા મરો મા ને શાસ્ત્રો કહે છે કે, આત્મઘાતી થાઓ મા; પણ યોગવાસિષ્ઠમાં મહાત્મા વસિષ્ઠ મહારાજ ભગવાન રામચંદ્રજીને કહે છે અને શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન ભાગ્યશાળી અર્જુનને કહે છે તેમ મરી જઇને જીવતા થાઓ; એટલે કે જેમ પ્રભુ રાખે તેમ રહો. જે સ્થિતિમાં તમે હો તે સ્થિતિના ધર્મો બજાવો. કદી કોઇ કામ તમને ગમતું ન હોય તોપણ જો તે તમારું કર્તવ્ય હોય, તો તે પ્રભુઅર્થે કરો અને નાનાંમોટાં કામની તરફ, જશઅપજશ તરફ, લાભહાનિ તરફ ન જુઓ; પણ તમારી ફરજ સામે અને પ્રભુ સામે જોઇને કર્તવ્ય બજાવો. આવી રીતે પોતાનો ભોગ આપીને પણ જે ફરજને ખાતર ફરજ બજાવે અને પ્રભુને અર્થેજ બધાં કર્મો કરે તે મરજીવા કહેવાય છે. જેમ મુડદાને કામક્રોધાદિ વિકાર થતા નથી અને માનાપમાનની લાગણી નથી, તેમ આસક્તિ છોડી દઈને, અહંભાવ છોડી દઇને, મારુંતારું મૂકી દઇને અને ફળની ઇચ્છા તજીને જિંદગીની ફરજ બજાવવાને ખાતરજ પ્રભુપ્રીત્યર્થે કર્મ કરે તે મરજીવા કહેવાય છે. મુડદાને વળીની સાથે નિર્દયતાથી તાણીને બાંધે, તોપણ તેને દુઃખ થતું નથી અને કોઇ તેને અત્તર ચોપડી દાગીના પહેરાવે ને ફૂલો ચડાવે તોપણ તે રાજી થતું નથી; તેમ જે સુખદુઃખમાં સરખી વૃત્તિ રાખે તે મરજીવા કહેવાય છે. મુડદાનાં કોઇ વખાણ કરે ને કોઇ ગાળો દે, તોપણ જેમ તેને હર્ષશોક થતો નથી, તેમ આ દુનિયાદારીની નજીવી નજીવી ચીજોમાં જે રાગદ્વેષ કરતા નથી તેમને મરજીવા સમજવા. મુડદા પાસે તેનાં સગાંવહાલાં રુવે, કકળે ને કૂટેપીટે, તોપણ તે પોતાનો પરાજય માનતું નથી અને તેના માનમાં વાજાંઓ વાગે ને તોપો ફૂટે તોપણ તે પોતાની ફતેહ સમજીને ફુલાતું નથી; તેમ આ દુનિયાદારીની વિચિત્ર બાજીમાં પોતાની હારજીત વખતે ભગવદ્દઇચ્છાને આધીન થઇ જે સમતા રાખે છે, તે હરિજનને જ્ઞાનીઓ મરજીવા

કહે છે. મુડદું જેમ સ્વભાવથીજ પશુપક્ષી કે પંચમહાભૂતનો ભોગ થઇ પડે છે; તેમ હરિજનોની જિંદગી સ્વભાવથીજ પરમાર્થને માટે હોય છે, માટે શાસ્ત્રમાં તેમને મરજીવા કહ્યા છે. મુડદું જેમ પોતાને અર્થે કાંઇ પણ કર્મ કરતું નથી; તેમ જે ભક્ત પોતાનું અભિમાન રાખીને દુનિયામાં ન વર્તે, પણ પોતાનાં બધાં કર્મો મહાન પ્રભુને અર્પણ કરી દે, તેને સંતો મરજીવા કહે છે અને જેમ મુડદાથી જીવ જુદો પડીને ઇશ્વર તરફ જાય છે, તેમ આ દુનિયાદારીની જંજાળમાં રહ્યા છતાં, જેનો જીવ માયાથી જુદો પડી ઇશ્વરમય થઇને રહે છે, તેને મહાત્માઓ મરજીવા કહે છે. માટે ભાઈઓ! જો સંસારસાગર તરવો હોય, ચોરાશીના ફેરામાંથી છૂટવું હોય અને અખંડ આનંદરૂપ અનંત બ્રહ્માંડના નાથની હજૂરમાં રહી અનંતકાળનાં મોક્ષનાં સુખ ભોગવવાં હોય, તો જીવતા મૂઆ જેવા ન થાઓ, પણ મરીને જીવતા થાઓ; એટલે કે મરજીવા થઇને રહો. જે એમ કરી શકે તેજ મહાત્મા છે, તેજ જિંદગીની સાર્થકતા કરનારા છે, તેજ જગતનું કલ્યાણ કરનારા છે અને તેજ ઇશ્વરના કૃપાપાત્ર છે; માટે ભાઇઓ! મરજીવા થાઓ, મરજીવા થાઓ.

## ૬–ભક્તો સદા આનંદમાં રહી શકે છે તેનાં કારણો

આપણે જોઇએ છીએ કે, ભક્તોના ચહેરા ઉપર એક જાતનો આનંદ છવાઇ રહેલો હોય છે, તેઓનાં મન કાંઇક ખાસ ઉત્તમતામાં રમતાં હોય છે, તેઓનાં અંતરમાં શાંતિ હોય છે, ઇશ્વરી આકર્ષણથી તેઓનો જીવ અંદરથી તલપતો હોય છે અને જગત સાથેના વ્યવહારમાં તેઓ બહુ છૂટ મૂકીને, બહુ ક્ષમા રાખીને, બહુ ઉદાર દિલે વર્તી શકે છે; એટલુંજ નહિ પણ જ્યાં આપણને દુઃખના ડુંગરો દેખાતા હોય, ત્યાં પણ તેઓ ધર્મના બળથી સદા આનંદમાં રહી શકે છે; કારણ કે ભક્તિમાર્ગનો એ મુખ્ય સિદ્ધાંત છે કે, હરિજનોએ ભગવદ્દઇચ્છા પ્રમાણે રહેવું જોઇએ. એટલે કે જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ, પોતાની સ્થિતિમાં સંતોષ રાખવો જોઇએ અને આ સંસારમાંજ સ્વર્ગ અનુભવવું જોઇએ; કારણ કે સદા આનંદમાં રહેવું ને આ સંસારમાંજ સ્વર્ગ ભોગવવું એ ભગવદ્દઇચ્છાને આધીન થવાનું ફળ છે, એ હરિજનોનો ધર્મ છે અને શાસ્ત્રમાં કહેલા ભક્તોનાં લક્ષણો છે. માટે

હરિજનોએ સદા આનંદમાં રહેવું જોઇએ.

હરિજનોના આવા ધર્મ હોવાથી, શાસ્ત્રની એવી આજ્ઞા હોવાથી અને મહાત્માઓનો એવો ઉપદેશ હોવાથી ભગવદ્ઇચ્છાને આધીન થયેલા-જાગેલા જીવોથી કાંઇ દુઃખમાં પડયું રહેવાય નહિ. તેઓથી કાંઇ સર્વશક્તિમાન મહાન પ્રભુની સામે ફરિયાદ થાય નહિ અને પોતાની ગમે તેવી સારી કે માઠી સ્થિતિ હોય, તોપણ તેઓથી પોતાની જિંદગીમાં અસંતોષી રહેવાય નહિ. તેણે તો પોતાના વહાલામાં વહાલા અનંત બ્રહ્માંડના નાથ સામું જોઇને તેના આનંદમાં મસ્ત થઇને સદા આનંદમાંજ રહેવું જોઇએ; કારણ કે જે પ્રભુમય થયેલા જીવો હોય છે, તે તો પોતાના પ્રભુમાંજ પોતાનું સર્વસ્વ જુએ છે. તેઓને બહાર નજર કરવાની ફુરસદ કે દરકારજ હોતી નથી. તેઓ તો પ્રભુના સૌંદર્યમાંજ ઘેલા થયેલા હોય છે; પોતાના પ્રભુની મોટાઇમાંજ મગ્ન થયેલા હોય છે; પોતાના પ્રભુના અવિનાશીપણામાંજ અજાયબી પામેલા હોય છે; પોતાના પ્રભુના સર્વવ્યાપકપણામાંજ સર્વસ્વ દેખે છે; પોતાના પ્રભુની કૃપાના ભંડારમાંજ પોતાનું કલ્યાણ જુએ છે; પોતાના પ્રભુની ઇચ્છાને આધીન થવામાંજ પોતાની જિંદગીની સાર્થકતા સમજે છે અને સચ્ચિદાનંદ પવિત્ર પિતા મહાઆનંદસ્વરૂપ પરમાત્મામાંજ પોતાનો આનંદ જુએ છે; તેથી પ્રભુ સિવાય બીજે કોઈ ઠેકાણે તેની નજરજ પડતી નથી; એટલુંજ નહિ પણ જ્યાં દુનિયાનો દિવસ હોય છે ત્યાં તેઓની રાત્રિ હોય છે; એટલે કે વ્યાવહારિક લોકો જે વિષયોમાં ને જે કામોમાં મચેલા હોય છે, તે વિષયોમાં ને તે કામોમાં તેઓ બેદરકાર હોય છે અને જ્યાં દુનિયાની રાત્રિ હોય છે ત્યાં તેઓનો દિવસ હોય છે; એટલે કે આત્મજ્ઞાનની ઊંડી બાબતોમાં જ્યાં દુનિયાદારીના જંજાળી લોકોની દૃષ્ટિ પડતી નથી, ત્યાં તેઓનું ધ્યાન જામેલું રહે છે. આવી ઊંચી દશાવાળા હરિજનો આનંદમાં રહી શકે તેમાં નવાઇ શી ? માટે જો તમારે પણ સદા આનંદમાં રહેવું હોય તો ધર્મનું બળ રાખીને ધર્મના નિયમો પાળીને પ્રભુમય થતાં શીખો !



## ૭–આપણે આપણા દેહથી બહુ થોડાં પાપ કરીએ છીએ; પણ મનમાં પાપના વિચારો બહુ કરીએ છીએ તેથી ખરો આનંદ મેળવી શકતા નથી

એક ભલા માણસે કોઈ સંતને પૂછ્યું કે, "મહારાજ! ઘણો વખત થયાં આ દેહે કરીને મેં કોઇ પણ જાતનાં પાપ કર્યાં નથી; છતાં પણ મારા મનને હજી આનંદ કેમ નથી મળતો? હરિજનોના ચહેરા ઉપર જે શાંતિ હોવી જોઇએ તે શાંતિ મારામાં કેમ નથી? વૈષ્ણવોનાં હૃદયમાં જેવું હેત જોઇએ તેવું હેત મારા હૃદયમાં કેમ નથી? પાપ વિનાનાં માણસોનાં મન શંકા વિનાનાં થઈ ગયાં હોય તેવું મારું મન કેમ નથી થતું? અને ભક્તો પોતાનું પોતાપણું ભૂલી જઇને પરમાર્થમાંજ મચી ગયા હોય છે, તેમ મારાથી કેમ નથી બનતું?" એ સાંભળીને તે સંતે કહ્યું કે, "ભાઈ! તમારાં પાપ હજી ગયાં નથી, તેથી એમ થાય છે. તમે શરીર વડે થતાં બહારનાં મોટાં પાપો છોડયાં છે, પણ હજી મનનાં પાપો ક્યાં છોડયાં છે? હજી તમારી માનસિક સ્થિતિનાં પાપો તમે ક્યાં છોડયાં છે? તમે હવે કોઇ જીવની હિંસા નહિ કરતા હો, ચોરી નહિ કરતા હો, વ્યભિચાર નહિ કરતા હો, જૂઠું નહિ બોલતા હો, જુગાર નહિ રમતા હો, દારૂ નહિ પીતા હો, કોઇ સાથે મારામારી નહિ કરતા હો અને બીજા ઘણાએ હલકી જાતના છળપ્રપંચ નહિ કરતા હો, એ બધી વાત સાચી; પણ એમાં શી નવાઇ? એવાં પાપ તો અધમ લોકો હોય તેજ કરે. તમારા જેવા હરિજનો કાંઇ એવાં મોટાં પાપ કરે નહિ. તમારા જેવા સારા સંસ્કારવાળા ને તમારા જેવા સારાં સાધનોવાળા માણસો એવાં ખુલ્લાં પાપો ન કરે એમાં કાંઈ તેઓની બલિહારી કહેવાય નહિ. તમારે તો એ કરતાં ઘણું વધારે કરી બતાવવું જોઇએ; કારણ કે તમે ધર્મના માર્ગમાં આવેલા છો, તમે તમારું તથા જગતનું કલ્યાણ ઇચ્છો છો, તમે વાજબી શું ને ગેરવાજબી શું, એ સમજી શકો છો અને તમે પ્રભુમય થવા માગો છો; માટે તમારી ફરજ વધી છે, તમારી જોખમદારી વધી છે; કારણ કે તમે દેવોના દેવ, સર્વશક્તિમાન, મહાન ઈશ્વરના વહાલા થવાની, અનંતકાળનાં મોક્ષનાં સુખ મેળવવાની ઇચ્છા રાખો છો. માટે તમારે પ્રભુને અર્થે કાંઇક ખાસ મોટો ભોગ આપવો જોઇએ.

"એ ભોગ કયો? એ ભોગનો અર્થ કાંઇ એવો નથી કે બધું

લૂંટાવી દેવું, એ ભોગનો અર્થ કાંઈ એવો નથી કે ઘર બાળીને તીર્થ કરવાં, એ ભોગનો અર્થ કાંઈ એવો નથી કે ધંધોરોજગાર છોડી દેવો, એ ભોગનો અર્થ કાંઇ એવો નથી કે બાયડીછોકરાંને તજી દેવાં અને એ ભોગનો અર્થ કાંઇ એવો નથી કે કફની પહેરી લેવી; પણ એ ભોગનો અર્થ એટલોજ છે કે, જેમ શરીરના પાપથી બચો છો, તેમ મનના પાપથી બચવું. એ ભોગનો અર્થ એવો છે કે, પોતે પોતાનાં આચરણો સુધારવાં અને એ ભોગનો અર્થ એવો છે કે, આપણો જીવ સર્વ શક્તિમાન મહાન પ્રભુ તરફ જાગેલો રહે તેમ કરવું. આ બધું અંતઃકરણની પવિત્રતાથી થાય છે અને મનમાં ઊઠતા માઠા વિચારોથી બચીએ ત્યારે અંતઃકરણની પવિત્રતા થઇ શકે છે; માટે દેહથી થતાં બહારનાં પાપો છોડચા પછી હવે જે તમારે કરવાનું છે તે એજ કે, વારેવારે મનમાં આવી જતા માઠા વિચારોથી બચવાની તજવીજ કરો. તમે હવે શરીરથી પાપ નથી કરતા એ વાત સાચી; પણ મનથી કેટલાં બધાં પાપ કરો છો, એ કાંઇ ખબર છે ? તમે કાયદા પ્રમાણેની મોટી ચોરી નથી કરતા, પણ આપણને ખબર ન પડે તેવી રીતની આપણાથી નાની નાની કેટલી બધી ચોરીઓ થઈ જાય છે, એ તો જરા વિચારો ! તમે અનીતિ તો કચારેકજ કરી હશે અથવા કદાચ નહિ પણ કરી હોય; પણ અનીતિના વિચારો સાથે મનમાં કેટલા બધા રમ્યા છો, તે તો જરા તપાસો ! તમે મારામારી નથી કરતા પણ તમારા મનમાં ક્રોધના વિચારો કેટલા બધા આવે છે, એ તો જરા જુઓ ! તમે કોઈનું સીધી રીતે બૂરું નથી કરતા પણ બીજાઓની અદેખાઇના તમારા મનમાં કેટલા બધા વિચારો ભરેલા છે, એ તો જરા વિચારો ! અને શાસ્ત્રમાં ના પાડેલી ચીજો તમે નહિ ખાતા હો, પણ બીજી ખાવાલાયક ચીજો માટે તમારા મનમાં કેટલો બધો અભરખો છે ? ને એ માટે એ કરતાં વધારે સારાં કામો છોડી દઇને મનમાં ને મનમાં કેટલી બધી દોડાદોડ કરો છો, એ તો જરા જુઓ ! જો એ બધું જોશો તો તમને જણાશે કે, આવા મનમાં શાંતિ ન હોય તેમાં કાંઇ નવાઇ નથી; એટલુંજ નહિ પણ જો આવી રીતે તમે તમારું અંતર તપાસતાં શીખશો તો એમ પણ સમજી શકશો કે, માણસો પાપનાં કામો બહુ થોડાં કરે છે; પણ પાપના વિચારો ઘણાજ વધારે કરે છે, તેથીજ તેઓ નરકમાં પડચા રહે છે. માટે ભાઈઓ ! જો ખરી

શાંતિ જોઇતી હોય, આત્મિક આનંદ જોઇતો હોય, પવિત્ર જિંદગીની ખૂબી જોઇતી હોય, સત્ય ઈશ્વરી જ્ઞાન જોઈતું હોય અને હરિની હજૂરમાં રહી મોક્ષનાં સુખ ભોગવવાં હોય, તો જેમ બહારનાં પાપ છોડો છો, તેમ અંતરમાંથી પાપના વિચારો ઓછા થાય તેમ કરો, પાપના વિચારો ઓછા થાય તેમ કરો."

## ૮—આપણી પરીક્ષા લેવા સારુ પ્રભુએ આ દુનિયામાં લલચાવનારી ચીજો રાખેલી છે

જો આ દુનિયામાં માણુસોની કાંઈ કસોટીજ ન હોય તો પછી ગોળ અને ખોળ બધું એકસરખુંજ થઈ પડે અને જો એમ થાય તો પછી સારાંનરસાંની કિંમત શી? એમ ન થાય માટે પરમકૃપાળુ પ્રભુએ પોતાના ભક્તોને મોટાઈ આપીને આગળ વધારવા સારુ આ જગતમાં તેઓને માટે ઘણી જાતની પરીક્ષાઓ રાખેલી છે; કારણુ કે આપણે જોઇએ છીએ કે, નિશાળિયાઓ સ્લેટ ઉપર લખવાની એક પાઈની પેન લેવા જાય તોપણુ તપાસીને—વીણી વીણીને લે છે; બાયડીઓ બે પાઇનો ઘડો કે હાંલ્લું લેવા જાય તે પણુ ઠોકી—બજાવી ખાતરી કરીને પછી લે છે; આપણે ગાય, ઘોડો કે કૂતરું વગેરે વેચાતું લઇએ, તેની પણ પ્રથમ પરીક્ષા કરી જોઇએ છીએ અને નાનાં છોકરાંઓની, નવી વહુઓની તથા અજાણ્યા નોકરોની પણુ પ્રથમ પરીક્ષા લઇ ખાતરી થાય ત્યારે તેઓની ઉપર જરૂર જેટલો વિશ્વાસ રાખીએ છીએ. જ્યારે આવી નાની બાબતોમાં પણુ એટલી બધી તજવીજ થાય છે, ત્યારે હરિની હજૂરમાં અનંતકાળનાં મોક્ષસુખ ભોગવવા જવું હોય તેની શું કાંઇ પણુ પરીક્ષા ન હોય કે? હોયજ. એ પરીક્ષા ગમે તેવી આકરી હોય તોપણુ માણુસો તે ખમવાને તૈયાર થાયજ; કારણુ કે અખંડ આનંદ ભોગવવા સારુ ગમે એટલાં દુઃખો સહન કરવાં પડે તોપણુ એમાં શી મોટી વાત છે? પણુ પરમકૃપાળુ પિતા મહાન પરમાત્મા અતિશય દયાળુ છે, તેથી તેણે પોતાના ભક્તો સારુ કોઇ પણુ જાતની આકરી પરીક્ષા રાખી નથી; માત્ર એટલુંજ કે, છોકરાંઓ ચોર છે કે નહિ? તેની પરીક્ષા લેવા સારુ વારંવાર તેની નજરે પડે તેમ માબાપ ઘરમાં છૂટા પૈસા અથવા બીજી કાંઈ સાધારણુ વસ્તુઓ મૂકી રાખે છે. જો એ પૈસા છોકરાંઓ ન લઇ જાય અથવા લઇને તે પાછા માબાપને આપે તો તે છોકરાંઓ સાચાં ગણાય

છે અને હાથમાં આવેલા થોડાક પૈસા માબાપને પાછા આપ્યા તે બદલ તેઓ તેનો વિશ્વાસ કરીને પોતાના સેંકડો, હજારો ને લાખો રૂપિયાનો માલ તેને સોંપી દે છે અને અંતે પોતાનું સર્વસ્વ તેને સોંપી દે છે; તેમજ આપણે સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડના નાથ, અખંડ સચ્ચિદાનંદ, પરમકૃપાળુ પરમાત્માનાં છોકરાં છીએ. તેણે આપણી પરીક્ષા લેવા સારુ આ જગતમાં મોહક વસ્તુઓ મૂકેલી છે; જો એ જરાક વારની નાનકડી મોહક વસ્તુઓમાં લોભાઇ જઇશું તો અનંતકાળનાં મોક્ષધામનાં અલૌકિક સુખો છોડી દેવાં પડશે; કારણ કે જેમ માબાપ ચોરી કરનારાં છોકરાંઓનો કે શેઠો ચોરી કરનારા નોકરોનો ભરોસો કરતા નથી, તેમ માયામાં લોભાઈ જનારાં માણસોનો પ્રભુ ભરોસો કરતા નથી. માટે ભાઇઓ ! એવી ચોરી ન થઈ જાય એ સંભાળજો; કારણકે જ્યારે બહુ હેરાન થશો ત્યારે એવી ચોરીથી માત્ર જરાક વાર તમારા વિકારોને ઉત્તેજન મળશે, પણ જેમ અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ શાંત થતો નથી, પણ ઊલટી તેની ઝાળ વધતી જાય છે, તેમજ વિકારોથી કાંઇ તૃપ્તિ થવાની નથી, પણ ઊલટી તૃષ્ણાની આગ વધતી જશે અને તે ક્યાંસુધી ? છેક નરક સુધી. હવે વિચાર કરો કે, પ્રભુના ઘરની ચોરીથી શું મેળવશો ને શું ગુમાવશો ? જો મનને મજબૂત નહિ રાખો ને માયામાં લોભાઇ જશો તો જીભ બગાડવી પડશે, આંખો બગાડવી પડશે, હોજરી બગાડવી પડશે, મગજ બગાડવું પડશે અને હૃદય પણ બગાડવું પડશે. એથી પ્રથમ તૃષ્ણાની આગ, પછી વેરઝેર, પછી માનસિક દુઃખો, પછી શરીરના રોગો અને છેવટ રૌરવ નરકનાં દુઃખો ભોગવવાં પડશે અને તમારી પરીક્ષા માટે મૂકેલી પ્રભુની વસ્તુઓનો જો ખરાબ ઉપયોગ નહિ કરો તો સ્વર્ગનાં અમૃત, દેવોના રાજા ઇન્દ્રનાં ઇચ્છિત ફળ આપનાર કલ્પવૃક્ષો અને સદાકાળનાં મોક્ષધામનાં સુખો, એ બધું તમારે સારુજ છે; માટે જરાક વારની માયાની ચીજોમાં નહિ લોભાઈ જતાં સર્વશક્તિમાન મહાન ઈશ્વરની પરીક્ષામાં પાસ થવાય તેમ કરજો.

---

## ૯–પ્રભુ કહે છે કે, "જો મારી હજૂરમાં આવવું હોય તો તારા દુશ્મનોનું પણ ભલું કર"

---

આપણા લોકોમાં બહુ સારા માણસો પણ એમ સમજ્યા

કરે છે કે, આપણે આપણા કુટુંબ તરફની ફરજ રૂડી રીતે બજાવીએ એટલે બસ; એથી વધારે બીજું આપણાથી શું થઈ શકે? એટલું બને તોપણ ઘણું છે; એથી આગળ વધેલા માણસો પોતાના દોસ્તો, ઓળખાણ પિછાનવાળાઓ તથા ગરીબોની સંભાળ રાખવામાં સારું સમજે છે. એથી આગળ વધેલાઓ પોતાની નાત અને પોતાના ગામનું ભલું કરવા ઇચ્છે છે; એથી આગળ વધેલાઓ પોતાનો દેશ, પોતાનું રાજ્ય અને પોતાના ધર્મમાં સુધારા કરવા ઇચ્છે છે અને એથી પણ આગળ વધેલા હોય તેઓ આખી દુનિયાનું અને પ્રાણીમાત્રનું ભલું ઇચ્છે છે; છતાં પણ વિચારભૂમિકામાં ને શબ્દરચનામાં એટલે સુધી દૂર પહોંચી ગયેલાઓ પણ પોતાના દુશ્મનો સાથે કેમ વર્તવું તે બાબતમાં ભૂલ કરે છે. અમે જોયું છે કે, જગતને ભસ્મીભૂત માની રાખ ચોળી બેઠેલાઓ પણ, પોતાના દુશ્મનોને માફ કરી શકતા નથી. **आत्मवत् सर्वभूतेषु** એ સિદ્ધાંત માનનારાઓ પણ પોતાનું અપમાન કરનારને માફ કરી શકતા નથી. મોટાં મોટાં ટીલાંટપકાં ને લાંબી લાંબી માળાકંઠીવાળા ભક્તો પણ પોતાનું બૂરું કરનાર માણસોને માફ કરી શકતા નથી અને સારા સારા ત્યાગી વૈરાગીઓ પણ પોતાના વિરુદ્ધની વાતો સાંખી શકતા નથી. એવો પ્રસંગ આવે ત્યારે ઘણી વખત તેઓ સર્વે પોતાને ન શોભે તેવા શબ્દો બોલી દે છે; કારણ કે માણસો ઘણી ચીજો છોડી શકે છે, પણ માનની ઇચ્છા અને અભિમાનની લાગણીને છેવટ સુધી પણ છોડી શકતા નથી. કોઇ ને કોઇ રૂપમાં એ રહી જાય છે, એટલે બીજી ઘણી વસ્તુઓને તજ્યા છતાં પણ ઘણાં માણસોથી પોતાના દુશ્મનોને માફ કરવાનું બની શકતું નથી; કારણ કે એમાં માનની ઇચ્છાને નીચી નમાવવી પડે છે તથા પોતાના પોતાપણાની લાગણીને દાબી દેવી પડે છે અને જ્યાંસુધી પૂર્ણ વૈરાગ્ય ને પૂર્ણ પ્રેમ ન આવે ત્યાંસુધી એ બનવું બહુ મુશ્કેલ છે; અને એમ ન બને ત્યાંસુધી આપણો બધો ધર્મ અધૂરો છે એમ સમજવું; કારણ કે દુશ્મનોને માફ કરવું એ સૌથી છેવટનો ને સૌથી ઉત્તમ ધર્મ છે. માટે એ ધર્મ ન પળાય ત્યાંસુધી એમ સમજવું કે, હજી આપણી માનની ઇચ્છા ગઇ નથી, હજી આપણું અભિમાન ગયું નથી અને હજી આપણામાં પૂરેપૂરો પ્રભુપ્રેમ આવ્યો નથી. જો એ બધું થયું હોય તો દુશ્મનોને માફ કરતાં વાર લાગે નહિ, માટે જ્યાં એ બાબતમાં

વાર લાગે ત્યાં સમજવું કે, હજી આપણે એટલા કાચા છીએ.

ભાઇઓ ! ભક્ત બની મીઠા મીઠા પ્રસાદ ખાવા તો સૌને ભાવે છે. પોતાની આશાઓને તૃપ્ત કરનારી મધુરી મધુરી પ્રાર્થનાઓ અને આત્મિક આનંદ આપનારી સ્તુતિઓ તો ઘણાંઓને ગમે છે. માળા, તિલક ને બહારના પોશાકોના રંગોમાં કાંઇ મોટી વાત નથી. પ્રભુએ આપ્યું હોય તો દાનદક્ષિણા આપવાનું પણ કેટલાકોથી બની શકે છે. રેલવેની સગવડને લીધે તીર્થો કરવામાં ને જમાનાની ફૅશન પ્રમાણેની ધામધૂમોમાં ભાગ લેવા સારુ મંદિરોમાં જવામાં પણ આજના વખતમાં કાંઈ મોટી વાત નથી. વ્રતો તથા કેટલાક નિયમો પણ ભાવે–કભાવે કે રિવાજ અથવા પ્રેમને લીધે પાળી શકાય છે અને બીજાં પણ ધર્મનાં કેટલાંક કામો ઘણા માણસોથી સહેલાઈથી બની શકે છે; કારણ કે એમાં પોતાના અહંભાવનો ભોગ આપવાનું બહુ થોડું હોય છે; તેથી ઉપરની બધી બાબતો પાળી શકે તેઓથી પણ પોતાના દુશ્મનોને માફ કરવાનું સહેલાઇથી બની શકતું નથી અને સર્વશક્તિમાન મહાન પ્રભુનો હુકમ તો એવો છે કે, “ જો મારી હજૂરમાં આવવું હોય તો તારા દુશ્મનોનું ભલું કર. તારા મિત્રોનું ને કુટુંબીઓનું તું ભલું કરે તેમાં શી નવાઇ ? પણ જે તારાં વાંકાં બોલે છે, તેઓને માટે કાંઇક સારાં કામો કર. જે તારી ઠઠ્ઠામશ્કરી કરે છે તેને મદદ કર. જે તને ધિક્કારે છે તેને માન આપ ને જે તારી નિંદા કરે છે તેનું કલ્યાણ ઇચ્છ. જે તારી ઉપર વેર રાખે છે તેની ઉપર કૃપા રાખ. જે તને ગાળો દે છે તેને આશીર્વાદ આપ અને જે તને મારવા ઇચ્છે છે, તેને પ્રભુ માફી આપે એવી પ્રાર્થના કર. એમ કર્યા વિના કાંઇ સ્વર્ગ લૂંટમાં નથી પડયું કે મળી જાય.”

ભાઇઓ ! તુરતમાં એકદમ તમારાથી આ બાબત બની શકે નહિ તો ફિકર નહિ; પણ જેમ બને તેમ વેરઝેર ઓછાં થાય એટલું તો કરો. વેર રાખીને મરી જવામાં સારું નથી એટલું તો સમજજો અને બને ત્યાંસુધી જરા વધારે વધારે છૂટ મૂકી, સૌ સાથે ઉદારતાથી વર્તી એકબીજાના વાંક માફ કરવાની કોશિશ તો કરજો. શરૂઆતમાં જો આટલું કરશો તોપણ ઘણું છે; કારણ કે એમ કરતાં કરતાં જો સાચા ભક્ત થશો, તો કોઇ દુશ્મનોજ રહેશે નહિ અને કદી કોઇ વિનાકારણ પોતાના સ્વભાવ પ્રમાણે કે સંજોગો પ્રમાણે દુશ્મન થાય, તો તેઓને માફ કરી સીધા સ્વર્ગમાં જઇ

શકશો; માટે અનંત બ્રહ્માંડના નાથને અર્થે જેમ બને તેમ આ જગતમાંથી અને આપણી જિંદગીમાંથી વેરઝેર ઓછાં થાય અને અરસપરસની ભૂલો માફ કરી શકાય તેમ કરો.

## ૧૦–કૃપાળુ ઈશ્વરે આપણને ઘણુંએ સુખ આપેલું છે; છતાં પણ આપણે આપણા મનની હલકાઈથી દુઃખ માન્યા કરીએ છીએ

એક મહાત્મા કહેતા હતા કે, "એક ભિખારણ વાઘરણ હતી. તેના ઉપર એક રાજાની મહેરબાની થઈ; તેથી તેને પોતાની રાણી બનાવી. તેને હીરામોતીના હાર આપ્યા, તેને રહેવા માટે સુંદર બંગલો આપ્યો, તેની હજૂરમાં ઘણા ખિદમતદારો આપ્યા અને જે કાંઈ હિસાબમાં નહોતી તેને મહારાણી બનાવી દીધી તથા તેના નામનો ડંકો વગાડી દીધો. એ પછી તે રાણી રાજાને મળતી ત્યારે કહેતી કે, 'તમે શું કામના? હીરાનો હાર તો આપ્યો પણ પગમાં પહેરવાનાં ચાંદીનાં કલ્લાં ક્યાં? સવા લાખની સાડી તો લાવ્યા પણ રોજ પહેરવાની ચોળીનાં હલકાં મોરિયાં ક્યાં? મીનાકારી કામવાળો જરીનો ઘાઘરો તો આપ્યો, પણ જૂના ઘાઘરામાં એક ઘૂઘરી તૂટી ગઈ છે તે તો ટંકાવી આપો! સોનામહોરની થેલી તો આવી પણ મારે રમવાની ચણોઠી ક્યાં? અને રોજ રોજ દ્રાક્ષ, દાડમ, સક્કરજન વગેરે તો મોકલો છો, પણ મારા ગામની સીમમાં થાય છે, તેવાં રાતાંચોળ જેવાં ચણીબોર કે ખાટાં કોઠીમડાં કોઈ દિવસ મોકલ્યાં છે? અરે હું કહેવું ભૂલી ગઈ, પાન બહુ ખવાઈ ગયાં તેથી મોઢું આવી ગયું છે, એની તો કાંઇક દવા આપો! આ બધું તો કાંઈ કરતા નથી ને કહો છો કે, આનંદમાં રહો, આનંદમાં રહો; પણ આનંદમાં તે ક્યાંથી રહેવાય? ન ક્યાંય જવાય કે અવાય, કે ન કાંઇ મનમાન્યું ખવાય કે પિવાય; અહીં તો બધી વાતે નિયમમાં રહેવું પડે; એ તે કેમ પાલવે? તમને પરણીને ઊલટી હું તો દુઃખી થઈ ગઇ!' આવું આવું સાંભળીને રાજા પોતાના મનમાં બહુ દિલગીર થતો. તેને લાગતું કે, આ રાંડ અભાગણી તો જુઓ! એના નસીબમાં એઠા ટુકડાજ છે. હું ઘણોએ એને ચડાવવા માગું છું, પણ તે પોતાની જાત ઉપર ગયાં વિના રહેતી નથી. મેં તેની હજૂરમાં એક શાહજાદીને રાખી; ત્યારે તેણે

કહ્યું કે, 'એ નહિ જોઇએ. એની વાતોમાં હું કાંઇ સમજતી નથી ને એ મને ગમતી નથી. મારી પાસે તો મારી જાતવાળીને રાખો.' તેને સારુ વારેવારે ભારેભારે નવાંનવાં કપડાં લાવું છું ને ઘણા દિવસ થયાં મેં તેને કહ્યું છે કે, જૂનાં કપડાં કોઇ ગરીબને આપી દે. ત્યારે તે કહે છે કે, 'હાય હાય! એવાં સારાં કપડાં કાંઈ આપી દેવાય? એ તો હું રાખી મૂકીશ.' પ્રભુ! પ્રભુ! એને દરિદ્રતાજ ગમે છે, એને દુઃખજ ગમે છે, એને મારી ભૂલો ખોળવીજ ગમે છે, એને મારી ઇચ્છા મુજબ નહિ પણ પોતાનીજ ઇચ્છા મુજબ રહેવું ગમે છે અને એનામાં ઉપકાર માનવાની લાગણી નથી. એને હું શું કરું? આવી રીતે રાજા દિલગીર થતો હતો, તેથી દહાડે દહાડે તેનું હેત ઓછું થતું જતું હતું."

ભાઇઓ! આપણે પણ એ વાઘરણના જેવુંજ કરીએ છીએ. રાજાની કૃપાથી જેમ તે રાણી બની હતી, તેમ ચોરાશી લાખ જાતનાં પ્રાણીઓમાં ઉત્તમ એવો મનુષ્યાવતાર આપણને મળ્યો છે. તે રાણીને જેમ સુંદર મહેલ મળ્યો હતો, તેમ આપણને આ આખી દુનિયા મળેલી છે. તે રાણીને જેમ હીરાના હાર મળ્યા હતા તેમ આપણને અનંત સામર્થ્ય મળેલું છે અને એ રાણીની હજૂરમાં જેમ ઘણા ખિદમતગારો હતા, તેમ આપણી હજૂરમાં આપણી સેવા કરવા માટે પરમકૃપાળુ મહાન ઈશ્વરની હજારો જાતની અખૂટ શક્તિઓ છે; છતાં પણ એ વસ્તુઓ મળી તે માટે રાજાનો ઉપકાર માનવાને બદલે તે રાણી બનેલી વાઘરણ વિનાકારણ પોતાના મનમાં દુઃખજ માન્યા કરતી હતી અને પોતાની પાસે ભારે વસ્તુઓ હોવા છતાં પણ હલકી વસ્તુઓની ઇચ્છા રાખતી હતી; તેમજ આપણને પણ અનંત બ્રહ્માંડના નાથ સર્વશક્તિમાન મહાન ઈશ્વરે અદ્ભુત બળવાળી ઇન્દ્રિયો આપી છે, મહાશક્તિવાળું મન આપ્યું છે, નવાં બ્રહ્માંડો રચી શકે તેવી બુદ્ધિ આપી છે અને છેક ઈશ્વર સુધી પહોંચી ઈશ્વરસ્વરૂપ થઇ શકે એવું આત્મિક બળ આપ્યું છે, એ માટે ઈશ્વરનો ઉપકાર માનવાને બદલે અને એ દિવ્ય શક્તિઓને વાપરવાને બદલે મુડદાના જેવું મોં કરીને રોતાં રોતાં ઈશ્વરને આપણે કહીએ છીએ કે, મને ધન થોડું કેમ આપ્યું? મારા દીકરાને ઘેર દીકરો કેમ નથી આપતો? મને માન કેમ નથી મળતું? મારું કહ્યું લોકો કેમ નથી માનતા? મારી ઇચ્છા મુજબ કેમ નથી થતું? મારી દીકરી માંદી કેમ છે? મારી

કુભારજા સાસુને જલદી ખેંચી કેમ નથી લેતો ? એ મરે તો હું પીડામાંથી છૂટું. મારી છોકરીની વાળી ખોવાઇ ગઇ છે તે કેમ નથી મળતી ? ને મારા પેટમાં અજીર્ણ થયું છે તે કેમ નથી મટતું ? એ તો કાંઇ કરતો નથી ને અમે આનંદમાં તે કેવી રીતે રહીએ ? ભાઇઓ ! અભાગિયા જીવનો સ્વભાવ તો જુઓ ! જિંદગી આપી એ વાત બાજુએ રહી ગઈ, ઉત્તમ મનુષ્યાવતાર આપ્યો એ વાત ભુલાઇ ગઇ, આપણી નજર આગળ બીજાં હજારો માણસ મરી ગયાં; પણ આપણને આજ દિવસ સુધી જીવતા રાખ્યા એ ઉપકાર મટી ગયો, કૃપા કરીને આપણને દીકરો આપ્યો એ હિસાબમાં નહિ, દીકરાને જીવતો રાખ્યો તેની કાંઇ કિંમત નહિ, દીકરાના લગ્નવિવાહ કરવાની તક આપી એ પણ વટાવમાં ગયું ને તેને ઘેર દીકરો ન આવ્યો એ મોટું દુઃખ થઇ પડયું ! દુનિયાની મજા તો જુઓ ? માણસોના મનની નબળાઇ તો જુઓ ! અને આપણે આપણા ધર્મથી કેટલા બધા વિમુખ છીએ એ તો જરા વિચારો !

આ દુનિયામાં કેટલાં બધાં માણસો રોગી છે ? કેટલાં બધાં માણસો અપંગ છે ? કેટલાં બધાં માણસો ભિખારી છે ? કેટલાં બધાં માણસો ગુનેગાર છે ? કેટલાં બધાં માણસો ગુલામગીરી જેવી સ્થિતિમાં છે ? કેટલાં બધાં માણસો મૂર્ખ છે ? અને કેટલાં બધાં માણસો ગાંડાં છે ? એ તો જરા વિચારો ! કૃપા કરીને એ બધી આફતોમાંથી પરમકૃપાળુ મહાન ઈશ્વરે આપણને બચાવ્યા, લાજ આબરુ આપી, જરૂર જેટલો ધંધોરોજગાર આપ્યો, શરીરની સુખાકારી આપી, જિંદગીની જરૂરની ચીજો આપી અને આપણે તેને ભૂલી ગયા છીએ, તેનો ઉપકાર માનતા નથી, તેની પાસે દુઃખ રડયા કરીએ છીએ અને તેના હુકમ વિરુદ્ધ વર્તીએ છીએ; છતાં પણ આપણી ઉપર દયા કરીને તે દયાળુએ બીજાં ઘણીએ જાતનાં સુખો આપ્યાં; પણ એ બધું કાંઈ હિસાબમાં નહિ ને છોકરીના કાનમાંથી નાની વાળી ખોવાઇ ગઇ, એ મોટું દુઃખ થઇ પડયું ! અરે ! હાય હાય, આવી જાતનાં દુઃખોમાં પડયા રહીશું તો આપણો આરો તે કેમ આવશે ? ભાઇઓ અને બહેનો ! યાદ રાખજો કે, આપણાં દુઃખોમાંથી સેંકડે નવ્વાણું ટકા તો આવીજ જાતનાં આપણે આપણી મૂર્ખાઇથી ખસૂસ ઊભાં કરેલાં નમાલાંજ દુઃખો હોય છે અને અફસોસ કે આપણા પવિત્ર ધર્મને બાજુએ મૂકી અખંડ આનંદરૂપ મહામંગળકારી સચ્ચિદાનંદ સ્વરૂપ ઈશ્વરને

વિસારી દઇ તથા અખૂટ સામર્થ્યવાળા અને અનંત શક્તિની સાથે સંબંધવાળા પવિત્ર આત્માનું બળ ભૂલી જઇ કપોળકલ્પિત નજીવાં દુઃખો રડવામાંજ આપણી અમૂલ્ય જિંદગી ખોઈ નાખીએ છીએ. ચોરાશી લાખનો ફેરો કબૂલ કરી લઇએ છીએ અને ચાહીચાહીને દુઃખોને યાદ કરીકરીને નરકનો પરવાનો લઇએ છીએ. આમ ન થાય માટે ઓ હરિજનો! વારંવાર ઇશ્વરનો ઉપકાર માનીને સદા આનંદમાં રહેતાં શીખો! સદા આનંદમાં રહેતાં શીખો!

## ૧૧–જે શરતમાં દોડે અને જીતે તેનેજ ઇનામ મળે, માત્ર રસ્તામાંજ ઊભા રહેનારને મળે નહિ; તેમજ ભક્તિમાં પણ અધવચ લટકી પડે તેને નહિ, પણ જે આગળ વધશે તેનેજ ઇનામ મળશે

ભાઇઓ! ઇનામ લેવું તો સૌને ગમે છે. ઇનામ તે કોને ન ગમે? કારણ કે ઇનામ મેળવવું તેમાં આબરુ છે; તેમાં બીજાઓના કરતાં પોતાનું વધારે પાણી બતાવી આપવાનું છે; તેમાં જિગરની લાગણીથી કામ કરીને પોતાને બળે આગળ વધવાનું છે; તેમાં જિંદગી સુધારવાની ચાવી છે અને તેમાં પોતાનાં ભાઇબહેનોને ઊંચે ચડાવવાનો હુન્નર છે. માટે ઇનામ એ આપણી વહાલી વસ્તુ છે; કારણ કે તે આપણી મહેનત અને પ્રભુની કૃપાનું ફળ છે. ઈનામમાં આવી ખૂબીઓ છે, માટે સૌને મન થઇ જાય છે કે, અમને પણ કાંઈક ઇનામ મળે તો ઠીક; પણ ઇનામ ક્યારે મળે, એની ખબર છે? જ્યારે શરતમાં બીજાઓના કરતાં વધારે આગળ નીકળી જઇએ ત્યારે; જ્યારે બીજાઓના કરતાં વધારે મહેનત કરીએ ત્યારે; જ્યારે ઇનામ આપનારને ખાતરી કરી આપીએ કે, અમે ઇનામ લેવાને લાયક છીએ ત્યારે; જ્યારે શરત જીતી જઇએ ત્યારે અને જ્યારે પ્રભુને સાથે રાખી નિર્ભય થઇને અંતરના બળથી સત્ય રસ્તે કામ કરી શકીએ ત્યારેજ ઇનામ મેળવી શકાય છે. એ વિના આપલપોપલિયા જેવા રહીને કાંઈ ઇનામ મેળવી શકાય નહિ. દુનિયાદારીનાં સાધારણ ઇનામો માટે પણ જ્યારે આટલું બધું કરવું પડે છે અને એ ઇનામોની પણ જ્યારે મોટી કિંમત ગણાય છે. ત્યારે ભાઇઓ! વિચાર તો કરો કે શાંતિના સમુદ્ર, જ્ઞાનના ભંડાર, આનંદસ્વરૂપ, અનંત બ્રહ્માંડના નાથના

ઇનામો કેટલાં બધાં મોટાં હશે ? અને એ ઇનામો લેવા માટે આપણે કેટલું બધું કરવું જોઇએ? વારતહેવારે એક દિવસ પ્રાર્થના કરવા મંદિરમાં જઇએ અને પાછા અઠવાડિયા-પખવાડિયા સુધી ન જઇએ, એથી કાંઇ સર્વશક્તિમાન પ્રભુનાં ઇનામો મળે નહિ. થોડાક શ્લોકો કે થોડાંક પદો ગોખી રાખ્યાં હોય, તે પઢાવેલા પોપટની પેઠે માત્ર મોઢેથી ગાયા કરીએ, પણ તેના અર્થ પ્રમાણે વર્તીએ નહિ, તો તેથી કાંઇ ભાવનાના ભૂખ્યા ઇશ્વરનાં ઇનામો મળે નહિ. અગિયારશ, અમાસ કે એવાજ કોઇ બીજા પ્રસંગે મંદિરમાં જઇને જરા વાર હરિકથા સાંભળી આવીએ ને પછી આ કાનેથી સાંભળીને આ કાનેથી કાઢી નાખીએ તેથી કાંઇ અંતર્યામી પ્રભુનાં મોટાં ઇનામો મળી જાય નહિ. કેટલી જાતના સ્વાર્થ સારુ તથા કેટલાંક કારણો સારુ થોડાક રૂપિયા ખરચીને લહેર કરતા કરતા હવા ખાવા ગયા હોઇએ તેની પેઠે દોઢિયાંના જોરમાં બે-ચાર ઠેકાણે જાત્રા કરી આવીએ, તેથી કાંઈ પ્રભુનાં ઇનામો મળે નહિ. આઠ-પંદર દહાડે ફુરસદ મળે ત્યારે મનને રીઝવવા સારુ ઘડી બે ઘડી મતમતાંતરના ભરેલા સત્સંગમાં જઈ આવીએ, તેથી કાંઇ નિરંજન, નિરાકાર, સર્વવ્યાપક, સર્વજ્ઞ, મહાન ઇશ્વરનાં ઇનામ મળી જાય નહિ અને કુલની, ગામની, દેશની કે બહારના ધર્મની ચાલતી આવેલી જૂની રીતિ પ્રમાણે ભક્તિના બહારના આડંબરો રાખીને અંતરમાં મેલ રાખીએ, તેથી કાંઈ પરમ કૃપાળુ પવિત્ર પિતા સચ્ચિદાનંદ પરમાત્માનાં અલૌકિક ઇનામો મેળવી શકાય નહિ; માટે ભાઇઓ ! જો ભક્તિની શરતમાં આગળ વધવું હોય અને અનંત બ્રહ્માંડના નાથ સર્વશક્તિમાન મહાન પ્રભુનાં ઇનામો મેળવવાં હોય, તો સાચા ભાવથી ને પૂર્ણ બળથી પ્રભુના માર્ગમાં પ્રભુને પગલે પગલે ચાલ્યા કરો, એટલે આ દુનિયાનાં ઇનામો કરતાં કરોડોગણાં કીમતી ઇનામો પ્રભુ પોતે તમને આપશે.

---

## ૧૨-પ્રભુને પગલે પગલે ચાલવું એનો અર્થ શું ? અને પ્રભુના જીવનમાં જીવવું એટલે શું ?

ભાઇઓ ! શાસ્ત્રો અને મહાત્માઓ કહે છે કે, ધર્મ એ પ્રભુનો માર્ગ છે અને આ દુનિયામાં તથા સ્વર્ગમાં જેટલી જાતના સદ્ગુણો છે તથા એ સદ્ગુણોમાંથી ઊપજતાં જેટલાં શુભ કામો છે, તે

તપ, પવિત્રતા, દયા, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય, યોગ, નિષ્કામકર્મ, ઇન્દ્રિયનિગ્રહ અને પરમાર્થ વગેરે બધી જાતના સદ્ગુણો તથા તેમાંથી ઊપજતાં ઈશ્વરીસ્નેહનાં ભલાં કામો જેવાં કે, નિશાળો, ધર્મશાળાઓ, દેવળો, દવાખાનાંઓ, કૂવા, તળાવો, અનાથાશ્રમો, પાંજરાપોળો, હુન્નરકળાનાં ખાતાંઓ, વેપાર વધારવાનાં સાધનો, ગરીબોને તથા દુઃખીઓને મદદ કરવાનાં કામો અને જગતમાં ભાઇચારો વધારનારાં જેટલી જાતનાં રૂડાં કામો છે, તે સર્વ મહાન પ્રભુનાં પવિત્ર પગલાં છે. માટે ધર્મમાર્ગમાં રહીને એ પગલાંઓ-માં ચાલવાથી પ્રભુના જીવનમાં જીવી શકાય છે અને પ્રભુના જી-વનમાં જીવવું એજ સૌથી ઊંચામાં ઊંચી ભક્તિ છે; પણ પ્રભુના જીવનમાં જીવવું એટલે શું? એ બાબત ઘણાં માણુસો સમજી શ-કતાં નથી. એને માટે શાસ્ત્રો તથા મહાત્માઓ કહે છે કેઃ–

જ્યારે જ્યારે આ દુનિયામાં ધર્મ ઓછો થઇ જાય છે અને અધર્મ વધી જાય છે, ત્યારે ત્યારે ધર્મનું રક્ષણ કરવા સારુ અને અધર્મીઓનો નાશ કરવા સારુ દયાળુ પ્રભુ અવતાર લે છે. એવા ઘણા અવતારો થઇ ગયા છે અને ઘણા અવતારો થયા કરશે. એ દરેક અવતારી પુરુષમાં આપણા કરતાં ઇશ્વરનું ઐશ્વર્ય ઘણુંજ વધારે હોય છે; તેથી તેઓ બીજાં સાધારણ માણુસો કરતાં લા-ખોગણાં વધારે સારાં અને મોટાં કામો કરી શકે છે. એ અવતારી પુરુષો જગતમાં ઉત્તમમાં ઉત્તમ નમૂનારૂપ છે; કારણ કે તેઓ પ્રભુના અસલી માર્ગ ઉપર આપણે ચાલી શકીએ તેવી સીધી નવી સડકો બાંધી આપે છે અને પ્રભુનાં પગલાં સ્પષ્ટ કરી આપે છે; એટલુંજ નહિ પણ એવા અવતારી પુરુષો કરતાં બીજી કોઇ વધારે સારી મહાશક્તિઓ આપણે જોઈ નથી અને એઓનાં ચારિત્ર કરતાં વધારે ઉત્તમ ચારિત્ર હજી સુધી આપણા ખ્યાલમાં પણ આવી શકતું નથી; માટે એવા અવતારી પુરુષોએ જે વિચારો-માં ને જે કામોમાં આ જગતમાં પોતાનું જીવન ગાળ્યું હોય, તે વિચારોમાં ને તે કામોમાં આપણી જિંદગી ગુજારવી, તેનું નામ પ્રભુના જીવનમાં જીવવું છે. દાખલા તરીકેઃ–

રામ પુત્ર તરીકે કેવા આજ્ઞાપાલક હતા, પતિ તરીકે કેવા સ્નેહવાળા હતા, રાજા તરીકે રૈયતના કેવા શુભેચ્છક હતા, ભાઈ તરીકે ભાઇઓ તરફ કેવા લાગણીવાળા હતા, યોદ્ધા તરીકે કેવા બહાદુર હતા, શિષ્ય તરીકે ગુરુ તરફ કેટલો બધો પૂજ્યભાવ

રાખનારા હતા, બાળક તરીકે કેવા નિર્દોષ, ખૂબસૂરત ને નમૂનારૂપ હતા, મિત્ર તરીકે કેવા સહૃદય હતા, ધણી તરીકે નોકરોનું કેટલું બધું ભલું કરનાર હતા, બાપ તરીકે બચ્ચાંઓ તરફ કેટલો બધો વાત્સલ્યભાવ રાખનારા હતા, એકપત્નીવ્રત માટે કેટલા બધા ચોક્કસ હતા, એક વચન માટે કેટલો બધો ભોગ આપી શકે તેવા હતા, દુષ્ટોને દંડ દેવામાં કેવા તત્પર હતા, મહાત્માઓની સેવા કરવામાં કેવા ઉત્સાહી હતા અને આખી જિંદગીની દરેક ફરજો તેમણે કેવી સરસ રીતે ધર્મના માર્ગમાંજ ગાળી હતી તે સમજીને તથા તેજ પ્રમાણે બીજા અવતારી પુરુષોનાં ઉત્તમ ચરિત્રો જોઇ તેમનું રહસ્ય સમજીને, એ પ્રમાણે ઉત્તમ ધર્મના માર્ગમાં પવિત્ર રીતે આપણી જિંદગી ગાળવી, તેનું નામ પ્રભુના જીવનમાં જીવવું છે. ભાઇઓ ! યાદ રાખજો કે, એવી રીતે પ્રભુના જીવનમાં જીવ્યા વિના માત્ર બહારના ઢોંગસોંગથીજ કાંઇ આરો આવવાનો નથી; માટે જો મોક્ષ મેળવવાની ઇચ્છા હોય, તો પ્રભુના માર્ગમાં પ્રભુને પગલે પગલે ચલાય અને પ્રભુના જીવનમાં જિવાય તેમ કરો.

## ૧૩—આ દુનિયામાં જીવતા કેમ રહેવું, એ તો ઘણાએ શીખવે છે, પણ આનંદથી કેમ મરવું, એ શીખો

એક મહાત્મા કહેતા કે, "આ જગતમાં જીવતા કેમ રહેવું? તેને માટે તો સેંકડો જાતનાં શાસ્ત્રો છે, હજારો જાતની યુક્તિઓ છે ને લાખો દવાઓ છે. જેમકે વૈદકશાસ્ત્ર આયુષ્ય વધારવા માટે છે, પાકશાસ્ત્ર જિંદગી બચાવવા માટે છે, ખેતીવાડીની વિદ્યા જિંદગીને મદદ કરવા માટે છે, વેપારની કળા જિંદગીને સુખી રાખવા માટે છે અને જગતની બીજી સૌ વિદ્યા મનુષ્યજાતને સુખી કરવામાં મદદ કરનારી છે; એટલુંજ નહિ પણ તંદુરસ્તી ખાતાંવાળાઓ કહે છે કે, રસ્તા સાફ રાખો, ઘર સાફ રાખો, ગંદકી રાખો મા, ગલીચી કરો મા, શરદીથી બચો, ગરમીથી બચો, આળસથી બચો, ગજા ઉપરાંત મહેનત કરો મા, વિષયોના ગુલામ બનો મા, પેટ સાફ રાખો, માથું ઠંડું રાખો, હાથપગ ગરમ રાખો, કસરત કરો, ચેપી રોગથી બચો, બારીક જંતુઓથી બચો, નિયમ પ્રમાણે સારો ખોરાક ખાઓ, પૂરતી ઊંઘ લો, કપડાં સાફ રાખો, શરીર સાફ રાખો, ખરાબ હવાથી બચો, મોસમ મોસમનાં ફળ

ખાઓ, ઉદ્યોગી જિંદગી ગાળો અને વૈદકના નિયમ પ્રમાણે ચાલો. આ જાતિનું શિક્ષણ આપવા સારુ હજારો જાતનાં પુસ્તકો છે. રાજ્યનાં ઘણી જાતના ફરજિયાત કાયદાઓ છે, ઘણી જાતનાં હથિયારો છે, ઘણી જાતના સંચાઓ છે અને બીજાં અનેક પ્રકારનાં સાધનો છે તથા લાખો વિદ્વાનો એ જાતનું જ્ઞાન ફેલાવવા માટે જુદી જુદી લાઇનમાં જુદું જુદું કામ કરી રહ્યા છે. ભાઇઓ! આ બધું શા માટે? આ જગતમાં જીવતા કેમ રહેવું તે શીખવવા માટે. બેશક, એ બધી બહુ જરૂરની બાબતો છે; કારણ કે જો જિંદગીની હયાતી હોય તોજ બધું થઇ શકે છે; જિંદગી હોય તોજ સુખ ભોગવી શકાય છે; જિંદગી હોય તોજ પરમાર્થ કરી શકાય છે; જિંદગી હોય તોજ ધર્મ કરી શકાય છે. જિંદગી હોય તોજ ઈશ્વરી જ્ઞાન મેળવી શકાય છે અને જિંદગી હોય તોજ મોક્ષ મેળવી શકાય છે, માટે જિંદગી જાળવી રાખવાના નિયમો જાણી લેવા એ બહુજ જરૂરની બાબત છે; છતાં પણ યાદ રાખજો કેઃ—

"આપણે ગમે એટલી લાંબી જિંદગી ભોગવીએ, તોપણ અંતે મોત તો આપણી ઉપર છે, છે ને છેજ. એ કદી પણ કોઇને છોડવાનું નથી, માટે જેમ સુખેથી જીવતા રહી શકવાની વિદ્યા શીખીએ છીએ, તેમ આનંદથી મરવાની વિદ્યા પણ આપણે શીખવી જોઇએ; કારણ કે ગમે ત્યારે પણ મરવું તો નક્કી છેજ; ત્યારે મોત સુધારવું એ શું જરૂરની બાબત નથી? શાસ્ત્રોમાં કહ્યું છે કે, જો મોત બગડી જાય તો ચોરાશી લાખના ફેરામાં પડી જવાય છે, જો મોત બગડી જાય તો કર્યુંકારવ્યું બધું ધૂળમાં મળી જાય છે અને જો મોત બગડી જાય તો નરકમાં જવું પડે છે. વળી શાસ્ત્રમાં એમ પણ કહેલું છે કે, મરણ વખતે જેવી મતિ થાય તેવી ગતિ થાય છે; માટે મોત સુધારવું એ બહુજ જરૂરની વાત છે; છતાં પણ આપણે જોઇએ છીએ કે, બહુજ થોડાં માણસો પોતાનું મોત સુધારવાની દરકાર રાખે છે. બાકી તો બધા રોતા રોતા મરે છે, પથારી બગાડતા બગાડતા મરે છે, મડાં–મોં કરીને મરે છે, અંતરમાં હજારો આપદાઓ ભરીને મરે છે, જગતનાં વેરઝેર લઇને મરે છે, ત્રિદોષથી ગાંડા થઈને ગમે તેમ બકબકાટો કરતા મરે છે અને ઈશ્વરનો ઉપકાર માનવાને બદલે ઈશ્વર તરફ મોઢું બગાડતા બગાડતા મરે છે; તેમજ જાણે કાંઇ મોટો ગુનો કર્યો હોય તેથી વૉરંટ લઇને પોલીસ પકડવા આવી હોય ને ગુનેગાર અતિ-

શય ધાસ્તીથી હેબત ખાઇને નાસભાગ કરતો હોય તેમ રિબાઈ રિબાઇને મરે છે. આમ થાય એ શું દિલગીરીની વાત નથી? આમ થાય એ શું આપણી નાલાયકી નથી? આમ થાય એ શું આપણા ઉત્તમ ધર્મનું મોટું અપમાન નથી? અને મોત વખતે આવી રીતે તનમાંથી તથા મનમાંથી દુઃખી થઈને મરવું એ શું હરિજનોનું લક્ષણ છે? કહો કે નહિજ. એવી રીતે મરવું એ તો અવગતે જવાનો રસ્તો છે; માટે મહાત્માઓ કહે છે કે, જેમ જીવતા રહેવાની વિદ્યા શીખો છો, તેમ મોત સુધારવાની વિદ્યા પણ શીખો!!

"મરતી વખતે હરિજનોની સ્થિતિ કેવી હોય છે એ તમને ખબર છે? જાણે ઇનામ લેવા જતા હોય એવા એ વખતે તેઓના ચહેરા આનંદી હોય છે, તેઓનાં મન શાંત હોય છે, તેઓની બુદ્ધિ નિર્મળ હોય છે, તેઓનાં અંતઃકરણ તૃપ્તિ પામેલાં હોય છે અને તેઓના આત્માનો પરમાત્માની સાથે તાર લાગેલો હોય છે. તેઓ એ વખતે જગતની સૌ ઉપાધિને ભૂલી જાય છે, તેઓ સૌની માફી માગી લે છે ને સૌને માફ કરી જાય છે; તેઓ સૌને આશીર્વાદ આપતા જાય છે ને સૌના અંતરનો સંતોષ લેતા જાય છે. તેઓ જગતને પોતાનાં ઉત્તમ ચારિત્રનો વારસો આપતા જાય છે ને પોતાને માનનારાનાં દુઃખો હરતા જાય છે તથા તેઓ જાણે જૂનાં લૂગડાં બદલીને નવાં લૂગડાં પહેરતા હોય તેમ ઈશ્વરનો ઉપકાર માનતા માનતા દેહ બદલે છે. એ વખતે આપણને એમ લાગી જાય છે કે, જાણે કોઈ મહાત્માને તેડવા માટે બહુ માનમરતબાથી મહારાજાધિરાજની પાલખી આવી હોય અને તેમાં વિનય સહિત માનપૂર્વક ગંભીરતાથી બેસીને સૌને રાજી કરીને આનંદી અંતઃકરણથી ઉપકાર માનતા માનતા મહારાજાની હજૂરમાં જતા હોય તેમ તેઓ સ્વર્ગમાં જાય છે.

"ભાઇઓ! આવું મોત કેમ થાય છે એ તમને ખબર છે? રહેણીકરણી ઉત્તમ રાખવાથી આવી રીતે મોત સુધરે છે, ધર્મ પાળવાથી મોત સુધરે છે, પાપથી બચવાથી મોત સુધરે છે, આપણી જિંદગીનાં ભલાં કર્મો ઈશ્વરને અર્પણ કરી દેવાથી મોત સુધરે છે, ભગવદ્ઇચ્છાને આધીન થઇ જવાથી મોત સુધરે છે, જગતનું મિથ્યાપણું સમજીને અનુભવમાં લેવાથી મોત સુધરે છે, પરમાર્થ કરવાથી મોત સુધરે છે, પોતાની શક્તિ પ્રમાણે જગતના

જીવોની સેવા કરવાથી મોત સુધરે છે, આત્મિક શક્તિઓને ખીલવવાથી મોત સુધરે છે, મહાત્માઓની સેવા કરવાથી મોત સુધરે છે અને પરમકૃપાળુ સર્વશક્તિમાન મહાન ઈશ્વરની ભક્તિ કરવાથી તથા તેના સ્વરૂપનું સત્ય જ્ઞાન મેળવ્યાથી મોત સુધરે છે. માટે ભાઇઓ! જેમ જીવતાં શીખો છો તેમ મરતાં શીખો; કારણ કે મોત સુધારવાની ઉપરજ બધો આધાર છે, માટે જેમ બને તેમ મોત સુધરે એમ કરો."

## ૧૪–દુઃખને યાદ કરી કરીને રોયા કરવાથી પ્રભુથી વિમુખ થવાય છે

આપણે જોઇએ છીએ કે, ઘણીએ બાઈઓ બહુ ભક્તિમાન હોય છે, બહુ ધર્મભાવવાળી હોય છે, બહુ ભલી લાગણીની હોય છે, બહુ નિયમો પાળવાવાળી હોય છે, બહુ સેવા કરનારી હોય છે અને દેહનું બહુ કષ્ટ સહન કરનારી તથા એ ખાતે બહુ વખત રોકનારી હોય છે, છતાં પણ તેઓની પાંપણમાં પાણી હોય છે. એથી પરિણામ શું થાય છે એ તમને ખબર છે? જરાક પાણી કાચા રંગનાં બહુ સારાં ચિત્રોને પણ ભૂંસી નાખે છે, તેમ આપણી ધર્મભાવનાનાં શરૂઆતનાં અધૂરાં અધૂરાં મીઠડાં ચિત્રોને આપણી આંખનાં આંસુઓ ધોઇ નાખે છે. જેમ કરોળિયાએ પોતાના કાળજામાંથી લાળ કાઢી કાઢીને મહામુશ્કેલીએ નાનકડું જાળું બાંધ્યું હોય, તેને કાંઇ પણ મહેનત વિના સહેજમાં ઝાડુ કાઢનારી તોડી નાખે છે, તેમજ દુનિયાદારીના મોહ માટે આપણી આંખમાંથી પડતાં આંસુઓ અને આપણા મનની દિલગીરી આપણી ધર્મભાવનાને ધોઇ નાખે છે; કારણ કે આપણા સ્વાર્થને ખાતર રોયા કરવું એનો અર્થ શું? મહાત્માઓ કહે છે કે, એનો અર્થ પ્રભુની સામે થવું એજ છે. આપણી આંખમાંથી આપણા સ્વાર્થનાં આંસુ પાડવાં એનો અર્થ એજ કે, આપણામાં ધર્મનું બળ એટલું ઓછું છે. દુનિયાદારીનાં ઘડીકવારનાં નજીવાં દુઃખો માટે આપણી આંખમાંથી આંસુ પાડવાં એનો અર્થ એજ કે, જેવો જોઇએ તેવો પ્રભુમાં આપણને વિશ્વાસ નથી. જગતની અને દેહની સાથે જોડાયેલાં સ્વાભાવિક દુઃખો માટે રોયા કરવું એનો અર્થ એજ કે, જગતનું મિથ્યાપણું ને મહાન પ્રભુનો મહિમા આપણે સમજ્યા નથી. સ્થિતિના ફેરફારથી ને સંજોગો બદલાઇ જવાથી રોયા

કરવું એનો અર્થ એજ કે, આપણે ભગવદ્દઇચ્છાને આધીન થઇ શકતા નથી. આપણા મનમાં ભરાઇ ગયેલા કામ, ક્રોધ કે લોભની તૃપ્તિ ન થાય તે સારુ રોયા કરવું, એનો અર્થ એજ કે, હજી સુધી આપણને જેવો જોઇએ તેવો ઇશ્વર ગમતો નથી અને જે દુઃખો આપણાથી અટકાવી શકાય તેવાં નથી, તેને માટે રોયા કરવું એનો અર્થ એજ કે, આપણે આપણા શાંતિદાયક પવિત્ર ધર્મને બરાબર સમજ્યા નથી ને એ ધર્મ પાળવાનું બળ હજી આપણે મેળવ્યું નથી. આવી કાચી સ્થિતિમાં રહી મનને દિલગીરીમાં રાખી આંખમાંથી દડ દડ આંસુ પાડીએ, તે ગરમ આંસુ શરૂઆતની આપણી ધર્મભાવનાનાં અધૂરાં અધૂરાં ચિત્રોને ભૂંસી નાખે તેમાં નવાઈ શી ? માટે ઓ ભાઇઓ ને બહેનો ! યાદ રાખજો કે, આપણાં ગરમ આંસુઓ એ સખ્તમાં સખ્ત ઝેરી તેજાબ કરતાં પણ વધારે ખરાબ છે; કારણ કે તે દુઃખમાંથી પેદા થાય છે અને પ્રભુના વિરોધી થવાથી એટલે કે પ્રભુના નિયમો નહિ પાળવાથી તથા પ્રભુનો મહિમા નહિ સમજવાથી દુઃખ પેદા થાય છે; એટલુંજ નહિ પણ દુઃખ પાપ તરફ ખેંચે છે અને પાપ નરક તરફ ખેંચે છે. માટે ભગવાનના આશરાના બળવાળા ને ભગવદ્ ઇચ્છાને આધીન થનારા હરિજનો કદી પણ દિલગીર થતા નથી; કારણ કે તેઓ સમજે છે કે, આપણાં દુઃખનાં આંસુઓ આપણા વિશ્વાસને ઢીલો કરી નાખે છે; આપણાં આંસુઓ આપણા પ્રભુપ્રેમને તોડી નાખે છે; આપણાં આંસુઓ આપણા ઈશ્વરી જ્ઞાનને ઉડાવી દે છે, આપણાં આંસુઓ આપણી પવિત્રતાને ઝાંખી કરી નાખે છે; આપણાં આંસુઓ આપણા અંતરના મંદ વૈરાગ્યને કાઢી મૂકે છે; આપણાં આંસુઓ આપણી જિંદગીની મીઠાશ લૂંટી લે છે; આપણાં આંસુઓ આપણા શરીરનો રસકસ લૂંટી લે છે અને આપણાં આંસુઓ આપણને પ્રભુથી વિમુખ કરે છે; કારણ કે જેમ જરાક ખટાશ ઘણા દૂધને બગાડી નાખે છે, તેમ થોડીક દિલગીરી પણ આપણા અંતરના ધર્મને બહુજ બગાડી નાખે છે. જેમ જરાક અગ્નિ ઘાસના મોટા ઢગલાને બાળી દે છે, તેમ થોડીક દિલગીરી પણ આપણી ધર્મભાવનાને હલાવી દે છે અને જેમ જરાક જેટલો લસણનો વઘાર બહુ દૂર સુધી દુર્ગંધી ફેલાવી દે છે, તેમ આપણાં થોડાંક આંસુઓ આપણી ઘણીએ ઉત્તમ ભાવનાઓને મોટો ધક્કો પહોંચાડી દે છે; એટલુંજ નહિ પણ જેમ તેલ ને ઘાણી એકરૂપ

થઇ શકે નહિ તેમજ દિલગીરી કદી પણ ધર્મની સાથે મળી શકે-જ નહિ; માટે ઓ ભાવિક ભાઇબહેનો! પાંપણમાંજ પાણી રાખતાં જરા વિચારજો. દુઃખોની ગણતરી કર્યા કરવામાંજ દહાડાઓ કાઢતાં જરા સંભાળજો. જેનીતેની આગળ વારે વારે દુઃખનાં રોદણાં રોયા કરતાં પહેલાં જરા પવિત્ર ધર્મ સામું જોજો અને એ યાદ રાખજો કે, બહુ દેવદર્શન કરીએ, નહાવાધોવામાં સૌ કરતાં સરસ થઇએ અને બહારના આચારમાં તથા મગજની હોશિયારી બતાવવામાં બહુ વધી જઇએ, તોપણ જ્યાંસુધી અંતરમાં દિલગીરી રહે ને આંખમાં આંસુ રહે ત્યાંસુધી પ્રભુ આપણી સેવા અંગીકાર કરતા નથી; કારણ કે જ્યાંસુધી આપણું મન એવું કાચું હોય ત્યાંસુધી આપણી ભાવનાઓ ઠરતી નથી, ત્યાંસુધી આપણો વધતો વિશ્વાસ જામતો નથી, ત્યાંસુધી આપણો પ્રેમ વધતો નથી, ત્યાંસુધી આપણને ચોખ્ખું જ્ઞાન થતું નથી અને ત્યાંસુધી આપણી ભક્તિ આપણને ફળીભૂત થતી નથી; માટે જો સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડના નાથ, મહામંગળકારી, સદા સુખરૂપ શાંતિદાતા પવિત્ર પિતા સચ્ચિદાનંદ પરમાત્માનો આનંદ લૂંટવો હોય અને તેની સાથે તાર મિલાવવો હોય, તો જેમ બને તેમ તમારા અંતરમાંથી દુઃખ ઓછું થાય તેમ કરો.

---

## ૧૫–ધર્મની બહારની જુદી જુદી ક્રિયાઓ સામે ન જુઓ, પણ અંતરના હેતુઓ સામે જુઓ

એક જિજ્ઞાસુએ કોઇ સંતને પૂછ્યું કે, "મહારાજ! કોઇ માને છે કે, વારે વારે નાહવું તેમાં ધર્મ છે; ત્યારે કોઇ માને છે કે, બહુ પાણી ઢોરવાથી જીવડાં મરે છે, માટે નાહવાથી પાપ થાય છે. કોઇ માને છે કે, ચોટલી રાખવવાથી ધર્મ થાય છે; ત્યારે બીજાઓ માને છે કે, માથું મૂંડાવવાથી ધર્મ થાય છે. કોઇ માને છે કે, ઠાકોરજીના પ્રસાદ ખાવાથી ધર્મ થાય છે; ત્યારે કોઇ માને છે કે, ઉપવાસ કરવાથી ધર્મ થાય છે. કોઇ માને છે કે ઘરમાં અખંડ અગ્નિ રાખવાથી ધર્મ થાય છે; ત્યારે બીજાઓ કહે છે કે, અગ્નિનો ત્યાગ કરવાથી ધર્મ થાય છે. કોઇ માને છે કે, મૂર્તિ પૂજવાથી ધર્મ થાય છે; ત્યારે કોઇ માને છે કે, મૂર્તિ પૂજવાથી પાપ થાય છે. કોઇ માને છે કે, ઈશ્વર અવતાર લે છે; ત્યારે કોઇ કહે છે કે

ઈશ્વરનો અવતાર હોયજ નહિ. કોઈ કહે છે કે, તીર્થોની અમુક જગ્યાઓ પવિત્ર છે; ત્યારે બીજાઓ કહે છે કે, બધી જગ્યાઓ સરખી છે. કોઇ મુડદાંની કબરો પૂજે છે; ત્યારે બીજાઓ કહે છે કે, કબરો પાસે જઇએ તો અભડાઇ જઇએ. કોઈ માને છે કે, અમુક મહાત્માની મારફતે તરી શકાય છે; ત્યારે બીજાઓ કહે છે કે, તમે જેને મહાત્મા કહો છો તેમાં કાંઇ માલ હોતો નથી. કોઇ માને છે કે મરજાદ લઇ સૌથી અલગ થઇ જવાથી પ્રભુ રાજી થાય છે; ત્યારે કોઇ માને છે કે, સૌ સાથે અભેદ રાખ્યાથી પ્રભુ રાજી થાય છે. કોઇ માને છે કે, યજ્ઞો કરવાથી પ્રભુ રાજી થાય છે; ત્યારે બીજાઓ કહે છે કે, યજ્ઞ કરવાથી પાપ થાય છે. કોઇ કહે છે કે, ગૃહસ્થાશ્રમ ભોગવવાથી ધર્મ પાળી શકાય છે; ત્યારે કોઈ કહે છે કે, ત્યાગી થવાથી ધર્મ પાળી શકાય છે અને કોઇ કહે છે કે, ઈશ્વર સાકાર છે; ત્યારે બીજાઓ કહે છે કે, ઈશ્વર નિરાકાર છે. આવી રીતે પરસ્પર એક એકથી તદ્દન વિરુદ્ધ એવી હજારો બાબતો છે. તેમાંથી શું સાચું ને શું ખોટું? તે હું સમજી શકતો નથી; માટે મહારાજ! મને સત્ય બતાવો, મને તત્ત્વ બતાવો, મને મારી જિંદગી સુધારવાનો ઉપાય બતાવો."

એ સાંભળીને તે સંતે કહ્યું કે, "ભાઈ! જો ઉપલક નજરે જોઇએ તો એ બધી બાબતોમાં પરસ્પર બહુ મોટો વિરોધ દેખાય છે; પણ એમાંની કોઇ પણ બાબત ઉપર બહુ ઊંડા ઊતરીને જો વિચાર કરીએ, તો તે દરેક બાબતમાં કાંઈક રહસ્ય દેખાય છે; કારણ કે એ દરેક બાબતો તે ફળ ઉપરની છાલ છે, પણ તેની અંદરનો માવો કાંઈક જુદોજ છે. માટે આપણી જે ભૂલ થાય છે તે એજ છે કે, આપણે સૌએ અમુક અમુક રંગનાં ને જુદી જુદી જાતનાં ચશ્માં પહેરી લીધેલાં છે; એટલે એ ચશ્માંના રંગ પ્રમાણે આપણને બહારની વસ્તુઓ દેખાય છે ને તેમ છતાં આપણે એ બહારની છાલના રૂપરંગ ઉપરથી અંદરના માવાનું અનુમાન કરીએ છીએ, તેથી વસ્તુની પરીક્ષા કરવામાં આપણે ઠગાઇ જઇએ છીએ; પણ જો સાચી રીતે વસ્તુને ઓળખવી હોય તો આપણે વિચાર કરવો જોઇએ કે, જે જે બાબતની આપણે નિંદા કરીએ છીએ, તે તે બાબત તેવીજ છે કે આપણાં ચશ્માંના રંગને લીધે તે એવી દેખાય છે. જો એમ વિચારીએ તો સમજાય કે, જે માણસ ઉપવાસ કરે છે, તે પણ પોતાના અંતરની ભાવનાને તૃપ્ત કરવા

સારુ ને પોતાનું કલ્યાણ થાય તે સારુ પ્રભુને અર્થે તેમ કરે છે અને જે માણુસ ઠાકોરજી પાસે છપ્પન ભોગ ધરાવીને પોતે તે પ્રસાદ લે, તે પણ પોતાના અંતરની ભાવનાને તૃપ્ત કરવા સારુ પોતાના કલ્યાણની ઇચ્છાએ, પ્રભુને અર્થે તેમ કરે છે. જો કે એ બન્ને કર્મો જુદાં જુદાં છે, પણ તે બન્નેની મૂળ ભાવનાઓ એકજ છે અને તે બન્ને એ પ્રમાણેની એક એકથી ઊલટી ક્રિયાઓ મહાન પ્રભુને અર્થેજ કરે છે; માટે તે બન્નેને પોતપોતાની ભાવના ને પોતપોતાના પુરુષાર્થ પ્રમાણે, સર્વ રૂપે રહેનાર, સર્વના અંતરના હેતુ સમજનાર, અંતર્યામી–સર્વજ્ઞ કૃપાળુ ઈશ્વર તરફથી રૂડાં ફળ મળે છે. જે માણુસ અગ્નિહોત્રી થઇને હમેશાં અગ્નિ પ્રજ્વલિત રાખે છે ને તેમાં વિધિસર હોમ કરે છે, તે પણ પોતાના અંતરાત્માને તૃપ્ત કરવા સારુ મહાન પ્રભુને અર્થે કરે છે અને જે માણુસ પોતાની સર્વ વસ્તુનું દાન આપી દઇ, પોતાનાં સાંસારિક સુખોનો ભોગ આપી સંન્યાસ લઇ અગ્નિનો ત્યાગ કરે છે, તે પણ પોતાના અંતરાત્માને તૃપ્ત કરવા સારુ પોતાની શુદ્ધ ભાવનાથી સર્વશક્તિમાન મહાન પ્રભુને અર્થેજ કરે છે; તેમજ આ વસ્તુમાં માલ નથી, આ બાબતમાં સાર નથી, આ વિષયકામના નથી અને આમાં પ્રભુ નથી, એમ સમજીને જે માણુસ મરજાદ લઇ સૌથી અલગ થઇ જાય તે પોતાના કલ્યાણ સારુ પ્રભુને અર્થે એમ કરે છે અને જે માણુસ એમ સમજે છે કે, સર્વવ્યાપક અનંત બ્રહ્માંડના નાથ એક ઈશ્વરની સત્તા વિનાની કોઇ પણ વસ્તુ નથી; માટે સર્વવ્યાપક પ્રભુ આમાં છે, આમાં છે ને આમાં પણ છે, એમ સમજીને જે સર્વમાં અભેદ રાખે છે, સર્વમાં સમદૃષ્ટિ રાખે છે ને સર્વમાં આત્મદૃષ્ટિ રાખે છે, તે પણ પોતાના કલ્યાણ સારુ સચ્ચિદાનંદ પરમાત્માને અર્થેજ એમ કરે છે. આવી રીતે જુદા જુદા વિચારના લોકોની બહારની ક્રિયાઓ જો કે જુદી જુદી હોય છે; તોપણ તેઓના અંતરના હેતુઓ એકજ હોય છે અને આપણને એક એકથી વિરુદ્ધ દેખાતી એ બધી જુદી જુદી દરેક બાબતો પ્રથમ શુદ્ધ અંતઃકરણની વિશુદ્ધ ભાવનામાંથી પોતાના કલ્યાણ સારુ ને સર્વશક્તિમાન, અખંડ આનંદરૂપ, પૂર્ણસ્વરૂપ, પરમ કૃપાળુ પિતા મહાન પરમાત્માને અર્થેજ નીકળેલી છે. માટે એ બાબતો બહારથી ઉપલક નજરે જોતાં એકબીજાથી ગમે એટલી જુદી જુદી દેખાતી હોય, તોપણ અંતઃકરણને તૃપ્ત કરનારી તે

સર્વ ક્રિયાઓ 'પવિત્ર ભાવના' ને નામે એકજ મૂળમાંથી નીકળેલી છે ને એકજ ઈશ્વર તરફ જનારી છે; માટે ભાઇ! 'આ મારૂં તે સારૂં' ને 'તારૂં તે ખોટું' એવા વિવાદમાં રહી બહારની ક્રિયાઓ સામે જોવામાંજ નહિ રહી જતાં, સૌના અંતરના ઉત્તમ હેતુઓ સામે જોઇ કોઇ પણ રીતે વિરોધ છોડી દઇને તત્ત્વ સમજી પ્રભુના માર્ગમાં આવો, પ્રભુના માર્ગમાં આવો."

## ૧૬–ધર્મ એટલે શું? અને ધર્મની મુખ્ય ફરજો કઈ?

સનાતન પવિત્ર આર્યધર્મનો મહાસિદ્ધાંત છે કે, આત્મા પરમાત્મામાંથી થયેલો છે. આપણો આત્મા પરમાત્માનો અંશ છે અને આપણા આત્મામાં પરમાત્માની સત્તા વ્યાપી રહેલી છે; એટલુંજ નહિ પણ આપણો આત્મા પરમાત્મામાંથી થયેલો હોવાથી સર્વશક્તિમાન પરમાત્મામાં જે મહાન ગુણો છે, અલૌકિક શક્તિ છે, અદ્ભુત આકર્ષણ છે, પરિપૂર્ણ સૌંદર્ય છે, અનંત જ્ઞાન છે, અખંડ ઐશ્વર્ય છે, પૂર્ણ સ્નેહ છે, આદ્યંતરહિત અમરપણું છે અને અખંડ આનંદ છે, તે સર્વ ગુણો આપણા પોતાના આત્મામાં અને જગતના સૌ જીવોમાં સ્વાભાવિક રીતેજ અતિશય રહેલા છે; કારણ કે આપણે પરમાત્મામાંથી થયા છીએ, આપણા આત્મામાં પરમાત્મા વ્યાપી રહેલો છે અને પરમાત્માની સત્તા વડેજ આપણું જીવન છે; માટે પરમાત્માના બધા ગુણો ને બધી જાતની શક્તિઓ આપણામાં રહેલી છે. તેમાં ફેર એટલોજ કે, પરમાત્મા સંપૂર્ણ છે ને આપણે અપૂર્ણ છીએ; તે મહાસાગરરૂપ છે ને આપણે ટીપાંરૂપ છીએ; તે સ્વતંત્ર છે ને આપણે પરતંત્ર છીએ; તે માયાને વશ રાખવાવાળો ને માયાથી પર છે ને આપણે માયાને આધીન થયેલા છીએ તથા તે સરજનહાર પાલક પિતા આપણો ધણી છે અને આપણે તેના સેવક છીએ. કુદરતી રીતેજ આમ હોવાથી અને સ્વાભાવિક રીતેજ આપણા આત્મામાં ઉપર કહ્યા તેવા ગુણો હોવાથી જીવમાત્રની પ્રકૃતિજ એવી છે કે, કાંઇ પણ કારણ વિના સ્વાભાવિક રીતેજ ઈશ્વર તરફ ખેંચાયા કરવું. આવી રીતે જીવ અને ઈશ્વરની વચ્ચે જે સ્વાભાવિક ખેંચાણ છે તેનું નામ ભક્તિ છે અને એ ખેંચાણ વધારવા માટે અંતરના તથા બહારના જે ઉપાયો છે તેનું નામ ધર્મ છે. એ ઉપાયો જુદા જુદા પ્રકારના ને અનેક છે, છતાં પણ તે બધાનો મુખ્ય હેતુ એકજ છે અને તે એજ કે, સર્વશક્તિમાન પરમાત્માને

રાજી કરવો; કારણ કે પરમાત્મા રાજી થાય ત્યારેજ આપણો આત્મા તૃપ્ત થઇ શકે છે અને ત્યારેજ સૌ જીવોને આનંદ થઇ શકે છે; માટે પરમ કૃપાળુ પરમાત્મા તરફ ખેંચાવું અને તે રાજી થાય તેમ કરવું એ આપણી ફરજ છે, એનું નામ ધર્મ છે. એમ કરવા માટે આપણી ઉપર જુદી જુદી ત્રણ જાતની ફરજ છે. તેમાં પહેલી ફરજ સર્વ-વ્યાપક અવિનાશી ઈશ્વરના સચ્ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન મેળવવું તે; બીજી ફરજ કાંઇ પણ સ્વાર્થ વિના સ્વાભાવિક રીતેજ જગતના સૌ જીવોના કલ્યાણમાં રહેવું તે અને ત્રીજી ફરજ માયાને મિથ્યા સમજી, શરીરને ક્ષણભંગુર સમજી, વિષયોને તુચ્છ સમજી, સત્ય વસ્તુને પકડવા સારુ પોતાના મનને જીતવું તે. ધર્મને નામે જગતમાં જેટલી જાતની ક્રિયાઓ ચાલે છે તે સર્વનો શ્રીમદ્‌ભગવદ્‌-ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલી ઉપલી ત્રણ ફરજોમાં સમાવેશ થઈ જાય છે, માટે મહાત્માઓ કહે છે કે, શાસ્ત્રજ્ઞાનથી, નામસ્મરણથી, ધ્યાનથી અને બીજી એવી ઘણી જાતની ક્રિયાઓથી ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન મેળવવું એ આપણી પહેલી ફરજ છે. એ પછી એ જ્ઞાનને તાજું રાખી શકીએ, તેને વધારે ઉપયોગી બનાવી શકીએ અને તેનો આ જિંદગીમાંજ લાભ લઇ શકીએ માટે જગતના સૌ જીવો સાથે ઉદારતાથી વર્તવું, સૌના વાંક માફ કરવા, સૌનું ભલું થાય તેમ કરવું, સૌની ઉપર આત્મદૃષ્ટિ રાખવી અને મહાન પ્રભુને અર્થે તન, મન તથા ધનથી પ્રભુનાં બાળકો—જે મનુષ્યજાત તેની સેવા કરવી તથા સૌ જીવોના કલ્યાણમાં રહેવું એ આપણા પવિત્ર ધર્મની બીજી ફરજ છે. આ પછી જિંદગીમાં અનુભવેલા ઈશ્વરી જ્ઞાનથી તથા જગતના જીવોની સેવા કરી હોય તેઓના આશીર્વાદથી, સેવાના બળથી ઊપજતી આત્મિક શાંતિથી અને જ્ઞાન તથા સેવા એ બન્નેના સંયોગથી તેમાંથી એક જાતનું આકર્ષણ પેદા થાય છે; એ આકર્ષણથી ખેંચાઈ આવેલી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી મન ઠરવા લાગે છે. એ વખતે ખાસ જરા વધારે પુરુષાર્થ કરીને બધી જાતના વિષયોમાંથી તેને પાછું ખેંચી લઇ શાંત કરવું અને મન, વચન તથા કર્મથી પાપ-વાસના છોડી દઇ જીવને પ્રભુમય કરવો. અને સુખદુઃખમાં, હાર-જીતમાં તથા રાગદ્વેષમાં સમાન વૃત્તિ રાખી સદાય સહજ સમાધિના જેવી સ્થિતિમાં રહેવું, એ આપણા ઉત્તમ ધર્મની મહાકલ્યાણકારી ત્રીજી ફરજ છે. એ ત્રણે ફરજો બરાબર રીતે બજાવવી તેનું

નામ ધર્મ છે; માટે એ ત્રણ ફરજો શીખવા સારુજ બધી જાતનાં કર્મકાંડ, બધી જાતની ભક્તિ, બધી જાતનું જ્ઞાન અને બધી જાતનાં શાસ્ત્રો છે. માટે ભાઇઓ! ઉપલક આપલપોપલિયામાં, બહારના ડોળદમાકમાં, જરા વાર મૂર્ખોને રાજી કરનારા ઢોંગધતૂરામાં, રૂઢિ પ્રમાણેના કપોલકલ્પિત આચારવિચારમાં અને માન મેળવવા તથા પેટ ભરવા સારુ દાંભિકોએ બિછાવેલી સ્વાર્થની જાળોમાં નહિ પડયા રહેતાં અંતરમાં ભગવદ્દાવેશ ભરાય, સર્વશક્તિમાન મહાન ઇશ્વરનું સાચું જ્ઞાન થાય, જગતના જીવોને મદદ કરી શકાય અને પોતાના મનને કાબૂમાં રાખી શકાય તેવો પ્રાચીન ઋષિઓનો પવિત્ર સત્ય ધર્મ પાળતાં શીખો, સત્ય ધર્મ પાળતાં શીખો.

## ૧૭-મનમાં વિકારો ઉત્પન્ન થાય ત્યારે કાંઇ કામમાં રોકાવું, એટલે ધીરે ધીરે વિકારો ઓછા થશે

દરેક મહાત્માઓ અને આખી દુનિયાનાં કુલ ધર્મશાસ્ત્રો વારેવારે, ફેરવી ફેરવીને એની એજ વાત કહે છે કે, 'તમારા મનને કબજામાં રાખો.' કારણ કે મનને કબજામાં રાખવું એજ ધર્મનું તત્ત્વ છે. મનને કબજામાં રાખવા સારુજ ધર્મની બધી જાતની ક્રિયાઓ છે. મનને જીતે તેજ જગતને જીતી શકે છે. મન વડે કરીનેજ આપણે મનુષ્ય છીએ અને મહા રિદ્ધિસિદ્ધિ આપનારો તથા આત્મા-પરમાત્માની એકતા કરનારો જે યોગ તે યોગની ચાવી પણ મનને રોકવું એજ છે. આવી રીતે મનને રોકવું એજ મુખ્ય વાત હોવાથી, આખી દુનિયાનાં કુલ શાસ્ત્રો એની એ જૂની વાતને ફેરવી ફેરવીને નવા નવા રૂપમાં કહે છે; અને તોપણ અજાયબી તો જુઓ કે, કોઇકજ માણસ મનને રોકી શકે છે; કારણ કે મનનો સ્વભાવ એવો છે કે, તે અતિશય ચંચળ છે, બહુ બળવાન છે, બહુ મોટું છે, નીચાણ તરફ દોડી જનારું છે અને જેવા જેવા સંગમાં આવે તેવું તેવું થઈ જનારું છે. જેમ દીવાની આડે જે જાતના રંગનો કાચ ધરીએ તે જાતનો તે પ્રકાશ આપે છે, તેમ મન પણ જે જે વિષયોના સંબંધમાં આવે છે તેવો તેવો રંગ પકડી લે છે; એટલુંજ નહિ પણ મન અતિશય ચંચળ સ્વભાવનું છે, તેથી તે ક્ષણ પણ નવરું રહી શકતું નથી. એથી ઊલટું, દેહ એવા સ્વભાવનો છે કે, તેને ખાસ ફરજ પડયા વિના કાંઇ પણ કામ કરવું ગમતું નથી. આ બે વિરુદ્ધ શક્તિઓનો સંયોગ થવાથી પરિણામ એ થાય છે

કે, મન બહુ દોડે છે, પણ દેહની સુસ્તીને લીધે તે ધારેલું કામ કરી શકતું નથી; એટલુંજ નહિ પણ તે પોતે બહુજ ચંચળ સ્વભાવનું હોવાથી એકને એક વિષયને પકડી શકતું નથી. ઘડીએ ઘડીએ તેને નવા નવા વિષયો જોઇએ છે, પણ પોતાની ચંચળતાને લીધે એકે વિષયમાં તે પૂરેપૂરું ઊંડું ઊતરી શકતું નથી અને તો પણ દરેક બાબતમાં કૂદકા માર્યા કરે છે. આવી અસ્થિરતા વચ્ચે પણ તે નવરું રહી શકતું નથી અને આપણે દેહને આધીન થયેલા હોવાથી મનને તેના પ્રમાણમાં કામ આપી શકતા નથી; તેથી પરિણામ એ થાય છે કે, મન આગલા પાછલા નવાજૂના વિકારો સાથે રમ્યા કરે છે અને એમાંજ મશગૂલ રહે છે. મનનો આવો સ્વભાવ છે માટે આપણે આપણી જરાક બેદરકારીથી વિનાં કારણ મન વડે બહુજ પાપ કરી નાખીએ છીએ. મનથી જેટલાં પાપ કરીએ છીએ તેના પ્રમાણમાં દેહથી બહુજ ઓછાં પાપ થાય છે; કારણ કે દેહથી તો અનુકૂળતા પ્રમાણે ને આજુબાજુના સંજોગ પ્રમાણે કામ થાય છે. તેને બીજાઓની શરમમાં દબાવું પડે છે, સરકારના કાયદાઓને માન આપવું પડે છે, દુનિયાદારીના વિવેક સાચવવા પડે છે અને તે ઘડીકમાં બગડી જાય તેવું છે, માટે તેની તંદુરસ્તી સાચવવી પડે છે; પણ અંતરમાંથી ઊઠતા વિકારો સાથે મનમાં ને મનમાં મન રમ્યા કરે એમાં તેને એવી કોઇ જાતની અડચણ નડતી નથી, તેથી તે ઘણાં વધારે પાપો કરી શકે છે. માટે તેને સાચવવાની ખાસ જરૂર છે ને તે સારુજ દુનિયાના બધી જાતના ધર્મો ને બધી જાતની ક્રિયાઓ છે; છતાં પણ આપણાં મન આપણા કબજામાં રહેતાં નથી; માટે તેને રોકવા સારુ મહાત્માઓ કહે છે કે, જે તમને ગમતાં હોય તે કોઇ પણ જાતનાં ભલાં કામોમાં મનને રોકેલું રાખો. જરા વાર પણ તેને નવરું રહેવા દો મા. યાદ રાખજો કે, જ્યારે તે નવરું હોય ત્યારેજ વિકારો સાથે રમ્યા કરે છે, કારણ કે તે ચંચળ હોવાથી નવરું રહી શકતું નથી; પણ જો તેને ગમતાં હોય એવાં કામોમાં રોકી રાખ્યું હોય, તો પછી તે હલકી જાતના વિચારોમાં રચ્યુંપચ્યું રહી શકતું નથી. માટે મનને રોકવાનો સૌથી સહેલો ઉપાય એજ છે કે, તેને જરા વાર પણ નવરું રહેવા દેવું નહિ, પણ સદાય ભલાં કામો કરવામાં રોકી રાખવું. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આસન, પ્રાણાયામ, ધારણા, ધ્યાન, વ્રત, તપ, જપ, યજ્ઞ, તીર્થ અને દેવપૂજા આદિ ધર્મનાં કામમાં મનને રોકી શકાય

તો એથી બહુ ઉત્તમ રીતે મન વશ થઇ શકે છે; પણ હાલમાં જમાનો ફરી ગયો છે. હાલના માણુસોની પ્રકૃતિ નાજુક થઇ ગઇ છે. હાલમાં બધી જાતની સાંસારિક ઉપાધિઓ બહુ વધી ગઈ છે અને હાલમાં આખી દુનિયામાં શ્રદ્ધા ઓછી થઇ ગઇ છે. માટે હાલની પ્રજાનો મોટો ભાગ અસલના નિયમો ઉપર ચાલી શકે તેમ નથી. માટે મનમાં ઊપજતા બૂરા વિકારોથી બચવા સારુ આપણી આંતરવૃત્તિની પ્રેરણા પ્રમાણે, આપણા કુદરતી શોખ પ્રમાણે, આપણાં ભાઇબહેનોની જરૂરિયાત પ્રમાણે અને આપણી આજુબાજુના સંજોગો પ્રમાણે આપણે આપણા મનને ભલાં કામોમાં રોકેલું રાખવું જોઇએ. પછી એ કામો ગમે તો ધર્મનાં હોય, ગમે તો દેશહિતનાં હોય, ગમે તો રાજ્યનાં હોય, ગમે તો સંસારસુધારાનાં હોય, ગમે તો હુન્નરકળા ખિલવવાનાં હોય, ગમે તો વેપાર વધારવાનાં હોય, ગમે તો દેશાવરનો રસ્તો ખુલ્લો કરવાનાં હોય, ગમે તો ગરીબ ખેડૂતોની સ્થિતિ સુધારવાનાં હોય, ગમે તો અનાથ પ્રાણીઓ ઉપર દયા કરવાનાં હોય, ગમે તો આપણાં વટલી જતાં ભાઇબહેનોને પાવન કરવાનાં હોય, ગમે તો કેળવણીનાં હોય, ગમે તો નવીન શોધખોળ કરવાનાં હોય, ગમે તો દુ:ખીઓને મદદ કરવાનાં હોય અને ગમે તો પોતાની સ્થિતિ સુધારી આત્માનાં કલ્યાણ કરવાનાં કામો હોય, પણ કોઇ પણ રીતે એવી જાતનાં ભલાં કામોમાં મનને સદાય રોકી રાખવું જોઇએ, તો પાપથી બચી શકાશે. એ વિના માનસિક પાપથી બચવાનો હાલના જમાનામાં બીજો સહેલો ઉપાય નથી. માટે ભાઇઓ અને બહેનો! મનને જીતવા સારુ મહાન પ્રભુને અર્થે સદાય ભલાં કામોમાં મન રોકાયલું રહે એવી તજવીજ કરો.

## ૧૮–આપણે જ્યારે સત્સંગની વાતો થાય કે કોઇ ભક્ત મળે ત્યારે તેની તરફ રબરની પેઠે ખેંચાઇએ છીએ, પણ પછી પાછા હતા તેવા થઈ જઇએ છીએ

રબર તો તમે ઘણી વખત જોયું હશે. એમાં એવો ગુણ છે કે જેમ જેમ તેને તાણીએ તેમ તેમ તેના પ્રમાણમાં તે લાંબું લાંબું થતું જાય છે; પણ જ્યારે તેને છોડી દઈએ ત્યારે તે પાછું જેવડું હતું તેવડું થઇ જાય છે. આવીજ રીતે જે માણસોને મહાન પ્રભુ-

ના પવિત્ર નામની તાળી લાગી નથી, જેને મહાત્મા સુરદાસે કહે-
લી ગોપીઓની કાળી કામળીઓના જેવો ભક્તિનો પાકો રંગ
લાગ્યો નથી અને જેણે પ્રભુપ્રેમના અલૌકિક લહાવા લીધા નથી,
તે પણ રબરના જેવા છે; કારણ કે જ્યારે તેઓ હરિકથામાં જાય
છે, જ્યારે તેઓ પાઠપૂજા કરવા બેસે છે, જ્યારે તેઓ ધર્મનાં
ભાષણો સાંભળવા જાય છે, જ્યારે તેઓ કોઇ જ્ઞાની સાધુસંતને
કે પવિત્ર ભક્તને મળે છે અને જ્યારે તેઓને શ્મશાનવૈરાગ્ય
ઊપજે છે, ત્યારે એટલો વખત તેઓ બહુ ડાહ્યા બની જાય છે.
એ વખતે તેઓને લાગે છે કે, માયામાં માલ નથી, કાયાનો ભરોસો
નથી અને પાપ કરીએ છીએ તે તો ભોગવવાં પડશે; માટે તેથી બચા-
ય તો ઠીક. હવે આપણને આવાં કામ શોભતાં નથી. મારા દેખતાં
ઘણા જણા સુધરી ગયા, પણ હું હજી 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવો
રહ્યો છું; માટે મારે પણ હવે કાંઇક કરવું જોઇએ. જિંદગીનો ભરો-
સો નથી; મારા દેખતાં મારી ઓળખાણવાળાં ઘણાંએ માણસો
મરી ગયાં, તેમ આપણે પણ મોડાવહેલા એક દિવસ ખપી
જઇશું. માટે હવે તો કાંઇક ઠેકાણે આવી જઇએ તો ઠીક. લોકોમાં
હું ડાહ્યો ગણાઉં છું, મારાં માનઆબરૂ પણ સારી રીતે છે, પૈસા
માટે પણ વખત પ્રમાણે ગાડું ચાલ્યું જાય છે અને લોકોમાં હું
બહુ સારો માણસ ગણાઉં છું; પણ હજી મારા મનમાંથી બૂરા
વિચારો, જરાક આડુંઅવળું કરી દેવાની ગણતરીઓ, અંતરના
ઊંડાણમાં ભરી રાખેલી જૂની વાસનાઓ અને મારુંતારું મટતું
નથી; બાપદાદાના વખતનાં જૂનાં વૈર હજી યાદ આવી જાય છે;
હજી માનપાનની ઇચ્છા મદારીના વાંદરાની પેઠે મને નચાવ્યા કરે
છે; હજી મારા લોભનો ક્યાંય થોભ દેખાતો નથી; હજી પણ મન-
ને મોહિત કરે તેવી લાલચોમાં લપટાઇ જવાય છે અને હજી પણ
સાચી ભક્તિ કરવા માટે જે ઠરાવ હું કરું છું તે પાળી શકતો
નથી. હે પ્રભુ! આવી મારી સ્થિતિ છે. આમાંથી તું બચાવે ત્યારે
બચી શકાય તેમ છે. તારી કૃપા વિના મારો આરો આવે તેમ
નથી. આવી રીતે સત્સંગ વખતે મનમાં વિચારો આવે છે, પણ
એ વખત જાય ને કામકાજમાં પડીએ ત્યારે પાછા હતા તેવા થઈ
જઇએ છીએ. એ વખતે બધું ભૂલી જઇએ છીએ અને કદી કાંઇક
યાદ આવે તોપણ તે પાળી શકતા નથી.

ભાઇઓ! વિચાર કરો કે, આમ થાય તે કેટલું બધું ખોટું?

લાંબું થઇને પાછું ટૂંકું થઈ જવું, એ રબરને પાલવશે; પણ કાંઇ આપણને પાલવશે ? કારણ કે રબર તો જડ છે અને લાંબુંટૂંકું થવું એ તેનો કુદરતી ગુણ છે. એ ગુણથી તે જગતમાં બહુ ઉપયોગી થઇ શકે છે; પણ આપણે તો ઇશ્વરનાં કૃપાપાત્ર ઉત્તમ મનુષ્ય છીએ, માટે જો એમ લાંબાટૂંકા થયા કરીએ, એટલે કે ઉપર ચઢીને પાછા ઊતરી જઇએ તો આપણી એ નાલાયકી ગણાય. આપણને પાછળ પડવા માટે પ્રભુએ અહીં નથી મોકલ્યા, પણ આગળ વધવા માટે ઉત્તમ મનુષ્ય અવતાર, પવિત્ર રૂડો ધર્મ ને અનુકૂળ સંજોગો આપેલા છે; માટે ભાઇઓ ! ચેતો અને છેવટ સુધી રબર જેવા નહિ રહેતાં જિંદગીની સાર્થકતા થાય તેમ કરો.

## ૧૯–મહાન પ્રભુ કહે છે કે, તમે મારા થાઓ, એટલે હું જગતને તમારું કરી આપીશ

એક મોટો ભક્ત હતો, તેનો વૈભવ બહુ ભારે હતો, તેનો ઠાઠમાઠ જબરો હતો, તેની લાગવગ રાજાઓ કરતાં પણ વધારે હતી અને તેના ચમત્કારો અજબ જેવા હતા. શ્રીમંતોની ને અધિકારીઓની તેને ત્યાં ભીડાભીડ રહેતી હતી, તેની પાલખી ઉપાડવા મોટા મોટા લોકો તૈયાર થઈ જતા હતા, તેને ઘેર સદાવ્રતો ચાલતાં હતાં; કેટલાક રાજાઓ તેના ચેલા હતા અને કેટલાક મોટા રાજાઓ પોતાના મનમાં એમ ઇચ્છતા હતા કે, એ ભક્ત અમારે ત્યાં પધારે તો સારું. તેનો પડચો બોલ ઊંચકવાને લાખો માણસો તૈયાર હતાં. જો કાંઇ આફ્ત આવી પડે તો તેને બદલે હજારો માણસો પોતાનાં માથાં આપવા તૈયાર હતાં. લક્ષ્મી તો તેના પગમાં લોટતી હતી. પ્રસંગોપાત્ત ભૂતભવિષ્યની વાતો તે કહી શકતો અને ફૂંક મારીને કે ચપટી વિભૂતિ આપીને તે અસાધ્ય દરદો સારાં કરતો હતો. આ બધું જોઇને બધાં માણસો બહુ અજબ થતાં હતાં.

એ પછી તે ભક્તની જૂની ઓળખાણવાળા એક માણસે તેને પૂછ્યું કે, “ મહારાજ ! આંબલી–પીંપળી રમવા સારુ આપણે નિશાળેથી ભાગી જતા ને જાંબુડાં ખાવા નદીને કિનારે ચાલ્યા જતા, એ યાદ છે કે ? એક વખત લાકડી કાપતે કાપતે તમે રાયણ ઉપરથી પડચા હતા, ત્યારે માંડ માંડ મેં તમને ઘેર પહોંચાડચા હતા, એ સાંભરે છે કે ? એક વખત હું કુંડમાં ડૂબ-

તો હતો ત્યારે તમે મને બચાવ્યો હતો, એ યાદ છે કે? પેન્સિલ લેવા કે બોર લેવા તમારી પાસે દોકડા ન હોય ત્યારે હું તમને ઉછીના દોકડા આપતો અને પાછા વખતસર એ પૈસા તમે મને ન આપો ત્યારે હું તમારી સાથે કજિયો કરતો ને તમારા દફતરમાંથી જોરજુલમથી ચોપડી લઇ જતો એ યાદ છે કે? અને એક વખત આપણે હોળીમાં બહુ તોફાન કર્યું હતું, તેથી પોલીસમાં પકડાયા હતા ને મહેતાજીએ અંગૂઠા પકડાવ્યા હતા, એ યાદ છે કે? એ બધાંમાંથી તમે આ દરજ્જે કેમ પહોંચી ગયા? અને હું એવો ને એવો કેમ રહી ગયો? તમે મહાત્મા કેમ થઇ ગયા? ને હું ભૂખડીબારસ કેમ રહી ગયો? એનું કારણ શું? મહારાજ! મને એનો ભેદ સમજાવો."

ત્યારે તે ભક્તે કહ્યું કે, "ભાઈ! એ બધી વાત સાચી, પણ એ પછી મને ઉસ્તાદ મળી ગયો, તેથી મારું ચક્રમંડળ બદલાઇ ગયું અને તમારું એમનું એમજ રહી ગયું. તમે જગતની વસ્તુઓને વહાલી કરી બેઠા ને અમે ઈશ્વરને વહાલો કરી બેઠા, એજ તમારી ને અમારી વચ્ચે ફેર છે, બીજો કાંઇજ ફેર નથી. અમે પ્રભુને પહેલે નંબરે રાખીએ છીએ તેથી પ્રભુ અમારી પાછળ પાછળ ફરે છે અને તમે સ્વાર્થને પહેલે નંબરે રાખો છો તેથી તમારે તમારા સ્વાર્થની પાછળ પાછળ ભટકવું પડે છે. તમે ઘર રાખીને બેઠા છો, માટે ઘેર ઘેર રોવું પડે છે ને અમે વિશ્વંભર નાથના નામ ઉપર તેનો મહિમા સમજીને ઘર છોડયું છે, માટે આખું જગત અમારું ઘર થઇ પડેલું છે. જે લક્ષમાં ન આવી શકે, જેનું માપ ન થઈ શકે, જેનો પાર ન પામી શકાય અને જે ચિંત્વનમાં પણ આવી શકે નહિ, એવા મહાન પ્રભુના પવિત્ર નામ ઉપર અચળ વિશ્વાસ રાખીને અમે અમારાં સુખો છોડેલાં છે, તેથી બીજાઓનાં દુઃખો કાપી શકીએ છીએ. અમે અમારી ઇચ્છાઓ તજીને ભગવદિચ્છા પ્રમાણે રહીએ છીએ, માટે એની મેળે મેળે રિદ્ધિસિદ્ધિ ચાલી આવે છે. પહેલેથી અમે અમારી બધી ઇચ્છાઓને ભજનની આગમાં બાળી નાખી છે, માટે હવે જીવોના કલ્યાણ સારુ કાંઇ ઇચ્છા કરીએ તો તે પાર પડે છે. ભાઈ! અમે સ્વાદ છોડયા છે માટે અમૃત-ભોજનો મળે છે; અમે કાંઇ માગતા નથી માટે મનગમતું મળે છે; અમે પારકી સ્ત્રીઓ ઉપરની વિકારદૃષ્ટિ છોડી છે માટે રાણીઓ અમારી દાસી થાય છે; અમે પારકાં ધનની ઇચ્છા

છોડી છે માટે લક્ષ્મી અમારા ચરણમાં ચાલી આવે છે; અમે પક્ષ-પાત છોડેલો છે માટે સૌને જીતી શકીએ છીએ અને સર્વશક્તિ-માન અનંત બ્રહ્માંડના નાથનું શરણ ધરીને તેના નામ ઉપર અમે બધું તજેલું છે, માટે અમને એની મેળે મેળે બધું મળ્યા કરે છે; કારણ કે ત્યાગમાં ત્રણ લોક છે, એમ વેદમાં કહેલું છે ને પ્ર-ભુને આગળ રાખવા સારુ અમે એ બધું તજેલું છે, માટે અમે મહાત્મા થઇ શક્યા છીએ અને તમને જગતના સર્વ સૌન્દર્યના સ્વામી શ્યામસુંદર કરતાં તમારી બાયડી વધારે વહાલી લાગે છે માટે તમને દુઃખ થાય છે. લક્ષ્મીના પતિ, અનંત બ્રહ્માંડના નાથ કરતાં તમને ધન વધારે વહાલું લાગે છે માટે તમારે ગરીબ બનવું પડે છે. અંતઃકરણમાં રહેલી સ્વાભાવિક ઈશ્વરી અખંડ પવિત્રતા કરતાં તમને જરાક વારના વિકારો વધારે સારા લાગે છે માટે તમારે હેરાન થવું પડે છે. કોટાનકોટિ જીવોને ઉત્પન્ન કરનાર તથા તમને અને તમારા કુટુંબને જીવન આપનાર પરમ કૃપાળુ પરમા-ત્મા કરતાં તમને તમારાં છોકરાં વધારે વહાલાં લાગે છે, માટે તમારે રોવું પડે છે. અનંતકાળના મોક્ષધામ કરતાં તમને તમારું વાસ મારતું ઘર વહાલું લાગે છે માટે તમારે રખડવું પડે છે. સર્વ-શક્તિમાન પવિત્ર પિતા પરમાત્માના ઉત્તમમાં ઉત્તમ ચરિત્રનાં ગુણગાન ગાતાં તમોને ગામની કૂથલી વધારે સારી લાગે છે માટે તમે એટલામાંજ રહી જાઓ છો! દેવોના દેવ, કાળના કાળ અને ભયના પણ અદલ ઇન્સાફી મહાન ઈશ્વરના ભયથી તમે ડરતા નથી, માટે તમને લોકોથી, વિવેકોથી, કાયદાઓથી, વસ્તુઓથી, પડછાયાથી ને તમારી પોતાનીજ કલ્પનાઓથી ડરવું પડે છે. અખંડ આનંદરૂપ, મહામંગળકારી, શાંતિદાતા, પરમકૃપાળુ પર-માત્માના સુખ કરતાં તમને ઘડીક વારમાં વિષ્ટા થઇ જનારા પદા-ર્થો ખાવાપીવામાં વધારે સુખ લાગે છે, માટે તમને રોગ થાય છે અને અજરામર, આદિઅંતરહિત, પુરાણપુરુષ નારાયણની હજૂ-રમાં અનંતકાળ રહેવાના આનંદ કરતાં પણ તમને ક્ષણભંગુર દેહ વધારે વહાલો લાગે છે, માટે તમારે માયાના ગુલામ બનવું પડે છે.

"ભાઇ! અમારી ને તમારી વચ્ચે જે ફેર છે તે આ છે. એ સિવાય બીજો કાંઇજ ફેર નથી. અમે કાંઇ સ્વર્ગમાંથી આવ્યા નથી ને તમે કાંઈ નરકમાંથી આવ્યા નથી, અમે કાંઇ દેવ નથી ને તમે કાંઈ રાક્ષસ નથી અને અમે આત્મા છીએ ને તમે અનાત્મા છો,

એમ પણ કાંઈ નથી. આપણે સર્વે એકસરખાજ મનુષ્ય છીએ. આપણે સર્વ એકજ પિતાનાં બાળકો છીએ અને આ જગતનાં આપણે સર્વે મનુષ્યો મન, બુદ્ધિ ને આત્માવાળાં છીએ તથા ઈશ્વરનાં કૃપાપાત્ર છીએ; માટે અમારી પેઠે તમે પ્રભુના થઇ જાઓ, એટલે પ્રભુ તમારો થઇ જશે. ભાઈ! બહુજ સહેલી વાત છે. માત્ર તરણા ઓથે મેરુ છે. જરાક સમજીને હિંમત કરો તો એ તરણાને ખસી જતાં જરાએ વાર લાગે તેમ નથી અને એ પછી તો પ્રભુએ કહેલું છે કે, તમે મારા થાઓ એટલે હું જગતને તમારું કરી આપીશ; માટે જો જગતને તમારું કરવું હોય તો તમે પ્રભુના થઇ જાઓ, તમે પ્રભુના થઇ જાઓ."

## ૨૦–જો કદી આપણાથી ભક્તિ ન બની શકે તો આપણે બીજાઓની ભક્તિમાં ભાગ રાખવો જોઇએ

એક શેઠિયાએ કોઇ ભક્તને કહ્યું કે, "મહારાજ! તમે વારે વારે કહો છો કે, ભક્તિ કરો, ભક્તિ કરો. બીજા પણ ઘણાએ કહે છે કે, ભક્તિ કરો અને અમારું અંતર પણ કહે છે કે, કાંઇક કરવું જોઇએ; પણ મહારાજ! એવી મોટી ઉપાધિમાં પડ્યા છીએ કે અમારાથી કાંઈ બનતું નથી. ધંધારોજગારમાં દેશીપરદેશીની હરીફાઇ, ખુલ્લા પડી ગયેલા વેપાર, નફો થોડો ને જોખમ ઘણું એવી થઇ પડેલી હાલત, તાર વગેરે સાધનોને લીધે ઘડી ઘડીમાં થઇ જનારી ઊથલપાથલ, બહારના આડંબરવાળા વિવેકો, વધતા જતા મોજશોખ, રોજ રોજ નાજુક થતી જતી તબિયત, અસલના ચાલતા આવેલા કેટલાક બૂરા રિવાજોને લીધે વગર મફતની ધરાર આવી પડતી ઘરસંસારી આફતો, ધંધારોજગારમાં ક્યાંઈ ફસાઇ ન પડીએ માટે કાયદાની બારીકીઓમાં આપવું પડતું ધ્યાન, લૂગડાંલત્તાંમાં ને ઘરેણાંગાંઠાંમાં નાતજાતના વધતા જતા વહેવાર, માન મેળવવાની ઇચ્છા માટે વિનાકારણ કરવી પડતી ખુશામતો, સગવડો ભોગવવા માટે ખાસ ચાહીને કરવાં પડતાં મોટાં ખર્ચો અને ધર્મની કેળવણીનું મોટું મીંડું; આમ હોવાથી જો ખરેખરું કહીએ તો અમારો જીવ ભક્તિમાં જરાય ખૂંચી શકતો નથી અને તોપણ જ્યારે તમારા જેવા મહાત્માઓના સંગમાં આવીએ છીએ, ત્યારે એમ લાગે છે કે, કાંઇક કરવું તો જોઇએ; પણ જ્યાં એમ વિચાર કરતા

હોઇએ એટલામાંજ કાંઇક ઉપાધિ આવી પડે છે, એટલે મન ફટકી જાય છે અને કાંઇ બની શકતું નથી. માટે મહારાજ ! હવે તો અમારાથી કાંઇક બની શકે એવો સહેલો રસ્તો બતાવો; પણ એ બતાવતી વખતે અમારી જંજાળો, અમારી હાયવોય, અમારી નાજુકાઇ, અમારા મોજશોખ, અમારું પોઝિશન અને ધર્મ સંબંધી અમારું અજ્ઞાન, એ બધી વાતો ધ્યાનમાં રાખજો ને પછી કાંઇક રસ્તો બતાવશો તો અમારાથી જરાતરા બની શકશે. બાકી જો તમે તમારી સ્થિતિ પ્રમાણેની વાતો કરશો તો એમાં અમારું કાંઇ વળવાનું નથી; કારણ કે એ અમારાથી પાળી શકાય તેમ નથી. માટે અમારા વ્યવહારમાં અડચણ ન આવે ને સહેલાઇથી ભક્તિ થાય એવો કાંઇક ઉપાય બતાવવાની કૃપા કરો."

ત્યારે તે ભક્તે કહ્યું કે, "સર્વશક્તિમાન પરમ કૃપાળુ મહાન ઈશ્વરની ભક્તિ કરવાની બે રીતિ છે. તેમાં પહેલી સૌથી ઉત્તમ રીતિ એ છે કે, પોતે જાતે ભક્તિ કરવી અને બીજી રીતિ એ છે કે, જેઓથી પોતાની જાતે ભક્તિ ન બની શકે તેઓએ બીજાની ભક્તિમાં પોતાનો ભાગ રાખવો. એ સિવાય ઈશ્વરની કૃપા મેળવવાનો બીજો કોઇ માર્ગ નથી; માટે જો તમારા પોતાથી ભક્તિ ન બની શકતી હોય તો બીજાની ભક્તિમાં ભાગ રાખો, એથી પણ દયાળુ ઈશ્વર તમારી ભક્તિ માની લેશે."

આ સાંભળીને તે શેઠિયાએ કહ્યું કે, "બીજાની ભક્તિમાં કેવી રીતે ભાગ રાખી શકાય? અને બીજાની ભક્તિમાં ભાગ રાખ્યો હોય તે ભક્તિ અમારા તરફનીજ છે એમ ઈશ્વર કબૂલ રાખે કે ? જો એમ થઇ શકતું હોય તો તો માબાપ ઘણુંજ સારું." ત્યારે તે ભક્તે કહ્યું કે, "હા ભાઇ ! એમ બની શકે છે; કારણ કે પરમ કૃપાળુ મહાન ઈશ્વર બહુ દયાળુ છે અને તેને સૌ જીવોની ઉપર બહુ પ્રેમ છે, તેથી કોઇ પણ રીતે દયા, દયા ને દયાજ કરવી તેને ગમે છે. માટે આપણી સાથે તે બહુજ છૂટ મૂકીને વર્તે છે. આપણી જરાક જેટલી લાગણીને પણ તે અંતરના ઉમળકાથી વધાવી લે છે, આપણી નજીવી ભેટોને પણ તે પ્રેમપૂર્વક સ્વીકારે છે અને આપણા સાદા પશ્ચાત્તાપને પણ તે કબૂલ રાખે છે; કારણ કે આપણી ઉપર તેનો અતિશય પ્રેમ છે, માટે તે કોઇ ને કોઇ બહાને આપણી ઉપર કૃપાનો વરસાદજ વરસાવવા ઇચ્છે છે. આવા અખંડ આનંદસ્વરૂપ દયાળુ પ્રભુ આપણી થોડીક ભક્તિને પણ મોટી માની

લે તેમાં કાંઇ નવાઇ નથી; એટલુંજ નહિ પણ ઘણાં માણસો એવાં હોય છે કે અંદરથી તેઓનો જીવ ઈશ્વર તરફ ખેંચાયેલો હોય છે છતાં પણ દુનિયાદારીની ઉપાધિઓને લીધે તેઓ એવા અટપટા સંજોગોમાં હોય છે કે તેઓથી પોતાની જાતે ભક્તિ બની શકતી નથી. એવાઓને માટે દયાળુ ઈશ્વરે એવી છૂટ મૂકી છે, કે તેઓ બીજાઓની ભક્તિમાં ભાગ રાખે તોપણ તેઓનું કલ્યાણ થઇ શકે છે; કારણ કે કાંઇ પણ નહિ કરવું તે કરતાં કાંઇક પણ રૂડું કામ કરવું એ ઘણુંજ સારું છે; એટલુંજ નહિ પણ આપણે જેઓની ભક્તિમાં ભાગ રાખવા માગીએ તેઓને આપણી મદદની ખાસ જરૂર હોય છે; કારણ કે આપણે જેઓની ભક્તિમાં ભાગ રાખવા માગીએ તે બદલ તેઓને આપણે જે ચીજ આપીએ તે ચીજ તેઓની પાસે હોતી નથી, એટલે તે ચીજની તેઓને જરૂર હોય છે, માટે તેઓને જરૂરની ચીજો પૂરી પાડવાથી તેઓ વધારે ભક્તિ કરી શકે છે. આમ હોવાથી જેની ભક્તિમાં આપણે ભાગ રાખીએ છીએ, તેની ભક્તિને આપણે ટેકો આપી શકીએ છીએ અને કોઇની પણ ભક્તિને ટેકો આપવો એ કરતાં વધારે સારું કામ બીજું કયું? માટે જો તમારાથી ભક્તિ ન બની શકતી હોય તો બીજાની ભક્તિમાં ભાગ રાખો એટલે કે બીજા ભક્તોના મદદગાર થાઓ ને તેઓની ભક્તિને ટેકો આપો; એટલે પરમ કૃપાળુ ઈશ્વર તમારી ભક્તિ માની લેશે. જેમકે તમારી પાસે ધન છે; માટે જે ગરીબ વિદ્યાર્થી ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરવા ઇચ્છે છે, પણ ધનની મદદ વિના અટકેલો છે, તેને મદદ કરો; એટલે તેના શાસ્ત્રાભ્યાસમાં તમારો ભાગ રહેશે. જે સંન્યાસીબાવા ધર્મનું જ્ઞાન ફેલાવવા મહેનત કરે છે તેને મદદ કરો; જે વક્તા દેશપરદેશમાં ફરી આપણા ધર્મનાં ઉત્તમ રહસ્યો બતાવી, લોકોની લાગણીઓને આપણી તરફ ફેરવે છે તેને મદદ કરો; જે લેખકો ને જે કવિઓ દેશની, સાહિત્યની ને ધર્મની સેવા કરે છે તેને મદદ કરો; જે સ્વદેશી મુસાફરો દેશનો વેપાર વધારવા માટે પરદેશ જઈને અથાગ મહેનત કરે છે ને આપણી ભવિષ્યની પ્રજા માટે પરદેશનાં બારણાં ઉઘાડે છે, તેને મદદ કરો; જે ભલી બાઇઓ નિરાધાર છે અને જેને કાંઇ ગુજરાનનાં સાધન નથી તેઓની ઉપર દયા કરો; જે બિનવારસ છોકરાઓ ભિખારીઓ તરીકે ચીંથરેહાલ સ્થિતિમાં રસ્તાઓ ઉપર રખડે છે ને મૂર્ખાઓને હાથે મૂંડાઈ જઇ દેશની ઉપર બોજા-

રૂપ થઇ પડે છે, તેઓને સુધારવાના કામમાં મદદ કરો. જે પવિત્ર ધર્મગુરુઓ ધર્મનું અસલીપણું જાળવી જમાના અનુસાર લોકોને ધર્મનું છૂટાપણું આપે છે, તેઓને તેનું શુભ કામ આગળ વધારવામાં મદદ કરો. જે ઉત્સાહિત કારીગરો નવીન હુન્નરકળા શીખવા દૂર દેશાવર જાય છે તથા જે વિદ્વાનો કોઇ પણ જાતની નવીન શોધો કરે છે, તેઓને મદદ કરો. વરસાદમાં ભીંજાઇને, ટાઢે ઠરીને અને તડકામાં શેકાઇને જેઓ અથાગ મહેનત કરે છે, છતાં પણ જેનું પૂરું પેટ ભરાતું નથી, એવા આપણા ગરીબ ખેડૂતોની સ્થિતિ સુધારવાના ઉપાય કરો. ઘણે ઠેકાણે હજારો માઇલ ઉજ્જડ જમીન પડેલી છે, તેને આબાદ કરવાના કામમાં મદદ કરો. ઘણાંએ મહારોગીઓને ખાવાપીવાનાં, સૂવાબેસવાનાં કે ઓસડવેસડનાં કાંઇ પણ સાધન હોતાં નથી, તેથી તેઓ બિચારાં બહુજ દુઃખી થાય છે, એવાંઓને માટે કાંઇ ગોઠવણ કરનારાં ખાતાંઓને મદદ કરો. ઉપયોગી નિર્દોષ પશુઓનો વિના કારણ વધ થાય છે તેને બચાવવાનો ઉપાય કરો. ઘણે ઠેકાણે મોટી મોટી નદીઓનાં ધોધબંધ પાણી ફોગટનાં સમુદ્રમાં ચાલ્યાં જાય છે, તેનો ખેતીવાડીમાં લાભ લેવાય એવા કામમાં મદદ કરો. ઘણે ઠેકાણે ઘણી જાતનાં ફળફૂલ ને ઔષધિ કોઇના પણ ઉપયોગમાં આવ્યા વિના વગર મફતનાં સડી જાય છે, ઘણે ઠેકાણે જમીનના પેટમાં અખૂટ ખજાના ભરેલા છે તેની દરકાર રખાતી નથી અને ઘણે ઠેકાણે લાખો મનુષ્યોનું જ્ઞાન તથા શક્તિ વ્યર્થ જાય છે, તેનો સદુપયોગ કરાવવાના કામમાં મદદ કરો; એટલે એ ભલાં કામોમાં તમારો ભાગ રહી શકશે. દેશના ભલા માટે, ધર્મને આગળ વધારવા માટે અને મનુષ્યજાતને આગળ વધારી સુખી કરવા માટે જે ભલાં કામો કરવામાં આવે છે, તે ભક્તિનું એક મુખ્ય અંગ છે; માટે ઇશ્વરનું જ્ઞાન મેળવવાનું ને ઇશ્વરનું ધ્યાન ધરવાનું જો તમારાથી સીધી રીતે ન બની શકે, તો આવી જાતના પરમાર્થનાં હજારો કામો છે, તેમાં તનથી, મનથી, ધનથી, વચનથી, કર્મથી અને બુદ્ધિથી અથવા બીજી કોઇ રીતે જેનાથી જેમ બની શકે તેમ ખાસ ચાહીને જરૂર મદદ કરવી જોઇએ; કારણ કે એમ કરવાથી બીજાઓની એ જાતની ભક્તિમાં આપણો ભાગ રાખી શકાય છે. માટે જો સર્વશક્તિમાન મહાન ઇશ્વરને રાજી કરવો હોય અને પોતાના આત્માનું કલ્યાણ કરવું હોય, તો તમે પોતે જાતે ભક્તિ કરો અને જો એમ ન બની શકે તો

બીજાઓની ભક્તિમાં ભાગ રાખો, એટલે કે બીજાઓની ભક્તિને ટેકો આપો, એજ કલ્યાણનો રસ્તો છે, એજ કલ્યાણનો રસ્તો છે. એ વિના સંસારસાગર તરવાનો બીજો કોઇ પણ માર્ગ નથી, એ યાદ રાખજો.

## ૨૧–ઈશ્વરના સાચા ભક્તો કેવા હોવા જોઈએ ?

આપણા ધર્મના કેટલાક સાધુઓ ગાયો રાખીને છાણાં થાપ્યા કરે છે, કેટલાક શ્રીમંતોની ખુશામત કરે છે, કેટલાક અડંગા લગાવે છે, કેટલાક કંગાલમાં કંગાલ જેવા બનીને આખી જિંદગી સુધી માત્ર પોતાને માટે દરરોજ ભીખજ માગ્યા કરે છે, કેટલાક કૂતરાં કે વાંદરાં પાળીને તે નિમિત્તે પોતાનો ગુજારો કરે છે, કેટલાક વૈદકશાસ્ત્ર શીખ્યા વિના હળદરનો ગાંઠિયો મળવાથી ગાંધી બની જઈને દવાની દુકાનો કાઢે છે, કેટલાક જંતરમંતરના ઢોંગધતૂરા કરે છે, કેટલાક વિનાકારણ ધરાર બીજાઓને ગાળો દેવામાંજ પોતાની સિદ્ધિ સમજે છે, કેટલાક પોતાના દેહને દુઃખ દેવામાંજ કલ્યાણ સમજે છે, કેટલાક મનુષ્યજાતિથી અભડાઇ જવામાંજ પોતાની પવિત્રતા સમજે છે, કેટલાક અનેક પ્રકારના ભ્રષ્ટાચારમાંજ ધર્મ સમજે છે, કેટલાક પોતાના ફાંકા પ્રમાણે સ્વચ્છંદીપણે વર્તવામાં પોતાની મોટાઇ સમજે છે, કેટલાક બીજા સંપ્રદાયવાળાઓનો દ્વેષ કરવામાં ને તેઓની સાથે લડાઈ કરવામાંજ પોતાની જિંદગી ગુમાવી દે છે, કેટલાક છેવટ સુધી સાવ નજીવી નજીવી વાતોમાંજ રહી જાય છે, કેટલાક અમુક અમુક પ્રકારની પોતાની નાહકની હઠમાંજ સાધુપણું ખોઇ દે છે, કેટલાક બિલકુલ નિરુપયોગી થઇ જવામાંજ પોતાની મહત્તા માની લે છે, કેટલાક બહુ ચેલા મૂંડવામાંજ પોતાની બહાદુરી સમજી લે છે, કેટલાક અષ્ટમપષ્ટમ કરીને વહેમી લોકો પાસેથી નાણાં કઢાવવામાંજ પોતાની મરદાઇ સમજે છે, કેટલાક જટા, ભસ્મ, માલા વગેરે બહારના આડંબરમાં સાર્થકતા સમજે છે, કેટલાક મૂર્ખાઓની પાસે પૂજાવામાંજ પોતાની મોટાઇ સમજે છે અને બીજા ઘણાએ ઘણી જાતની ઉફાંદો કરે છે. આમ છતાં પણ તેઓ ધર્મના આગેવાનો ગણાય છે; તેઓ પૂજા કરવા યોગ્ય ગણાય છે; તેઓ સંત કહેવાય છે; મહાત્મા કહેવાય છે અને ઘણાં માણસો તેઓનું કહ્યું માને છે, કારણ તેઓ ઈશ્વરના ભક્ત છે; એમ ગણાય

છે. આ બધું જોઇને સારાં માણસોને ગ્લાનિ થાય છે અને ઘણા લોકોની સાધુઓ તરફ અશ્રદ્ધા થઇ જાય છે; કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–

સર્વશક્તિમાન મહાન પ્રભુના ભક્તો પ્રભુના જેવાજ દૈવી ગુણવાળા હોય છે; કારણ કે શુદ્ધ અંતઃકરણથી માણસ જેવી ભાવના રાખે તેવું ફળ તેને મળે છે અને જે માણસ જેનું ધ્યાન ધરે તેના જેવો તે પોતે થતો જાય છે. આવો કુદરતી નિયમ હોવાથી અને સાચા ભક્તોનું સર્વસ્વ પોતાના પ્રભુમાંજ હોવાથી, પ્રભુના બધા ગુણો થોડાઘણા અંશે ભક્તોમાં આવતા જાય છે, તેથી દુનિયાદારીના સાધારણ વ્યાવહારિક માણસો કરતાં અંતરમાંથી તાળી લાગી ગયેલા ભક્તો આચાર વિચારમાં બહુ ઊંચી દશાવાળા હોય છે; કારણ કે તેઓ જેનું સેવન કરે છે, જેની ભાવના રાખે છે, જેનું ધ્યાન ધરે છે, જેના ગુણ ગાય છે, જેનું જ્ઞાન મેળવે છે અને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દઇને જેની ઇચ્છામાં પોતાની ઇચ્છા મિલાવી દે છે, તે અનંત બ્રહ્માંડનો નાથ સર્વશક્તિમાન પરમકૃપાળુ સચ્ચિદાનંદ પરમાત્મા મોટામાં મોટો છે, ભલામાં ભલો છે, સુંદરમાં સુંદર છે, રાજાઓનો રાજા છે, દેવોનો દેવ છે, જીવોને જીવન આપનાર છે, સૂરજને પ્રકાશ આપનાર છે, અગ્નિને ગરમી આપનાર છે, ગ્રહોનો બનાવનાર છે, સમુદ્રને હુકમમાં રાખનાર છે, વરસાદને વરસાવનાર છે, કાળનો પણ કાળ છે, સુખનું પણ સુખ છે, આનંદોનો પણ આનંદ છે, આદિઅંતરહિત છે અને મોક્ષદાતા છે. એનામાં શું ઓછું છે કે, એને છોડીને એના સાચા ભક્તો બીજી કોઇ પણ વસ્તુની ઇચ્છા રાખે?

હવે જરા વિચાર કરો કે, જે ભક્તો આવા મહાઆકર્ષણમાં ખેંચાઇ ગયા હોય, આવા મહાઆનંદમાં લીન થઇ ગયા હોય અને આવી મહાશક્તિ પાસે પોતાનું પોતાપણું ભૂલી ગયા હોય, તેઓ કોઇ પણ વાતે કેમ દુઃખી હોઇ શકે? અને તેઓનાં હૃદયમાં કોઇ પણ જાતની હલકી ઇચ્છા કેમ રહી શકે? કારણ કે તેઓ તો પોતાનું સર્વસ્વ ઈશ્વરને આપી દઇને ઈશ્વરમય થઇ ગયેલા હોય છે, તેથી તેઓનાં હૃદયમાં ઈશ્વરી જ્ઞાનનો સૂર્ય પ્રકાશતો હોય છે અને તેઓનાં મનમાં ઈશ્વરીસ્નેહનો પૂજનીય ચંદ્ર ઝળકતો હોય છે, તેથી તેઓના અંતરમાંથી જગતમાં અજવાળું પડ્યા કરે છે, તેઓનાં મનમાંથી શાંતિ વહ્યા કરે છે, તેઓની વાણીમાંથી સચ્છા-

ઓના મહાસિદ્ધાંતો નીકળ્યા કરે છે, તેઓના ચહેરા ઉપર આત્મિક તેજ છવાઇ રહે છે અને તેઓની દૃષ્ટિમાંથી અમી ઝર્યા કરે છે; એટલુંજ નહિ પણ જ્યાં જ્યાં તેઓની નજર પડે ત્યાં ત્યાં કાંઇક કાંઇક કલ્યાણનું કામ થતું જાય છે. જ્યાં જ્યાં તેઓનાં પગલાં પડે ત્યાં ત્યાં કાંઇક રૂડી અસર ફેલાતી જાય છે, જ્યાં જ્યાં તેઓ મુકામ કરે ત્યાં ત્યાં ઉત્સવો થાય છે અને જે જે તેમના સંગમાં આવે, તે તે સર્વને કાંઇક નવોજ રંગ લાગી જાય છે; આવી સ્થિતિ થાય તેનેજ શાસ્ત્રમાં ભક્તો ને મહાત્માઓ કહ્યા છે, તેજ સાચા સંતો છે, તેજ પોતાનું કલ્યાણ કરનારા છે અને તેજ જગતના જીવોને મદદ કરનારા છે. માટે ભાઇઓ! યાદ રાખજો કે, સાચા ભક્તો બહુજ નિઃસ્પૃહી, બહુજ પરોપકારી, બહુજ આનંદી, બહુજ શાંતિવાળા, બહુજ ક્ષમાવાળા, બહુજ ઉદાર, બહુજ સહન કરનારા, બહુજ જ્ઞાનવાળા, જગતના જીવો ઉપર બહુજ પ્રેમ રાખનારા, પોતાના સ્વાર્થનો મોટો ભોગ આપનારા, મનુષ્યજાતિને આગળ વધારવામાં શુદ્ધ અંતઃકરણથી મદદ કરનારા, ધર્મના સ્થંભ જેવા, જગતને નમૂનારૂપ અને બધી વાતે અંતરમાંથી તૃપ્ત પામેલા હોય છે; માટે ભાઇઓ! ભૂલમાં પડયા નહિ રહેતાં એવા થવાની કોશિશ કરો અને જે એવા સાચા ભક્તો હોય, તેમને પ્રભુપ્રીત્યર્થે યથાશક્તિ મદદ કરો.

## ૨૨–"હે સર્વશક્તિમાન પરમાત્મા! અમોને સદ્બુદ્ધિ આપો" એવી પ્રાચીન ઋષિઓની પ્રાર્થનાનું રહસ્ય

કુદરતી નિયમજ એવો છે કે, નાની વસ્તુઓ પોતાની મેળેજ મોટી વસ્તુઓ તરફ ખેંચાતી જાય છે. આ નિયમને આધારે સ્વભાવથીજ દરેક વસ્તુઓ મોટાઇ તરફ અને ઉચ્ચતા તરફ ખેંચાતી રહે છે અને તેમાં પણ મહાન ઈશ્વર તરફ મનુષ્યો તો ખાસ વિશેષતાથી ખેંચાય છે; કારણ કે તેને આત્માની સાથે મનબુદ્ધિ મળેલાં છે. એટલે તે બીજી અડચણોને દૂર કરીને સીધી રીતે ઝપાટાબંધ પોતાના કલ્યાણના રસ્તામાં ઈશ્વર તરફ જઇ શકે છે; પણ મન ચંચળ હોવાથી અને નિર્બળતા તરફ ઝૂકી જવાની ટેવવાળું હોવાથી, સ્વાભાવિક રીતેજ કુદરતી આકર્ષણના બળ વડે ઈશ્વરી રસ્તામાં ચાલતે ચાલતે પણ તે પોતાના સ્વાર્થના વિચારમાં ઢળી જાય છે. તેથી સર્વશક્તિમાન મહાન ઈશ્વર પાસેથી

થી તેને કાંઇક માગવાની ઇચ્છા થઇ જાય છે. જો કે એ માગણી પોતાના સ્વાર્થનીજ હોય છે; તોપણ તેનો હેતુ ઉન્નતિના રસ્તામાં જલદીથી આગળ વધવું એજ હોય છે અને જેની માગણી પાર પડેલી હોય એવા જીવો ઘણી વખત સહેલાઇથી આગળ વધી શકે છે, એમાં પણ કાંઇ શક નથી; છતાં પણ જીવ અને ઇશ્વર વચ્ચેનું ખેંચાણ સ્વાભાવિક છે અને આત્માપરમાત્માની એકતા કુદરતીજ છે, એટલે એવી માગણી કરવાની કાંઇ જરૂર નથી. વળી આપણું કલ્યાણ શામાં છે, તે આપણા કરતાં સર્વશક્તિમાન પરમ કૃપાળુ મહાન ઇશ્વર વધારે સારી રીતે સમજી શકે છે. માટે આપણી ઇચ્છા મુજબની કોઇ પણ ચીજ તેની પાસે માગવાની જરૂર નથી; એટલુંજ નહિ પણ માગવી જોઇએજ નહિ. માટે આપણા પવિત્ર શાસ્ત્રમાં પૂર્ણસ્વરૂપ પ્રભુએ કહેલું છે કે, "જે ઉત્તમ ભક્તો હોય તે મારી નિષ્કામ ભક્તિ કરે છે ને જે સાધારણ ભક્ત હોય તે મારી સકામ ભક્તિ કરે છે." આવી રીતે સકામ ભક્તિની કિંમત બહુ ઓછી છે, છતાં પણ મનુષ્યનું મન ચંચળ હોવાથી તે પળે પળે પોતાની નિર્બળતા દેખે છે અને અનંત બ્રહ્માંડના નાથની કૃપામાં તે સર્વસ્વ જુએ છે; એટલુંજ નહિ પણ તેનો આત્મા ઇશ્વરી રસ્તામાં આગળ વધવા માટે બહુ ઉતાવળ કરે છે અને તેની બુદ્ધિ એમ સમજાવે છે કે, તારી અમુક ઇચ્છા પ્રમાણે થાય તો તું જલદીથી આગળ વધી શકે ને બહુ સુખી થઇ શકે. આવા સંજોગ હોવાને લીધે ભલી ઇચ્છાથી સ્વાભાવિક રીતેજ ઇશ્વર પાસેથી જીવને કાંઇક માગવાની ઇચ્છા થઇ જાય છે; એટલુંજ નહિ પણ ઘણા ભક્તો પોતાની એ ઇચ્છાને રોકી શક્તા નથી. તેથી બધા દેશોમાં, બધી પ્રજાઓમાં, અને બધા ધર્મોમાં પરમ કૃપાળુ પ્રભુ પાસે દેશકાળ પ્રમાણે પોતાના સુખની કાંઇક કાંઇક ચીજો માગવાની રીતિ છે. એ માગણીને શાસ્ત્રમાં પ્રાર્થના કહે છે. તેમાં કોઇ લોકો પોતાની પ્રાર્થનામાં ધનધાન્ય માગે છે, કોઇ પશુઓ માગે છે, કોઇ લાંબું આયુષ્ય માગે છે, કોઇ સારા દેશમાં જન્મ માગે છે, કોઇ પોતાના દુશ્મનોનો નાશ કરવાનું માગે છે, કોઇ શરીરનું બળ માગે છે, કોઇ છોકરાંઓ માગે છે, કોઇ સારાં હથિયારો માગે છે, કોઇ રાજ્ય માગે છે, કોઇ પરીઓની ઇચ્છા રાખે છે, કોઇ રિદ્ધિસિદ્ધિ માગે છે, કોઇ દેવપણું માગે છે, કોઇ સગાંવહાલાં માગે છે, કોઇ વરસાદ માગે છે, કોઇ

ટાઢથી બચવાનું માગે છે, કોઇ પોતાનું મોત સુધરે એમ માગે છે, કોઇ બધી જાતની આફતોમાંથી બચવાનું માગે છે, કોઇ પોતાનાં મરી ગયેલાં સગાંઓનું કલ્યાણ થાય એમ માગે છે, કોઈ શેતાનથી બચવાનું માગે છે, કોઇ પાપથી બચવાનું માગે છે, કોઇ સ્વર્ગ માગે છે, કોઇ મોક્ષ માગે છે, કોઇ જગતનું કલ્યાણ થાય એમ ઇચ્છે છે, કોઇ ઈશ્વરનાં દર્શન માગે છે, કોઇ કહે છે કે, હે ઈશ્વર! અમને તારા શરણમાં રાખ અને કોઇ કહે છે કે, હે કલ્યાણ કરનાર! તને નમસ્કાર છે. આવી રીતે જુદી જુદી પ્રજાઓમાં અને જુદા જુદા ધર્મોમાં જુદી જુદી રીતની પ્રાર્થનાઓ હોય છે, ત્યારે આપણા સનાતન ઉત્તમ આર્યધર્મમાં મહાન ઋષિઓની પવિત્ર પ્રાર્થના એજ હતી કે, હે સર્વશક્તિમાન પરમકૃપાળુ પિતા પરમાત્મા! અમને સદ્‌બુદ્ધિ આપો. આખી દુનિયામાં સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, જૂનામાં જૂના અને પવિત્રમાં પવિત્ર પૂજનીય ગાયત્રી મહામંત્રની મારફત પ્રાતઃકાળ, મધ્યાહ્નકાળ અને સાયંકાળ એ ત્રણે સંધ્યાસમયે પવિત્ર ઋષિઓ અનંત બ્રહ્માંડના નાથ, પરમ કૃપાળુ પિતા સચ્ચિદાનંદ પરમાત્મા પાસે જિંદગીપર્યંત હમેશાં એજ માગતા હતા કે, હે ઈશ્વર! અમને સદ્‌બુદ્ધિ આપ; કારણ કે જો બુદ્ધિ સારી હશે તો કુદરતના ભેદો સમજાશે, બુદ્ધિ સારી હશે તો સાંસારિક સુખોનો લહાવો લઈ શકાશે, બુદ્ધિ સારી હશે તો જિંદગીમાં મીઠાશ આવી શકશે, બુદ્ધિ સારી હશે તો મનુષ્યાવતારની સાર્થકતા થઇ શકશે અને જો બુદ્ધિ સારી હશે તો વિકારોથી બચાશે. બુદ્ધિ સારી હશે તો જીવનું તથા ઈશ્વરનું સ્વરૂપ સમજી શકાશે, એટલુંજ નહિ પણ જેમની બુદ્ધિ સારી હશે તેમનું જગત મિત્ર થઇ રહેશે, માયા દાસી બની જશે અને તે પ્રભુના વહાલા થઇ પડશે. તેથી લક્ષ્મી પોતેજ પોતાની મેળે તેના પગમાં આવી પડશે; કારણ કે જે સારું છે તે સર્વ સદ્‌બુદ્ધિથી મળી રહે છે, માટે જેની બુદ્ધિ સારી હોય તેને કઈ વાતની ખોટ હોય? અને તેને પછી કઇ વસ્તુ માગવી પડે? આ દુનિયાની બધી વસ્તુઓ તેને આધીન થાય છે; એટલુંજ નહિ પણ સ્વર્ગના ભેદો પણ તે સમજી શકે છે અને એની ઉપર પણ તેનો અધિકાર ચાલી શકે છે; કારણ કે જ્ઞાન એ મહાશક્તિ છે. જ્ઞાન એ ઈશ્વરનું બીજું નામ છે અને જ્ઞાન એજ સચ્ચિદાનંદનું સ્વરૂપ છે; માટે ભાઇઓ! યાદ રાખજો કે, જ્ઞાન વિના ઈશ્વરની મા-

યાનો પાર પામી શકાય નહિ, જ્ઞાન વિના સુખી થઇ શકાય નહિ, જ્ઞાન વિના ધર્મ જાણી તથા પાળી શકાય નહિ, જ્ઞાન વિના ઇશ્વરની કૃપા મેળવી શકાય નહિ, જ્ઞાન વિના દુસ્તર સંસારસાગર તરી શકાય નહિ અને સદ્બુદ્ધિ વિના જ્ઞાન મળી શકે નહિ, માટે જો સમજીને ધર્મ પાળવો હોય, આ સંસારમાંજ સ્વર્ગ ભોગવવું હોય અને આનંદસાગરના વહાલા થઇ અનેક આનંદ ભોગવવા હોય, તો હમેશાં જ્યારે વખત મળે ત્યારે પ્રાચીન મહાન ઋષિઓની પવિત્ર પ્રાર્થના કરતા રહો અને કહો કે, હે સર્વશક્તિમાન પરમાત્મા ! અમને સદ્બુદ્ધિ આપો.'

## ૨૩–પ્રભુની સેવા કરનારો ભૂખે નહિ મરે; માટે વિશ્વાસ રાખીને દૃઢતાથી ભક્તિમાં મચ્યા રહો

આપણે જોઇએ છીએ કે, જમીનની સેવા કરનારા એટલે કે જમીનને ખેડી ખાતરપાણી નાખનારાને જમીન રોજી આપે છે, ઝાડની સેવા કરનારાઓને ઝાડો ફળફૂલ આપે છે, પથ્થરની સેવા કરનારાઓને પથ્થર રોટલી આપે છે, માટીની સેવા કરનારાને તેમાંથી રોજી મળી રહે છે, અગ્નિની સેવા કરનારનો તેમાંથી ગુજારો ચાલ્યા કરે છે, કોલસાની સેવા કરનારાઓ મોજમજા કરે છે, લોખંડની સેવા કરનારાઓ આબાદ હોય છે, હથિયારોની સેવા કરનારા સૌ ઉપર હુકમ ચલાવે છે, પુસ્તકોની સેવા કરનારા સૌ ઉપર શ્રેષ્ઠતા ભોગવે છે અને કૂવા, તળાવ, નહેર, સમુદ્ર વગેરે પાણીની સેવા કરનારા લીલાલહેર કરે છે. આવી રીતે જડ વસ્તુઓની સેવા કરનારાઓ જ્યારે મોજ કરે છે, ત્યારે ગાય, ભેંસ, હાથી, ઘોડા, કૂતરાં, વાંદરાં, પોપટ, બુલબુલ, વગેરે પશુ-પક્ષીઓની સેવા કરનારાઓને કેટલો બધો આનંદ થતો હશે ? અને પ્રભુનાં બાળકો જે મનુષ્યો છે, તેઓની સેવા કરનારને કેટલો બધો લાભ મળતો હશે ? એ વિચાર તો કરો ! તેમાં પણ ભલમનસાઇવાળા શ્રીમંતો, ખાનદાનીવાળા અમીર–ઉમરાવો, વિદ્વાન દેશભક્તો, જ્ઞાની સાધુઓ, ઈશ્વરને અર્પણ થઈ ગયેલા ભક્તો અને મોટા મનવાળા ઉદાર મહારાજાઓની સેવા કરવાથી કેટલો બધો લાભ થાય ? તે કાંઈ આપણાથી અજાણ્યું નથી. આપણે જોઇએ છીએ કે, એવા ભાગ્યશાળીઓની સેવા કરવાથી તેઓની સાથે સેવા:કરનારનું ભાગ્ય પણ સુધરતું જાય છે. જેમકે

તેઓની સેવા કરવાથી સેવા કરનારનો દરજ્જો વધે છે, માન-આબરૂ વધે છે, વૈભવો વધે છે, બુદ્ધિ વધે છે, અનુભવ વધે છે, જિંદગી વધારે ઉપયોગી થઇ શકે છે; તેઓની સેવાને લીધે બીજાઓની સેવા કરી શકાય છે, દુઃખને વખતે તેઓ તરફથી મદદની આશા રહે છે તેથી હિંમત રહે છે, આફતને વખતે તેઓ મદદ કરે છે, લાચારીને વખતે તેઓ પેન્શન આપે છે અને તેઓની સેવાને લીધે બીજા ઘણાએ સારા સંજોગો ભેળા થાય છે, તેથી તેની ભલી અસરને લીધે છોકરાંઓનું ભવિષ્ય સુધરે છે. ભાઇઓ! વિચાર તો કરો કે, જ્યારે જડ વસ્તુઓની સેવા કરવાથી સુખેથી રોજી મળે છે, પશુપક્ષીઓની સેવા કરવાથી આનંદ થાય છે અને ભાગ્યશાળી મનુષ્યોની સેવા કરવાથી મોટો લાભ મળે છે, ત્યારે જે સૂર્ય-ચંદ્રનો બનાવનાર છે, આકાશના ગ્રહોને ગતિ આપનાર છે, પૃથ્વીના જેવા અનંત દડાઓનો ખેલનાર છે, આકાશના ઘૂમટને ટકાવનાર છે, અગ્નિને ગરમી આપનાર છે, બીજોના બનાવનાર છે અને પ્રાણીઓને જીવન આપનાર છે; વળી જે જ્ઞાનનો મહાસાગર છે, જે બુદ્ધિનો દાતા છે, જે સૌંદર્યનો સ્વામી છે, જે બધી જાતનાં ઐશ્વર્યનો માલિક છે, જે દેવોનો દેવ છે, રિદ્ધિસિદ્ધિ જેની દાસીઓ છે, લક્ષ્મીજી જેના ચરણમાં લોટે છે, જે સર્વવ્યાપક છે, જે સર્વ જાણનાર છે, જે જન્મમરણ વિનાનો છે, જે આદિઅંતરહિત છે અને જે સચ્ચિદાનંદરૂપ છે, તે પરમકૃપાળુ મહાન પરમાત્માની સેવા કરવાથી કેટલો બધો લાભ થશે અને કેટલું બધું કલ્યાણ થશે? એ ખ્યાલ તો કરો! અરે જરા વિચાર તો કરો કે, એની નોકરી કરેલી કેમ વ્યર્થ જશે? ખાતરી રાખો કે નહિજ જાય; કારણ કે એને ત્યાં શું ખોટ છે? ભાઇઓ! એને ત્યાં કોઇ પણ વસ્તુની ખોટજ નથી. આપણને આપણા સુખની જે જે વસ્તુઓ જોઇએ તે સર્વના તેની પાસે અખૂટ ભંડાર ભરેલા છે. માત્ર સાચી વસ્તુ સમજીને આપણે તેની સેવા કરતા નથી, એ આપણી સેવાનીજ ખોટ છે. જો આપણે તેને અર્પણ થઇ જઇને જિંદગી ગાળીએ, આપણી જિંદગીનાં બધાં શુભ કર્મો તેને અર્થેજ કરીએ, તેનો મહિમા વધારવા માટે સદાય તેનાંજ ગુણગાન કરીએ, તેના આનંદસ્વરૂપનું જગતમાં અલૌકિક જ્ઞાન ફેલાવવા માટે શાસ્ત્રના સાચા સિદ્ધાંતો સમજીને તે પ્રમાણે આપણે વર્તીએ અને બીજાઓ એ

પ્રમાણે વર્તે એવી તજવીજ કરીએ, તેનો સ્નેહ ફેલાવવા માટે આપણાં ભાઇબહેનો સાથે ઉદારતાથી વર્તી અપરાધીઓને માફી આપીએ, દુઃખીઓનાં દુઃખમાં ભાગ લઇએ, ગરીબોને રોજી અપાવીએ, લાચારોને મદદ કરીએ, બીમારોની સારવાર કરીએ, મુસાફરોને આશ્રય આપીએ, નિરાધારોની ખબર રાખીએ, ભવિષ્યની પ્રજાની ઉન્નતિ થાય તેવા રસ્તાઓ ખોલીએ, પ્રાણીઓને ભયમુક્ત કરી તેઓની અસલની સ્વતંત્રતા પાછી અપાવીએ, આત્માની આડે આવતાં આવરણો દૂર કરીએ, બાળકોમાં નવું જીવન મૂકીએ, સ્ત્રીઓમાં સ્ત્રીપણું લાવીએ, પુરુષોમાં પુરુષાર્થ વધારીએ, જગતમાં આબાદી વધે તેમ કરીએ અને સર્વશક્તિમાન મહાન પ્રભુને અર્થે જીવો પોતાના સ્વાર્થનો ભોગ આપતાં શીખે એવા ઉપાયો કરીએ, તો તેને મહાત્માઓ ઈશ્વરની સેવા કહે છે; અને જે એવી સેવા કરે છે, તે સાચા ભક્તો કદી પણ ભૂખે મરવાના નથી, એમ કૃપાળુ પ્રભુએ આપણને આપણાં પવિત્ર શાસ્ત્રો મારફત વચન આપેલું છે. માટે ભાઇઓ! આપણું પોતાનું તથા જગતનું કલ્યાણ કરવું હોય અને ઈશ્વરના વહાલા થઇ સ્વર્ગનાં સુખ ભોગવવાં હોય, તો વિશ્વાસ રાખીને દૃઢતાથી ઈશ્વરની સેવામાં–નારાયણની નોકરીમાં–લાગ્યા રહો, નારાયણની નોકરીમાં લાગ્યા રહો.

---

## ૨૪–તારો ધર્મ સારો છે એ વાત ખરી, પણ એમાં તારું શું વળ્યું? તારાં કર્મ કેવાં છે? એ તો જરા વિચારી જો!

એક માણસ હતો. તેનો સ્વભાવ એવો હતો કે, જ્યાં ક્યાંઇ પોતાનું લાગતુંવળગતું ન હોય ત્યાં પણ ઘૂસી જવું, વાતવાતમાં માથું માર્યા કરવું, જેનુંતેનું સાંભળી લેવું પણ કરવું કાંઈ નહિ. પોતાની અંદરની ચાલચલગત સોનેરી ટોળીના જેવી, પણ બહારથી સારો દેખાવ કરીને ડાહી ડાહી વાતો કરવી અને ભોળા લોકો પાસેથી દોઢિયાં કઢાવવા સારુ, તેઓને પોતાના દાવપેચમાં લેવા સારુ ફાંફાં માર્યા કરવાં તથા પોતાની બડાઇ બતાવવા મરજી પડે તેમ ડંફાસ હાંકયા કરવી એ તેનું કામ હતું. એ માણસે પ્રસંગોપાત્ત એક ઉપદેશક સાધુને કહ્યું કે, "ભલે તમે બીજા બધા ધર્મોની વાતો કરો, પણ અમારા ધર્મ જેવો ઊંચો ધર્મ આખી દુનિયામાં બીજો કોઇ ન મળે. શું એના ઉત્તમ સિદ્ધાંતો! એ તો

અવધિજ. જો એમાંથી એકાદો સિદ્ધાંત પણ બરાબર રીતે પાળ્યો હોય, તો બેડો પાર થઇ જાય. તમે બીજા મહાત્માઓનાં વખાણ કરો છો, પણ અમારો ધર્મ ચલાવનાર જે મૂળ પુરુષ હતા, તેની હકીકત તમે જાણો છો ? એમણે કેટલાં બધાં દુઃખ ભોગવ્યાં હતાં અને આખી પૃથ્વીમાં ફરી બધા ધર્મના પંડિતોને હરાવી કેવો મોટો દિગ્વિજય કર્યો હતો, એ તમે જાણો છો ? એ જાણો તો અજબ થઇ જાઓ. ભલા માણસ, વધારે વાત શું ? એમનો એવો પ્રતાપ છે કે, હજી સુધી હજારો માણસોનો એમને નામે ગુજારો ચાલ્યા કરે છે. મહારાજ ! તમને અમારા ધર્મની પૂરી ખબર નથી, એટલે શું વાત કરીએ ? બાકી જો સાચું કહું તો અમારા ગુરુનો મંત્ર બહુ ભારે; તે તુરતજ ચમત્કાર દેખાડે. પહેલાં હું એ વાત માનતો નહોતો, પણ હમણાં બે વરસ ઉપર એક બનાવ નજરે જોયો એટલે માનવું પડયું. આખી જિંદગી ચાલી જાય તોપણ ન થાય એવું મહામુશ્કેલ કામ એ મંત્રના બળથી એક માણસને ત્રણ દિવસમાં કરી આપ્યું. એ હરદ્વારમાં મારા બાપના કાકાએ નજરે જોયેલી વાત. ત્યારથી મને લાગ્યું કે, અમારા ધર્મ જેવો સારો ધર્મ દુનિયામાં બીજો એકે ન મળે.”

એ સાંભળીને તે સાધુએ કહ્યું કે, “એ બધી વાત સાચી, એ ધર્મ સો ટચના સોના જેવો, એના સિદ્ધાંતો રામબાણ જેવા, એ ગુરુ ઈશ્વરી અવતાર જેવા અને એ મંત્ર મુડદાંને જીવતા કરે તેવા, એમાં કોણ ના પાડે છે ? પણ એમાં તારું શું વળ્યું ? તારાં આચરણ એવાં કયાં છે ? તારાં કર્મ તો જરા તપાસ ! તારા ધર્મ-માં કહ્યું છે કે, સાચું બોલ; પણ તું સહેજ વાતમાં નાહક કેટલું બધું જૂઠું બોલે છે ? એ તો જરા વિચાર ! તારા ધર્મમાં કહ્યું છે કે, વ્યભિચાર ન કર; પણ જ્યારે લાગ મળે ત્યારે રૂપાળી પારકી બાયડીઓ સામે તારી આંખો કેમ ફાટી રહે છે, એ તો જરા જો ! તારા ધર્મમાં કહ્યું છે કે, ચોરી ન કર; પણ મનથી, વચનથી ને કર્મથી તું દરરોજ નાની મોટી કેટલી બધી ચોરી કરે છે ? એ તો જરા સમજ ! તારા ધર્મમાં કહ્યું છે કે, હિંસા ન કર; પણ તારા સ્વાર્થ સારુ તારાથી જાણ્યેઅજાણ્યે સીધી અથવા આડ-કતરી રીતે નાનીમોટી કેટલી બધી હિંસા થઇ જાય છે એ તો જરા તપાસ ! તારા ધર્મમાં કહ્યું છે કે, પવિત્રતા રાખ; પણ તારું હૃદય કેવું મલિન છે ને તેમાં કેટલા બધા વિકારો ભરેલા છે ? એ તો

જરા તપાસ! તારા ધર્મમાં કહ્યું છે કે, ઇન્દ્રિયોને વશ રાખ; પણ તારી ઇન્દ્રિયો કેટલા બધા વિષયોમાં કેવી ગાંડીતૂર થઇ ગઇ છે ને તું કેવો ઇન્દ્રિયોનો ગુલામ બન્યો છે? એ તો જરા જો! તારા ધર્મમાં કહ્યું છે કે, તારા બંધુઓને તારા આત્મા જેવા જાણ; પણ તું તેઓથી કેટલી બધી જુદાઇ રાખે છે? તું તેઓથી કેવો અભડાઇ જાય છે? ને લાગમાં આવે તો તું તેના કેવા બાર વગાડી દે છે? એ તો જરા વિચાર! તારા ધર્મમાં કહ્યું છે કે, તારા દુશ્મનોને માફ કર; પણ તું હજી તારાં સગાંવહાલાંઓ સાથેનાં વેર પણ ભૂલી શકયો નથી, એ સામે તો જરા જો! તારા ધર્મમાં કહ્યું છે કે, એક ઇશ્વર વિના બીજા કોઇથી ડર મા; પણ તું તારા પડછાયાથી ડરે છે, ભૂતપ્રેતના નામથી ડરે છે, અંધારાથી ડરે છે, દેડકી કે કંસારીથી પણ ડરે છે અને કાળના પણ કાળ ને ભયના પણ ભય, મહાન પ્રભુથી ડરતો નથી, એ તો જરા વિચાર! તારા ધર્મમાં કહ્યું છે કે, તારા અંતઃકરણના હુકમ પ્રમાણે ચાલ; પણ આજ દિવસ સુધી તેં કદી પણ તારા અંતઃકરણ સામે જોયું છે? કદી પણ ઊંડા ઊતરીને તેની અંદરનો અવાજ સાંભળ્યો છે? અને આખી જિંદગીમાં માત્ર એક વખત પણ તેના કહ્યા પ્રમાણે તું ચાલ્યો છે? કહે કે નહિ. ત્યારે તારો ધર્મ તને શું કામનો? તારા ધર્મમાં કહ્યું છે કે, ગરીબોને દાન આપ; તું જો કે તારા ખિસ્સામાં દોઢિયાં છે, તારી પેટીમાં રૂપિયા છે, થોડા વખતમાં બીજા પૈસા મળવાની તારા મનમાં આશા છે અને તારું અંતઃકરણ કહે છે કે, ડર મા; પ્રભુને અર્થે ગરીબોને આપ; પ્રભુ તને વિસારી નહિ મૂકે. એ પછી તું ખરેખરા લાચારોને જુએ છે અને તેઓ તારા બારણામાં આવી પોતાની કંગાલિયત બતાવી તારી દયા માગે છે; પણ તું તેઓને કેવાં હડધૂત કરીને–કેવાં નિરાશ કરીને પાછાં કાઢે છે? એ તો જરા વિચાર! તારા ધર્મમાં કહ્યું છે કે, ધર્મશાસ્ત્રનો અભ્યાસ કર; તને જીભેથી ધર્મની વાતો કરતાં તો બહુ આવડે છે, પણ મને કહે કે, તેં તો નહિજ પણ તારી સાત પેઢીમાંથી કોઇએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે? તારા ધર્મમાં કહ્યું છે કે, દીનતા રાખ! પણ દીનતા એટલે શું? એ સમજવાની તેં કોઇ દિવસ તસ્દી લીધી છે? અભિમાન વિના તું બીજું કાંઇ સમજ્યો છે? તારા ધર્મમાં કહ્યું છે કે, ઇશ્વર ઉપર વિશ્વાસ રાખ ને ભગવદાશ્રયનું બળ રાખ; પણ તારા

અંતર ઉપર હાથ મૂકીને કહે કે, તારામાં વિશ્વાસનો છાંટો પણ છે? તારા ધર્મમાં કહ્યું છે કે, તારી ઇચ્છા તજી દે ને ભગવદ્ઇચ્છાને આધીન થા; પણ કોઈ દિવસ તેં એ ધર્મ પાળ્યો છે? તારા ધર્મમાં કહ્યું છે કે, ઈશ્વરનો ઉપકાર માન; પણ ઉપકાર માનવો તો બાજુએ રહ્યો ને તેને બદલે પ્રભુએ મને છોકરાં ન આપ્યાં, પ્રભુએ મને બહુ ધન ન આપ્યું, પ્રભુએ મને મોટો અધિકાર ન આપ્યો, એમ ઊલટો પ્રભુની સામે તું ફરિયાદ કરે છે, એ તો જરા વિચાર! તારા ધર્મમાં કહ્યું છે કે, ગુરુની સેવા કર; પણ તેં તારા ગુરુની આજ દિવસ સુધીમાં કેટલીક સેવા કરી? એ તો જરા વિચાર! તારા ધર્મમાં કહ્યું છે કે, પરાયા દોષ ન જો; બીજાઓની નિંદા ન કર; પણ તું દરરોજ કેટલી બધી નિંદા કરે છે? એ તો જરા વિચાર! તારા ધર્મમાં કહ્યું છે કે, બધાં કર્મો પ્રભુપ્રીત્યર્થે કર, બધાં કર્મો ઈશ્વરને અર્પણ કર, પણ તું કોઇ દિવસ અર્પણવિધિમાં સમજ્યો છે? કે ઈશ્વર અંગીકાર કરે તેવી રીતે આજ સુધીમાં તેં એકે કર્મ ઈશ્વરને અર્પણ કર્યું છે? કહે કે નહિ અને તેમ છતાં બડાઇની વાતો કરવી કે, મારો ધર્મ બહુ ઊંચો; પણ એ ઊંચો ધર્મ તને શું કામનો? એથી તારું કલ્યાણ થાય એમ ક્યાં છે? તારા ધર્મમાં કહ્યું છે કે, આત્માને પ્રસન્ન રાખો; સદા આનંદી રહો! ભગવદીજનોને દુઃખ હોય નહિ અને જે દુઃખી રહે તેને ભક્ત સમજવા નહિ. હવે જરા જો કે, તારો આત્મા પ્રસન્ન છે? તારા હૃદયમાં કેટલી જાતની હોળીઓ બળે છે ને તારું મન કેટલાં બધાં દુઃખોથી કેટલું બધું તરફડી રહ્યું છે? એ તો જરા વિચાર! અને તારા ધર્મમાં કહ્યું છે કે, સર્વ ધર્મો છોડીને સર્વભાવથી ઈશ્વરને શરણે જા, એમાંજ મન રાખ, એનોજ ભક્ત થા, એને અર્થેજ કર્મો કર, એનેજ નમસ્કાર કર અને તનથી, મનથી, ધનથી, વચનથી તથા કર્મથી તેનીજ ભક્તિ કરી આત્મા વડે પરમાત્માને પકડ! હવે બોલ, એમાંથી તું શું શું કરે છે?

"તું કહે છે ને અમે સમજીએ છીએ તે કરતાં પણ તારો ધર્મ લાખોગણો સારો છે; પણ એમાં તારું શું વળ્યું? તું પોતે ક્યાં સારો છે? તારો ધર્મ ઘણો સારો છે, પણ તારાં કર્મ ક્યાં સારાં છે? કોઇકના ધર્મનું શું જોર બતાવે છે? જો તું સાચો હોય તો સારાં કર્મ કરી બતાવ. તું કહે છે કે એ મારો ધર્મ, પણ એ તારો ધર્મજ ક્યાં છે? જે પાળે તેનો ધર્મ; તું પાળતો નથી તે ધર્મ તારો

શાનો? જે વસ્તુના આપણે માલિક ન હોઇએ, જે વસ્તુ આપણા ઉપયોગમાં ન આવતી હોય, જે વસ્તુ આપણી પાસે ન હોય અને જે વસ્તુથી આપણને કાંઇ લાભ ન થતો હોય, તે વસ્તુ આપણી કેમ કહેવાય? અને કદી લોકાચાર પ્રમાણે કહીએ કે, એ વસ્તુ અમારી છે; તોપણ તેથી ફાયદો શું? એમ તો હું પણ કહું કે, મ્હૈસુરની સોનાની ખાણો મારી છે, તેથી તે કાંઇ મારી થઈ જાય? મ્હૈસુરમાં સોનાની ખાણો છે એ વાત સાચી અને તે આપણે જોઇતી હોય તો મળી પણ શકે એમાં પણ કાંઇ શક નહિ, પણ પ્રથમ સોનાની ખાણ મેળવવા માટે જે કાયદાઓ હોય તે પાળવા જોઇએ, એની કિંમત આપવી જોઇએ અને રાજાનો પરવાનો મેળવવો જોઇએ. એ પછી તે ખાણો આપણી થઇ શકે. એવું કાંઇ પણ કર્યા વિના માત્ર મોઢેથી બોલી દઇએ કે, એ સોનાની ખાણ અમારી છે; તેમાં કાંઇ વળે નહિ. એમ કહેવું એ તો નાલાયકીજ ગણાય. તેમજ બચ્ચા! યાદ રાખજે કે, તું કહે છે તે ધર્મ ઘણોજ સારો છે, પણ જેમ મ્હૈસુરની સોનાની ખાણ અહીંથી સેંકડો ગાઉ દૂર છે, તેમ એ ધર્મ તારાથી હજી બહુ દૂર છે, એટલુંજ નહિ પણ જેમ કાયદા પાળ્યા વિના, કિંમત આપ્યા વિના અને રાજ્યનો પરવાનો મેળવ્યા વિના, સોનાની ખાણ આપણી થઇ શકે નહિ; તેમ પ્રભુના હુકમો પાળ્યા વિના, ભલમનસાઇરૂપી કિંમત આપ્યા વિના અને ઇશ્વરીજ્ઞાનરૂપી પરવાનો મેળવ્યા વિના ધર્મ પણ કોઇનો થઇ શકે નહિ. માટે આજથી ખુલ્લી રીતે સમજી લે કે, જે ધર્મ તું પાળતો નથી તે ધર્મ તારો નથી અને જે ધર્મ તારો નથી તે ધર્મ ગમે તેવો સારો હોય, તોપણ તે તને નહિ તારે; કારણ કે પાળ્યા વિનાના ધર્મથી કોઇનું કલ્યાણ થયું નથી; અંતરમાં ઉતાર્યા વિનાના ધર્મથી કોઇનો આરો આવ્યો નથી અને ધર્મને આપણો કરી લીધા વિના આપણે પ્રભુના થઇ શકતા નથી. માટે ભાઇ! મારો ધર્મ બહુ સારો છે, એમ માનીને ફોગટનો મનમાં ફુલાયા કર મા; પણ તારાં કર્મ કેવાં છે, એ સામે જોતાં શીખ. જો એ જોઇશ તો તને એમ લાગશે કે, પ્રભુ! દયા કરો! દયા કરો! અને જ્યારે અંતરમાંથી એમ લાગશે ત્યારેજ સાચો ધર્મ સમજાશે. એ વિના અમારો ધર્મ બહુ સારો, એમ કહેવાથી કાંઇ વળવાનું નથી; માટે સત્ય ઈશ્વરીધર્મ પાળવા સારુ રૂડાં કર્મ થાય તેમ કરો."

## ૨૫–સારું સારું ખવાયપિવાય ને મોજશોખ થાય તે મોટો દિવસ કે ઈશ્વરનું ભજન ને ભલાં કામો થાય તે?

વરસમાં કેટલાક દિવસોને અસલના મહાપુરુષોએ ઉત્સવના દિવસો માનેલા છે. જેમકે દિવાળી, હોળી, રામનવમી, બળેવ, શીતળાસાતમ, જન્માષ્ટમી, ગણેશચોથ, મકરસંક્રાંત, વસંતપંચમી વગેરે. કારણ કે મહાઆનંદસ્વરૂપ, અખંડ આનંદસ્વરૂપ, પૂર્ણ આનંદસ્વરૂપ ઈશ્વરમાંથી જીવ થયેલા છે; જીવ ઈશ્વરનો અંશ છે અને જીવમાં ઈશ્વરની સત્તા વ્યાપેલી છે, તેથી આખી દુનિયામાં બધી જાતનાં ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે, સૃષ્ટિકર્તા ઈશ્વર છે, પાલનકર્તા ઈશ્વર છે અને જીવોને જીવન આપનાર સર્વશક્તિમાન મહાન ઈશ્વર છે. આમ હોવાથી સ્વાભાવિક રીતેજ જીવોને પોતાના અસલ આનંદસ્વરૂપ તરફ જવાની ઇચ્છા થાય છે, તેની એ ઇચ્છાને રસ્તો આપવા સારુ મહાત્માઓએ બધાં વરસોમાં કેટલાક દિવસો આનંદના નીમેલા છે; એ દિવસોને આપણે તહેવારના દિવસો, ઓચ્છવના દિવસો, મોટા દિવસો અને ધર્મના દિવસો કહીએ છીએ; કારણ કે તે આનંદના દિવસો છે, એટલે કે આત્માનું અસલ સ્વરૂપ જે આનંદ છે, તે આનંદની યાદી આપનારા એ દિવસો છે, તે આનંદનું આત્માને ફરીથી દર્શન કરાવનાર એ દિવસો છે અને એ અસલ સ્વરૂપનો રસ્તો દેખાડનાર એ દિવસો છે; માટે તેને ધર્મના દિવસો અથવા મોટા દિવસો કહેવામાં આવે છે.

ભાઇઓ! જે ખાસ આનંદના દિવસો છે, જે દિવસોએ અસલના આપણા પૂર્વજોએ બહુ મોટાં કામો કરેલાં છે, જે દિવસોને પવિત્ર ધર્મશાસ્ત્રોએ ઉત્તમ માનેલા છે, જે દિવસોમાં મહાત્માઓની ભલી અસરનો ખાસ મેસ્મેરિઝમ ભરેલો છે અને જે દિવસોએ ઋતુઓના ફેરફાર, સૃષ્ટિસૌન્દર્યના ચમત્કાર તથા દુનિયાદારીની રીત પ્રમાણેની માણસોને ઘણી જાતની વ્યાવહારિક સગવડતા હોય છે; એટલુંજ નહિ પણ જે દિવસોએ આવા બધા સંજોગો ભેળા થવાથી કુદરતી રીતે બધાં માણસોની અંતરવૃત્તિઓ જાગેલી હોય છે, તે પવિત્ર ધર્મના દિવસો આપણે કેવી રીતે ઊજવવા જોઇએ? તે મોટા દિવસોનો લાભ આપણે કેવી રીતે લેવો જોઇએ? અને તે આનંદના દિવસોએ આપણા આત્માને કયી જાતનો આનંદ આપવો જોઇએ? એનો જરા વિચાર તો કરો! એ દિવસોએ માત્ર લાડ-

વાલાપશી ખાઇએ તેથી શું આપણા આત્માને ખરો આનંદ થઇ જશે કે? બાસૂદીપૂરી, દૂધપાકપૂરી, પૂરણપોળી, માલપૂડા ને મોહનથાળ ઉડાવીએ તેથી આપણો આત્મા રાજી થઈ જશે કે? વ્યાવહારિક રીત પ્રમાણે લોકલાજે દીકરીજમાઇને, બહેનબનેવીને કે ભાણેજભત્રીજાને જમાડીએ, તેથી આત્માને તેના અસલ સ્વરૂપનો આનંદ મળશે કે? અને દિવાળીના દિવસે ઝાઝા ઝાઝા દીવા કરી ફટાકડા ફોડીએ, હોળીને દિવસે ફળિયામાં મોટો ભડકો કરી રંગ ઉડાડીએ, મકરસંક્રાંતિને દિવસે કાળી દોણીનાં દાન આપીએ, જન્માષ્ટમીના ઉપવાસ કરી મોજશોખમાં ઉજાગરા કરીએ, બચ્ચાંબાળાના ખેલની માફક છોકરાંઓ ઠાકોરજી માંડે છે, તેમ ગણેશચોથને દિવસે ગણપતિ બેસાડીએ, રામનવમીને દિવસે ઘણી જાતનાં ખૂબ ફરાળ કરીને રામલીલાનું ફારસ જોઇએ, શીતળાસાતમને દિવસે ટાઢું ખાઇએ અને બળેવને દહાડે ટાઢા પાણીએ નાહી જૂની જનોઈ તોડીને નવી જનોઈ પહેરી આવીએ એજ આપણા આત્માનો આનંદ કે? એજ આપણા ઉત્સવોની ખૂબી કે? એજ શાસ્ત્રનો હેતુ કે? એજ મહાત્માઓનો ઉપદેશ કે? અને એટલામાંજ મોટા દિવસોની મોટાઇ, આનંદના દિવસોનો આનંદ અને ધર્મના દિવસોનો ધર્મ આવી ગયો કે? નહિ, ભાઇઓ! એમ નહિ થાય. મોટા દિવસોએ આનંદ મેળવવા સારુ આપણે લાડવાલાપશી ખાઇએ, ફટાકડા ફોડીએ, રંગ ઉડાડીએ, છપ્પન જાતનાં ફરાળ કરીને ભૂખ્યા રહેવાનું માન ખાટીએ અને દોઢિયાની છ મળે તેવી માટીની કાળી માટલીનાં કે ધાણીનાં દાન કરીએ, એથી કાંઈ આત્માને તેના અસલ સ્વરૂપનો આનંદ મળે નહિ અને એથી ધર્મના મોટા દિવસો માટે શાસ્ત્રના જે હેતુઓ છે તે કાંઇ પાર પડે નહિ; કારણ કે ખાવાપીવાનાં ને રંગરાગનાં જે સુખ છે, તે સુખ ઇન્દ્રિયોનાં છે અને યાદ રાખજો કે, ઇન્દ્રિયોથી મન જુદું છે ને શ્રેષ્ઠ છે, મનથી બુદ્ધિ જુદી છે ને શ્રેષ્ઠ છે અને બુદ્ધિથી આત્મા જુદો છે ને શ્રેષ્ઠ છે; માટે ખાવુંપીવું, ગાવુંબજાવવું, નાચવુંકૂદવું વગેરે વિષયોના સંગથી ઇન્દ્રિયોને જે સુખ થાય છે, તે સુખ કાંઇ આત્માનું નથી; કારણ કે આત્મા તો એથી ઘણોજ દૂર છે. એટલુંજ નહિ પણ ખાવુંપીવું એ દેહનો ધર્મ છે, એ અન્નમય કોશનું કામ છે અને જ્ઞાનીઓ કહે છે કે; અન્નમય કોશની ઉપર પ્રાણમય કોશ છે, તેની ઉપર મનોમય કોશ છે, તેની ઉપર વિજ્ઞાનમય કોશ છે, તેની

ઉપર આનંદમય કોશ છે અને એ પાંચે પડદાની બહાર આત્મા છે; માટે ખાવાપીવાના બહારના ઉપલક ક્ષણિક આનંદથી આત્માને આનંદ થઇ શકે નહિ; કારણ કે આત્મા તો વિકાર વિનાનો છે. અજર છે, અમર છે અને ખાધાપીધા વિના જીવી શકે તેવો છે, તેને લાડવાલાપશી ખાવાથી કેવી રીતે આનંદ થઇ શકે? નજ થાય; અને જ્યારે તેને આનંદ ન થાય, ત્યારે પછી આપણા આનંદના દિવસો શું કામના? ત્યારે પછી આપણા મોટા દિવસોની મોટાઇ શું કામની? અને જ્યારે એમ થાય ત્યારે પછી ધર્મના દિવસોની બલિહારી શું? માટે ભાઇઓ! યાદ રાખજો કેઃ—

જે ઉત્સવના દિવસો છે તે આપણા આત્માને તેના અસલ સ્વરૂપનો આનંદ આપવાના દિવસો છે અને આત્મા જ્યારે પરમાત્મામય થઇ સ્વાભાવિક ખેંચાણથીજ પરમાત્મા તરફ ખેંચાય, ત્યારે પરમાત્મા સાથેના જોડાણથી પરમાત્માના આનંદનો પ્રવાહ આત્મામાં આવે છે, ત્યારેજ આત્માને ખરો આનંદ થાય છે. એ સિવાયના બહારના ઇન્દ્રિયોના જે આનંદ છે, તેથી કાંઇ આત્માને આનંદ થતો નથી. માટે કદી બીજા દિવસોએ ન બને તો રહ્યું, પણ ધર્મના ને આનંદના દિવસોએ તો આત્માને જરૂર તેનો આનંદ આપવો જોઇએ. જો આપણાથી એટલું બને તોપણ ઘણું છે; કારણ કે જો એ દિવસોએ આનંદ આપી શકાય, તો એવા સાચા આનંદની અસર ઘણા દિવસ સુધી પહોંચે છે; એટલામાં બીજા તહેવાર આવી પહોંચે છે, તેથી તેને પાછો નવો આનંદ મળે છે. એમ કરતાં કરતાં ધીરે ધીરે જિંદગી સુધરતી જાય છે અને આત્માનો આનંદ વધતો જાય છે; કારણ કે જેમ પહાડ ઉપર ચડતાં થાકી જઇએ, ત્યારે આરામ લઇને ફરીથી તાજા બનવા માટે વચમાં વચમાં વિસામા આવે છે, તેમ વ્યવહારની જંજાળોથી કંટાળી ગયા હોઇએ, ત્યારે વિસામો લઇને ફરીથી તાજા બનવા માટે થોડા થોડા દિવસને અંતરે તહેવારો આવે છે. જેમ રેલવેને ચાલુ રાખવા માટે થોડે થોડે અંતરે એંજિનમાં પાણી લેવાનાં સાધનો હોય છે અને જેમ તારને ચાલુ રાખવા માટે વચમાં વચમાં બેટરીઓનું જોડાણ હોય છે, તેમ આપણી જિંદગીને આનંદમય રાખવા સારુ થોડા થોડા દિવસોને અંતરે ધર્મના દિવસો નિર્માણ કરેલા છે, માટે એ મોટા દિવસોએ આપણા આત્માને તેનો સાચો આનંદ મળે એમ કરવું જોઇએ. જો એમ ન કરીએ તો વચમાં પાણી ન મળવાથી જેમ ટ્રેન

અટકી પડે છે અને કોઇ બૅટરી ખાલી થઇ ગઇ હોય, તો તાર ઢીલો પડી જાય છે, તેમ ઉત્સવના દિવસોએ જો આત્માને પરમાત્માનો આનંદ ન મળે, તો જિંદગી કંટાળાભરેલી અને દુઃખમય થઇ પડે છે. માટે ભાઇઓ! ઉત્સવના મહાઆનંદના દિવસો, પવિત્ર ધર્મના દિવસો છોકરવાદીપણામાં, ધિંગામસ્તીમાં, ઢોંગસોંગમાં, વાસના વધારવામાં અને ખાસ વિષયોના ગુલામ બનવામાંજ ન ચાલ્યા જાય એ સંભાળજો અને એવા ઉત્તમ દિવસોએ આત્માને તેના અસલ સ્વરૂપનો આનંદ આપવા સારુ કાંઇ દાનધર્મ થાય કે કોઇ લાચારને કાંઇ મદદ કરાય, કોઇ દુઃખીને દિલાસો અપાય, કોઇ અજ્ઞાનીને જ્ઞાન અપાય, કોઇ ઝૂકેલાને ટેકો અપાય, કોઈ પડેલાને ઉઠાડાય, કોઈ દબાઈ ગયેલાને બહાર ખેંચી કઢાય, કોઇ છુપાઈ રહેલાને જાહેરમાં લવાય, કોઈ સાચવી રાખવા જેવી વસ્તુનો જીર્ણોદ્ધાર થાય અને આપણો પોતાનો આત્મા તૃપ્ત થાય તથા બીજાઓના આત્માને સંતોષ આપી પરમાત્મામય બનાવી શકાય એમ કરજો. એમ થાય એનુંજ નામ મોટા દિવસ છે. એનુંજ નામ ધર્મના દિવસ છે અને એનુંજ નામ ઉત્સવના દિવસ છે. માત્ર સારું સારું ખાવું એજ કાંઈ મોટા દિવસની મોટાઇ નથી અથવા એમાંજ કાંઈ આપણી સાર્થકતા નથી; માટે ભાઇઓ! જો ધર્મના પવિત્ર દિવસોની સાર્થકતા કરવી હોય, તો આત્માને પરમાત્મામય કરો! આત્માને પરમાત્મામય કરો!!

## ૨૬–ભયંકર ભૂલો

એક ડૉકટરે પોતાના કંપાઉંડરને બે ચિઠ્ઠી આપી. તેમાં લખ્યું હતું કે, કાકુ શેઠને ઝાડો બંધ થાય તેવી ગોળી આપજો ને રામાને જુલાબ આવે તેવી ગોળી આપજો, પણ તેમાં કંપાઉંડરે એવી ભૂલ કરી કે, જેને જુલાબની જરૂર હતી, તેને ઝાડો બંધ કરવાની દવા આપી દીધી અને જેને ઝાડો બંધ કરવાની જરૂર હતી, તેને જુલાબ આપી દીધો. પછી કંપાઉંડરને ડૉકટરે પૂછ્યું કે, "આ શું?" ત્યારે તેણે કહ્યું કે, "સાહેબ! મારી ભૂલ થઇ ગઇ." આ કેવી મોટી ભૂલ! આવી ભૂલથી એ માણસોના કેવા હાલ થયા હશે એ તો વિચારો! આવી ભૂલ કાંઇ માફ થાય કે? ભાઇઓ! આપણે પણ આવીજ મોટી ભૂલ કરીએ છીએ. જે મૂકી દેવાની ચીજો છે તેને પકડી રાખીએ છીએ અને જે પકડવાની ચીજો છે તેને મૂકી

દઇએ છીએ. આનું પરિણામ શું થશે ? એ તો વિચારો !

કોઇએક માણસ પોતાને ગામ જતો હતો, તેની સાથે બીજા એક માણસે પોતાના સગાને કહેવરાવ્યું કે, "તમારો બાપ મરકીથી મુંબઈમાં મરી ગયો છે. તેનું બારમું અમાસ ને આતવારને દિવસે આવશે, માટે ક્રિયા કરજો." એ ગામડામાં કાંઇ તાર કે ટપાલખાતું નહોતું, માટે ગામડાની જૂની રીતિ પ્રમાણે એક ખેડૂતે એમ સંદેશો કહેવરાવ્યો હતો. એ પછી પંદરવીસ દિવસ વીત્યા બાદ પેલા માણસે એ સંદેશો કહ્યો, ત્યારે તે સાંભળીને તે માણસે કહ્યું કે, "એ તારીખ તો ગઈ, આજે હવે રહી રહીને શું કહો છો?" ત્યારે તે સંદેશો લાવનારે કહ્યું કે, "મને કાંઇ ધ્યાન રહ્યું નહિ. હું તો ભૂલી ગયો." ભાઈઓ! આ કેવી મોટી ભૂલ? બાપનું બારમું કાંઇ પાછું આવે કે? સરામણાનો દિવસ ગયો એ તેને કેવું વસમું લાગ્યું હશે? પણ અફસોસ કે, આ કરતાં પણ આપણે મોટી ભૂલો કરીએ છીએ. ઉત્તમ મનુષ્યાવતાર, રૂડો ધર્મ અને અનુકૂળ સાધનો મળ્યા છતાં પણ તે બધું આપનાર સર્વશક્તિમાન મહાન પ્રભુની ભક્તિ કરવાને બદલે પેલા કંપાઉંડરની પેઠે એકનું બીજુંજ કરી બેસીએ છીએ અને પેલા ભુલકણા માણસની પેઠે વખત ગયા પછી ચેતીએ છીએ, પણ એ શું કામનું? બાજી હારી ગયા પછી ભૂલની ખબર પડે એ શું કામનું? એટલે કે જિંદગી ગુમાવી નાખ્યા પછી જ્યારે કાંઈ બની શકે નહિ, ત્યારે મરતી વખત પસ્તાવો થાય એ શું કામનું? માટે એવી ભયંકર ભૂલ ન થાય એ સંભાળજો.

---

## ૨૭–આપણે જો મનની એકાગ્રતા કરી શકીએ તો સ્વર્ગ અને પ્રભુને મેળવતાં જરાએ વાર લાગે તેમ નથી

એક સાધુ મહાત્મા ઘોડેસવાર થઇને પાસેના ગામમાં જતા હતા. એ વખતે એક માણસ તેમને રસ્તામાં મળ્યો. તે સાધુની સાથે સાથે ચાલવા લાગ્યો. એ પછી વાતચીત થતાં તે માણસે ઘોડેસવાર સાધુને કહ્યું કે, "મહારાજ! આ ઘોડો તો બહુ સારો છે, એની કિંમત શું છે?" સાધુએ કહ્યું: "તમને આ ઘોડો બહુ ગમે છે?" પેલા માણસે કહ્યું કે, "હા. મારી તો એમ ઇચ્છા થાય છે કે, જો તમારી વેચવાની મરજી હોય અને કિંમતમાં કાંઇ ફા-

યદો કરી આપો, તો એ ઘોડો હું વેચાતો લઇ જાઉં." એ સાંભળી મહારાજે કહ્યું: "આ સામે પહાડ ઉપર ગામ દેખાય છે, ત્યાં પહોંચ્યું એટલે મારે તો આ ઘોડો કોઇ સારા માણસને મફત આપી દેવો છે. જો તમારી મરજી હોય તો ચાલો મારી સાથે, તમને આપી દઇશ." આ સાંભળીને પેલા માણસને બહુ અજાયબી લાગી, તેથી તે બોલી ઊઠ્યો કે, "ઓહો! આવો સરસ ઘોડો તદ્દન મફત! એવાં મારાં નસીબ ક્યાંથી? હેં મહારાજ! આ વાત સાચી છે કે મશ્કરી છે?" મહારાજે કહ્યું: "બેટા! સાધુઓને કાંઇ મશ્કરી શોભે? એ તદ્દન સાચી વાત છે; કારણ કે મારે ધારેલે મુકામે પહોંચવાનું કામ છે, એ પછી કાંઇ ઘોડાની મારે જરૂર નથી, ત્યારે હું શા માટે એ ઉપાધિ રાખી મૂકું? જે એ ઘોડાનો લાભ લઇ શકે તેવા કોઇ લાયક માણસને આપી દઉં તોજ સારું, પણ કોને આપવો તેના વિચારમાં હું હતો; એટલામાં તમે મળ્યા ને તમને આ ઘોડો બહુ ગમે છે, માટે તે તમનેજ આપી દઇશ." એ સાંભળી તે માણસે કહ્યું: "વાહ રે વાહ, મહારાજ! ધન્ય છે તમારી ઉદારતાને! સાધુઓ તો એવાજ નિઃસ્પૃહી જોઇએ. હેં મહારાજ! પણ એ ગામમાં પહોંચશો કે તરતજ તદ્દન મફત આપી દેશો?"

મહારાજે કહ્યું: "એમાં શક શું? મારે કિંમતની કાંઇ જરૂર નથી. માત્ર એટલીજ શરત કે, જો તમારે આ ઘોડો જોઇતો હોય, તો હું સાંભળું તેવી રીતે રામ, રામ, રામ, રામ, રામ, રામ, રામ, રામ, રામ, એમ બોલતાં બોલતાં મારી સાથે ચાલવું. એ ગામ હવે માત્ર અહીંથી અઢી ગાઉ દૂર છે. ત્યાંસુધી જો એમ બોલતા બોલતા આવો તો ઘોડો આપી દઉં; પણ જો એટલા વખતમાં બીજું કંઈ પણ બોલો તો ન આપું." એ સાંભળી તે માણસે કહ્યું કે, "માબાપ! જો આવો સરસ ઘોડો આપી દેતા હો, તો અઢી ગાઉને બદલે પચીસ ગાઉ સુધી રામ રામ બોલ્યા કરું. મેં તો જાણ્યું કોણ જાણે શું ની શું શરત હશે? રામરામ બોલવામાં ક્યાં મહેનત પડે છે? એમાં મોટી વાત શું?" મહારાજે કહ્યું: "જો એ શરત પાળી શકો તો આ પાણીદાર ઘોડો તમારોજ છે."

એ પછી રામ રામ બોલતો બોલતો તે માણસ થોડેક દૂર સુધી મહારાજની સાથે ચાલ્યો; એટલામાં તેને વિચાર આવવા લાગ્યા કે, આજે શુકન બહુ સારા થયા હતા, એટલે કામ થઇ ગયું. બસો રૂપિયાનો ઘોડો મફત મળી જશે. સાધુ છે તો ભલો, નહિ

તો કાંઇ તુરત એમ ઘોડો આપી દે નહિ. હવે એને બાંધવાનું હું ક્યાં રાખીશ? ફળિયામાં બાંધું કે ઓસરીમાં ખીલો ઠોકું? ઓસરીમાં બાંધું, પણ ઘોડો છે પાણીદાર; એટલે છોકરાંઓને લાત મારી દેશે તો? મહારાજ ઘોડો આપશે પણ સામાન નહિ આપે તો વળી પાંચદશ રૂપિયાનું ખરચ કરવું પડશે; કારણ કે સારા સામાન વિના કાંઈ એવો મોટો ઘોડો શોભે? એ બધું તો ઠીક, પણ મહારાજ લગામ નહિ આપે તો આવા તેજ ઘોડાને હું ઘેર કેવી રીતે લઈ જઇશ? માટે અગાઉથીજ કાંઇ લગામની તજવીજ કરું. મોઢેથી રામ રામ ને મનમાં આવી જાતના વિચારો થતાં તેનાથી રહી શકાયું નહિ, તેથી આશરે એક ગાઉ ચાલ્યો હશે એટલામાં વિચારોના ઊભરાથી તે બોલી ઊઠ્યો કે, "મહારાજ! ઘોડાની સાથે લગામ આપશો કે નહિ? જો લગામ ન આપો તો હું હમણાં બીજી કાંઇ તજવીજ કરી લઉં." ત્યારે મહારાજે કહ્યું કે, "શરતમાં હારી ગયો, માટે હવે તને ઘોડો નહિ મળે." એ સાંભળી તે માણસ બહુ નિરાશ થયો અને પોતાની ભૂલ માટે પસ્તાવો કરવા લાગ્યો.

ભાઇઓ! આવીજ રીતે એ માણસની પેઠેજ આપણે પણ જરાએ મનને રોકી શકતા નથી, તેથી ઘણાએ મોટા લાભો ખોઇ બેસીએ છીએ. તંદુરસ્તી, સમૃદ્ધિ, કુટુંબસુખ, લાંબું આયુષ્ય અને જ્ઞાન મેળવવાની ઉત્તમ તકો વગેરે દુનિયાદારીનાં સુખો તથા સ્વર્ગ અને પરમાત્માને આપણે આપણા મનની નબળાઇથી ગુમાવી નાખીએ છીએ. રામ, રામ, બોલવા માટે એ માણસને તો તે સાધુ માત્ર એક ઘોડોજ આપતો હતો, પણ આપણાં પવિત્ર શાસ્ત્રો મારફત પ્રભુ આપણને કહે છે કે, "જો તમે મારું સ્મરણ કરો અને મારામાં તન્મય થાઓ તો બધી રીતે તમારું કલ્યાણ થાય તેમ હું કરીશ. હું તમને પાપની માફી આપીશ, અંતરની શાંતિ આપીશ, સાચું જ્ઞાન આપીશ, મહાન બળ આપીશ, અખૂટ સમૃદ્ધિ આપીશ, અનંતકાળનું જીવન આપીશ, સ્વર્ગનું રાજ્ય આપીશ અને છેવટે હું પોતે પણ તમારો થઇને રહીશ; પણ એ બધું ક્યારે? જ્યારે તમે મારામાં તન્મય થાઓ ત્યારે." એવી તન્મયતા એકાગ્રતાથી થાય છે, માટે જો સાચું સુખ જોઇતું હોય, તો જેમ બને તેમ વિષયોમાંથી મનને ખેંચીને પ્રભુમાં એકાગ્ર કરવાની કોશિશ કરો, કોશિશ કરો.

## ૨૮–ભલા થાઓ અને ભલું કરો, એજ ધર્મનો સાર છે

એક શ્રીમંત જિજ્ઞાસુએ કોઇ મહાત્માને પૂછ્યું કે, "મહારાજ! અમારાથી પાળી શકાય એવો કાંઇ ટૂંકો ધર્મ બતાવો; કારણ કે આજના વખતની અમારી ઉપાધિ તો તમે જાણો છો. એક તરફથી માળાઓ માટે મ્યુનિસિપાલિટીની નોટિસો, ગાડીઘોડાની પંચાતો, વેપારી બજારની ઊથલપાથલો, દુનિયામાં મોટા કહેવરાવવા માટે ખિતાબો મેળવવાની ખુશામતો, શેર, નોટ, હૂંડી રૂ ને અફીણના હાંજા ગગડાવી નાખનારા ઘડીઘડીના તારો, પૈસાને લીધે કુટુંબમાં ઊઠતા કલેશો, વખતોવખત આવી પડતા કોર્ટોના કેસો, વ્યાજના, ભાડાંના ને કોઇકના વારસા પચાવી પાડવાના લોભો, વખતસર મોટી રકમોની હૂંડીઓ ભરવા માટે કરવી જોઇતી ઊથલપાથલો, ગાડીઘોડાવાળાની અડચણો, શ્રીમંતાઇને લીધે આવી પડતા ઘણી જાતના સ્પેશિયલ રોગો, કડક મિજાજને લીધે ઊકળી ગયેલાં લોહી, મોજશોખ માટે બહારગામ રખડવાની સગવડો, ખુશામતિયાઓનાં માનપાન, દોસ્તોની નાચપાર્ટીઓ, નવીનવી જાતની ફિશિયારીઓ, કલબોની ધિંગામસ્તી, છોકરાંઓ ન હોય તે માટેની દોડાદોડ અને હોય તો ઉફાંદી કે માંડી વાળેલાં પાનિયાં જેવાં હોય તે માટેની ફિકરો, સોની તથા દરજી વગેરેના વાયદાઓ, બાયડીઓની નાજુકાઇ તથા તેમાંથી થતા મંદવાડો, મોજશોખનો પવન અને ધનને સાચવી રાખવાની અંતરની ઊંડી ફિકરો, વગેરે એટલાં બધાં લફરાં ને એટલી બધી હાયવોય છે, કે એમાંથી બચીને ધર્મ પાળવા સારુ પ્રાણાયામ સાધવા નાક પકડીને અમે એકાંત ખૂણામાં બેસી શકીએ તેમ નથી. અમારું પોઝિશન ને અમારી આબરૂ પ્રમાણે અમે મંદિરોમાં ધક્કા ખાઇ શકીએ તેમ નથી. માથેરાન, મહાબળેશ્વર, નીલગિરિ ને સીમલા જેવાં હવા ખાવાનાં ઠેકાણાં છોડીને ગરીબોની પેઠે અમે તીર્થોમાં ફરી શકીએ તેમ નથી. ચા, કૉફી, કોકો, ચીરૂટ, ક્રૂટ, આઇસક્રીમ, સોડા, શરબત, પાનપટ્ટી અને દવાની બાટલીઓની અમને એવી દોસ્તી થઇ ગયેલી છે કે, એ બધાં વ્યસનો છોડીને પુરાણોમાં કહેલાં શરીરને કષ્ટ આપનારાં વ્રતો અમે કરી શકીએ તેમ નથી અને અમારી ઉપાધિઓ તથા અમારા મનની ચંચળતા પ્રમાણે શાસ્ત્રમાં કહેલા ઘણી જાતના

વિધિનિષેધો અમે પાળી શકીએ તેમ નથી. એવી બાબતોમાં અમે તદ્દન મોટાં મીડાંજ બની ગયા છીએ. માટે મહારાજ ! આ જમાનાને અનુસરતો અમારાથી પાળી શકાય તેવો કોઈ સહેલો ધર્મ અમને બતાવો. ધર્મનો જે ટૂંકામાં ટૂંકો સાર હોય અને ધર્મની જે સહેલામાં સહેલી કૂંચી હોય તે બતાવવાની કૃપા કરો."

ત્યારે મહારાજે કહ્યું કે, "ભલા થાઓ અને ભલું કરો," એ ધર્મનો સાર છે અને તમારા જેવા શ્રીમંતોને માટે તો એજ સામાન્ય ધર્મ છે."

એ સાંભળીને તે શ્રીમંતે કહ્યું કે, "બસ, એટલુંજ ? એમાં શું ? એ તો બહુ સહેલી વાત છે."

મહારાજે કહ્યું: "તમારા જેવાઓથી જો એટલું બને તો તો ઘણુંજ કામ થઇ જાય, તો તો તમારાં નાણાંની ને તમારી જિંદગીની સાર્થકતા થઇ જાય અને તો તો દુનિયાનું કલ્યાણ થઇ જાય; કારણ કે એમાં તો બધું આવી ગયું, પણ એ પાળે છે કોણ ? 'ભલા થાઓ અને ભલું કરો' એ વાકચ બોલવામાં નાનકડું લાગે છે, પણ એનો અર્થ કાંઇ નાનો નથી. જેમકે ભલા થાઓ એટલે કે સત્ય બોલો, કોઇનું બૂરું કરો મા, કોઇની નિંદા કરો મા, કોઈના હક ડુબાવો મા, લોભ રાખો મા, બીજાઓના વાંક માફ કરો, હિંસા કરો મા, પ્રભુને ભૂલી જઇને મોહમાં ફસાઇ જાઓ મા, આગલાંપાછલાં વેરઝેરમાં પડ્યા રહો મા, કોઇને ત્રાસ આપો મા, કોઈની લાગણી દુખાવો મા, કોઈ પણ જાતના વહેમમાં પડ્યા રહો મા, કોઇ પણ જાતનો અધર્મ કરો મા, ફરજ બજાવવામાં ગફલત કરો મા, ધર્મ જાણવામાં બેદરકાર રહો મા, કેળવણી લેવામાં પછાત પડો મા, મહાન ઈશ્વરનું અલૌકિક જ્ઞાન મેળવો અને મન, વચન કે કર્મથી કોઇનું જરા પણ ભૂંડું ઇચ્છો મા ! આવી રીતે વર્તવું તેનું નામ ભલા થવું છે. 'ભલા થાઓ ને ભલું કરો' એ સાંભળીને તમે કહો છો કે, એમાં શું ? પણ મને કહો કે, આમાંથી તમે કેટલું પાળી શકો છો ? હવે ભલું કરો એટલે શું ? તેનો અર્થ એ છે કે, તમારી શક્તિના પ્રમાણમાં જેને જરૂર હોય તેને મદદ કરો, ધનથી બની શકે તો ધનથી, શરીરથી બની શકે તો શરીરથી, વાણીથી બની શકે તો વાણીથી, મનથી બની શકે તો મનથી, બુદ્ધિથી બની શકે તો બુદ્ધિથી અને કર્મથી બની શકે તો કર્મથી; કોઇ પણ રીતે આપણા બંધુઓને મદદ કરવી,

જગતના જીવોના ભલામાં રહેવું, ભવિષ્યની પ્રજાને સારો વારસો આપી જવો, જગતને આગળ વધારવાના ઈશ્વરના ઉદ્દેશમાં મદદ કરવી, કેળવણીને ઉત્તેજન આપવું, દુઃખીઓનાં દુઃખ ઓછાં થાય તેમ કરવું, ગરીબોને મદદ કરવી, નવીન શોધકોને ઉત્તેજન આપવું, રોગીઓની ખબર લેવી, નિરાધારોને ટેકો આપવો, ધર્મ ફેલાવવામાં મદદ કરવી, પ્રભુના કૃપાપાત્ર હરિજનોના પક્ષમાં રહેવું, ગરીબ સ્ત્રીઓને આગળ વધારવામાં મદદ કરવી, બંદીવાનોના બંધ છોડાવવા, મનુષ્યોને તેઓની અસલની સ્વતંત્રતા પાછી અપાવવાનાં કામોમાં મદદ કરવી, રૂઢિની ગુલામગીરીમાંથી લોકોને છોડાવવા, રાજ્યના કર ઓછા થાય તેવાં કામોને ટેકો આપવો, ધર્મને વિશાળ ને ચોખ્ખો બનાવવામાં મદદ કરવી, હુન્નરકળા, વેપાર તથા ખેતીવાડીને ઉત્તેજન આપવું અને સૌ જીવોની આત્મિક શક્તિઓ ખીલે તથા જગતમાં ઈશ્વરનું ઐશ્વર્ય વધે એમ કરવું, તેનું નામ ભલું કરવું છે. આ મનુષ્યમાત્રના સામાન્ય ધર્મ છે અને એ ધર્મનો સાર છે તથા ધર્મની કૂંચી છે; એટલુંજ નહિ પણ હાલના જમાનામાં તમારા જેવા ઉપાધિવાળા શ્રીમંતોને માટે એજ સૌથી સહેલો ધર્મ છે. માટે શેઠ સાહેબ! ભલા થાઓ અને ભલું કરો; એટલે પછી આગળના વિશેષ ધર્મના રસ્તાઓ મળી રહેશે ને વખત આવ્યે પરમકૃપાળુ પરમાત્મા તારી લેશે. માટે ભાઈઓ! ભલા થાઓ અને ભલું કરો."

## ૨૯–બધા ધર્મોનું તત્ત્વ એજ છે કે, પાપ ન થાય તેની સંભાળ રાખો ને ઈશ્વરની સ્તુતિ કર્યા કરો

એક ભલા હરિજને પોતાના ગુરુને કહ્યું કે, "મહારાજજી! આપની કૃપાથી હવે થોડાઘણો સુધર્યો છું, જો કે હજી જેવો જોઇએ તેવો ચોખ્ખો થયો નથી; તોપણ આપના સત્સંગથી હવે મોટાં પાપોથી બચી શકું છું, હવે હું ચોરી કરતો નથી, જૂઠું બોલતો નથી, વ્યભિચારની ઇચ્છા રાખતો નથી, હિંસા કરતો નથી, કોઇ જાતના છળ-પ્રપંચ કરતો નથી, વખતે જરા અભિમાન થઈ જાય છે, પણ તેને અંકુશમાં રાખવાની મહેનત કરું છું. કોઇને વિનાકારણ દુઃખ દેતો નથી, કોઇની મશ્કરી કરતો નથી, કોઇ જાતનું વ્યસન રાખ્યું નથી, કોઇ ઉપર ગેરવાજબી ગુ-

સ્સો કરતો નથી, કોઇની મહેનત ડુબાવતો નથી, કોઇ સાથે હવે દુશ્મનાઇ કરતો નથી અને બને તે થોડોઘણો માલ ફેંક્યા કરું છું; એથી થોડો આનંદ મળે છે, ઉપાધિ ઓછી રહે છે, લોકો માન આપે છે, ધર્મની બાબતમાં ઊંડા ઊતરવાની મરજી થાય છે અને મન જરા શાંત રહે છે; છતાં પણ જેવો જોઇએ તેવો આત્મિક આનંદ હજી મને મળતો નથી. માટે પ્રભુના રસ્તામાં આગળ વધવા સારુ એ કરતાં વધારે હવે બીજું શું કરવું તે કહો."

એ સાંભળીને શ્રીસદ્‌ગુરુ મહારાજે કહ્યું કે, "ભાઈ! એવી રીતની નીતિ પાળવી ને ભલાઇ રાખવી, એ તો મનુષ્યમાત્રના સામાન્ય ધર્મ છે; છતાં પણ હાલના મોહભરેલા મોજશોખના કટોકટીના વખતમાં એટલું પાળવું અને તદ્દન સ્વાર્થી બની ગયેલા લોકોની સાથે એવી ભલાઇ રાખવી એ કાંઇ જેવી તેવી વાત નથી. એ બહુ ખૂબીની વાત છે, ઇશ્વરનાં કૃપાપાત્ર ભાગ્યશાળી માણસોથીજ તે બની શકે છે; છતાં પણ યાદ રાખજો કે, એ તો માત્ર શરૂઆતના સાર્વજનિક નીતિના નિયમો છે; એથી કાંઈ હરિજનોને તૃપ્તિ થાય નહિ. પ્રભુના રસ્તામાં ચાલવા ઇચ્છનારા, સ્વર્ગસુખ ભોગવનારા અને મોક્ષના અધિકારી હરિજનોથી કાંઇ એવી સામાન્ય નીતિમાં રહી જવાય નહિ. પ્રભુના કૃપાપાત્ર હરિજનોને તો એથી વિશેષ ધર્મ પાળવાના હોય છે. જેમકે દુનિયાનાં બધાં માણસો માટે 'ભલા થાઓ ને ભલું કરો,' એ સામાન્ય ધર્મ છે, તેમ 'ચોકી કરો અને સ્તુતિ કરો,' એ બે આખી દુનિયાના હરિજનોના વિશેષ ધર્મ છે. ચોકી કરવી એટલે કે, અંતરમાં કોઇ પણ જાતની પાપવાસના ઘૂસી ન જાય તેની સંભાળ રાખવી, કોઇ પણ જાતના હલકા વિષયમાં મન રમ્યા કરે નહિ તેની સંભાળ રાખવી અને અંતરમાં કોઇ પણ જાતના વિકારનો ફણગો ફૂટે નહિ તેની સંભાળ રાખવી, તેનું નામ ચોકી કરવી છે. તમે જો કે બહારની વ્યાવહારિક નીતિ પાળો છો, તોપણ એ નીતિ પાળતાં તમોને મહેનત પડતી હોય એમ લાગે છે, એવી ભલાઈ રાખવામાં તમે કાંઇક વિશેષતા કરતા હો એમ તમોને તમારા મનમાંથી લાગ્યા કરે છે અને મને લાગે છે કે, એવા નિયમો પાળવા છતાં પણ હજી કોઇ કોઇ વખત તમારું મન હલકી બાબતોમાં ઊતરી જતું હશે. જો કે એવી નીતિને લીધે તમે તમારા મનને પાછું ખેંચી શકતા હશો, તેથી એ વિચારો પ્રમાણે વર્તતા નહિ હો, તોપણ પ્રસંગો-

પાત્ત વારેવારે મનમાં નબળા વિચારો તો આવી જતા હશે. માટે પ્રસંગને લીધે બહારથી આવતા તથા અંદરથી ઊઠતા એવા વિચારોને અટકાવવા તેનું નામ ચોકી કરવી છે. જેમકેઃ—

"તમે હવે ચોરી કરતા નથી, પણ જ્યારે કાંઈ સ્વાર્થની કે લોભની બાબત આવે, ત્યારે તેમાં મનને રમાડયા કરો છો. તમે હવે વ્યભિચાર કરતા નથી, પણ જયારે શૃંગારરસની વાતો આવે, ત્યારે તેમાં તમને આનંદ થાય છે. તમે હવે વિનાકારણ જૂઠું બોલતા નથી, પણ જ્યારે મશ્કરીનો કે મુશ્કેલીનો પ્રસંગ આવી પડે, ત્યારે મન જરા ઢીલું થાય કે નહિ? અને કોઇને નુકસાન થાય નહિ તેવું સાધારણ જૂઠું બોલવાની યુક્તિ શોધો કે નહિ? તમે કોઇની સીધી રીતે મશ્કરી નહિ કરતા હો, પણ જ્યારે કોઇ હસવા જેવાં માણસની રેવડી થાય, ત્યારે તમારું મોઢું મલકાય છે કે નહિ? તમે કોઇની અદેખાઇ નહિ કરતા હો, પણ જે માણસોને માટે તમારો સારો મત નથી, તેઓના વિરુદ્ધની કાંઇ વાતો થતી હોય, ત્યારે તમે તેમાં ટાપસી પૂરો છો કે નહિ? તમારા રસ્તામાં અડચણ ન આવે ને તમારું ગાડું સીધેસીધું ચાલ્યું જાય ત્યાં સુધી તમે ગુસ્સો નહિ કરતા હો, પણ કોઈ તરફથી કાંઇ અડચણો આવી પડે, ત્યારે તમે મનને કાબૂમાં રાખી શકો છો? કહો કે નહિ; અને હવે બનતાં સુધી તમે કોઇ સાથે લડાઇટંટો નહિ કરતા હો, પણ અગાઉ જેઓની સાથે દુશ્મનાઇ થઇ ગયેલી છે તથા બાપદાદાના વખતનાં જે જૂનાં વેર ચાલ્યાં આવે છે, તેઓને તમે માફ કરી શકયા છો? કહો કે નહિ. આવી રીતના દરેક પ્રસંગોમાં મનને સમતામાં રાખી શકીએ એવો અભ્યાસ કરવો, તેનું નામ 'ચોકી કરવી' છે અને હરિજનોનો પ્રથમ ધર્મ છે.

"એ પછી બીજો સૌથી ઉત્તમ ને સૌથી મુખ્ય ધર્મ ઈશ્વરની સ્તુતિ કરવી એ છે; કારણ કે સ્તુતિથી અંતરની શુદ્ધિ થાય છે, સ્તુતિથી પવિત્રતા આવે છે, સ્તુતિથી હૃદયમાં નવું બળ આવે છે, સ્તુતિથી પાપવાસનાનો નાશ થાય છે, સ્તુતિથી સ્વાભાવિક જ્ઞાનનો ઉદય થાય છે અને સ્તુતિથી મનુષ્ય ઈશ્વરની નજીક જઇ શકે છે. માટે સ્તુતિ કરવી એ હરિજનોનો મુખ્ય ધર્મ છે. સ્તુતિમાં અધીનતા છે, સ્તુતિમાં દીનતા છે, સ્તુતિમાં મનની શાંતિ છે, સ્તુતિમાં આકર્ષણ છે, સ્તુતિમાં એકાગ્રતા છે, સ્તુતિમાં એક જાતની સમાધિ છે, સ્તુતિમાં માનસિક આનંદ છે, સ્તુતિમાં અંતરનો દિલાસો છે,

સ્તુતિમાં આત્મિક બળ છે અને સ્તુતિમાં મહાશક્તિ સાથે આપણો તાર લાગેલો રહે છે; માટે શિવબ્રહ્માદિક પણ સદા પરમ કૃપાળુ પરમાત્માની સ્તુતિજ કરતા રહે છે, ત્યારે સર્વશક્તિમાન શાંતિદાતા અખંડ આનંદસ્વરૂપ મોક્ષ આપનારા પરમકૃપાળુ પિતા મહાન ઈશ્વરની હરિજનો સ્તુતિ કરે તેમાં નવાઇ શી?

"ભાઇઓ! આવી રીતે પોતાના અંતરની 'ચોકી કરવી' અને 'સ્તુતિ કરવી' એ હરિજનોનો ખાસ ધર્મ છે અને એ દુનિયાના બધા ધર્મોનું સત્ય તત્ત્વ છે; માટે હે વહાલા હરિજનો! તમારા પવિત્ર અંતઃકરણની 'ચોકી કરો' અને મહાન ઈશ્વરની 'સ્તુતિ કરો' મહાન ઈશ્વરની 'સ્તુતિ કરો'"

## ૩૦–આપણી પાસેથી કોઇ પણ માણસ કાંઇ પણ ખરાબ દાખલો શીખી જાય એ મહાપાપ છે

આપણાં પવિત્ર શાસ્ત્રો મારફત પ્રભુએ કહેલું છે કે, આ દુનિયામાં બધાં દાનો કરતાં જ્ઞાનદાન મોટું છે. આખી દુનિયાનું દાન આપી દેવું તે કરતાં પણ પાપમાં ફસાયલા જીવોને ઈશ્વરનું જ્ઞાન આપી પાપમાંથી છોડાવવા અને સન્માર્ગે ચડાવવા તેમાં વધારે પુણ્ય છે; કારણ કે જ્ઞાનદાનથી જીવને દુઃખ દેનારા કામક્રોધ વગેરે શત્રુઓનો નાશ થાય છે અને ચોરાશી લાખના ફેરામાંથી છૂટી જઇને જીવ મુક્તિ પામે છે; માટે જ્ઞાનદાન સૌથી ઉત્તમ છે.

માણસોને સન્માર્ગે ચડાવવામાં જેટલું પુણ્ય છે; તેટલુંજ પાપ તેઓને ઊંધે માર્ગે ચડાવવામાં છે; માટે આ જગ્યાએ તે વિષે થોડું કહેવાનું છે.

કોઇના શરીરનું ખૂન કરવું તે કરતાં પણ કોઇના જીવને ભ્રષ્ટ કરવો એ વધારે પાપ છે.

કોઇના શરીરને હાનિ કરવી એટલે કે કોઇનો હાથપગ લૂલો કરવો, આંખ ફોડવી, નાક પકડવું, કાન કાપવા કે જીભ કાપવી એમાં પાપ છે, એ આપણે સૌ જાણીએ છીએ; પણ કોઇ નિરપરાધી જીવને ઊંધે ચાળે ચડાવી દેવો એમાં કેટલું મોટું પાપ છે, તે આપણે બરાબર સમજતા નથી, તેથી આપણાથી જાણેઅજાણે એવી જાતનાં ઘણાં પાપો થઇ જાય છે; માટે તેથી બચવા સારુ એ બાબતો આપણે બરોબર રીતે સમજવી જોઇએ.

આજકાલ ઘણા લોકો નઠારી ચોપડીઓ વાંચીને, નઠારાં ચિત્રો જોઇને, નઠારાં ગાયનો સાંભળીને, રંડોના નાચ જોઇને તથા હલકી જાતનાં નાટકો જોઇને બગડી જાય છે અને બહુ દુર્ગુણી થાય છે. એવી રીતે કોઇ પણ જાતનાં બૂરાં વ્યસનોમાં માણસોને લગાડી દેવાં, તેમાં મોટું પાપ રહેલું છે અને તે પાપ એવી જાતની ચોપડીઓ લખનાર, ચિત્રો ચીતરનાર અને નાટકો રચનાર વગેરેને માથે પડે છે.

તેમજ ગુરુની ખરાબ ચાલ દેખીને ચેલાઓ બગડે છે, માબાપની અનીતિ જોઇને છોકરાંઓ બગડે છે અને શેઠની લુચ્ચાઇ જોઇને નોકરો બગડે છે. એ બધું પાપ ગુરુઓ, માબાપો અને શેઠો ઉપર પડે છે, માટે આપણી ચાલચલગતથી, આપણા વિચારોથી કે આપણા દાખલાઓથી બીજાઓ ન બગડે તેની આપણે ખાસ સંભાળ રાખવી જોઇએ.

આપણે જાણીએ છીએ કે, નાના છોકરાઓ જુવાન માણસોની ચાલચલગત ઉપર આધાર રાખે છે અને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરે છે; તેમજ બીજા સાધારણ લોકો જેમ મોટા આગેવાન લોકો વર્તે તેમ વર્તવાની તજવીજ કરે છે, માટે આપણી પાસેથી કોઇ પણ માણસ કાંઇ પણ ખરાબ બાબત ન શીખી જાય તેની દરેક માણસે બહુ સંભાળ રાખવી જોઇએ.

આપણી ચાલચલગતની બીજાઓ ઉપર કેવી રીતે અસર થાય છે અને આપણી ભૂલોથી બીજાં નિર્દોષ માણસો કેવી રીતે બગડે છે, તે જાણવાની સૌ માણસોને બહુ જરૂર છે, માટે થોડા દાખલાઓ આપવામાં આવે છે. જેમકેઃ—

માબાપ પોતાનાં છોકરાંઓને કે ચાકરોને ગાળો દેતાં હોય, તો તે જોઇને તેનાં છોકરાંઓ તથા પાડોશીઓનાં છોકરાંઓ ગાળો દેતાં શીખે છે.

આજકાલ ઘણી બાઇઓ ફેન્સી નાટકી ડ્રેસો પહેરે છે, તે જોઇને તેઓની નાની છોકરીઓ પણ એવું પહેરતાં શીખે છે અને બીજી ગરીબ બાઇઓને પણ એવી જાતના ડ્રેસો પહેરવાનું મન થઇ જાય છે.

ગુરુઓ ધર્મની બાબતોમાં પોલંપોલ ચલાવે તો તેઓને જોઇને ચેલાઓ પણ એમ કરવા મંડી જાય છે અને રાજાના દુર્ગુણો હમેશાં પ્રજામાં આવે છે; માટે કોઇ પણ માણસ આપણા·

માંથી કોઇ પણ જાતનું કર્મ જોઇને ફસાઇ ન પડે તેની સંભાળ રાખવી જોઇએ જેમકે:–

૧. જેને ગાયનનો શોખ ન હોય તેને નઠારાં ગાયનો શિખવાડવાં એ મહાપાપ છે.

૨. જેને કોઇ પણ જાતનું નઠારું વ્યસન ન હોય તેને ચાહીને આપણે તેવું વ્યસન લગાડવું એ મહાપાપ છે.

૩. નાનાં છોકરાંઓને નઠારાં વચનો બોલતાં શીખવવું એ મહાપાપ છે.

ટૂંકામાં કોઈ પણ માણસને જુગાર રમવા તેડી જવો, વેશ્યાને ઘેર લઈ જવો, નાટકોમાં તેડી જવો, દારૂ, ભાંગ, ગાંજો, ચીરૂટ વગેરેનો શોખ લગાડવો તથા એવીજ બીજી કોઇ પણ જાતની નઠારી ટેવો શિખવાડી દેવી એ મોટામાં મોટું પાપ છે.

કોઇના હૃદયમાં રહેલી આસ્થા તોડવી તે સ્ત્રીનો ગર્ભ પાડવા બરોબર છે.

ઉપલી બાબતો સિવાય એક બહુ મોટી બાબત રહી જાય છે અને તે એજ કે, ધર્મની નિંદા કરીને આપણાં બીજાં ભાઈબહેનોને ધર્મની બાબતમાં ઢીલાં કરવાં અને તેઓનો પ્રભુ ઉપરનો પ્રેમ ઘટાડવો તથા મુક્તિના માર્ગમાં તેઓને અડચણ કરવી એ મોટામાં મોટું પાપ છે; માટે જેમ આપણે કોઇના શરીરને હાનિ કરવા ઇચ્છતા નથી, તેમજ કોઇનાં મન ભ્રષ્ટ ન થાય અને આપણે લીધે કોઇ પણ જીવ પ્રભુથી વિમુખ ન થાય તેની બહુજ સંભાળ રાખવી જોઇએ.

## ૩૧–સર્વશક્તિમાન મહાન ઈશ્વરના ગુણ ગાવાથી શાસ્ત્રનો અભ્યાસ કરવાનું ફળ મળી રહે છે

મહાત્માઓ કહે છે કે, શાસ્ત્રનો અભ્યાસ કરવાનું કારણ એ છે કે, ધર્મ કયો ને અધર્મ કયો એ તેથી સમજાય છે. ધર્મ પાળવાથી કેટલો બધો લાભ થાય છે, અધર્મથી કેટલી બધી ખરાબી થાય છે, નરકનાં દુઃખો કેવાં ભયંકર છે, મોક્ષનો આનંદ કેવો અલૌકિક છે, જિંદગી કેવી ક્ષણભંગુર છે, દુનિયાનાં સુખો કેવાં ઘડીક વારનાં છે, પ્રભુને ખાતર હરિજનોએ કેટલાં કેટલાં કષ્ટ સહન કરેલાં છે, સાચી વસ્તુ કઇ છે અને કેવી રીતે જિંદગી ગાળવાથી કલ્યાણ થઇ શકે ? એ બધું સમજવું ને તે પ્રમાણે પાળવું એ શાસ્ત્ર ભણવાનો

હેતુ છે ને એ પ્રમાણે જિંદગી સુધારીને આત્માનો ઉદ્ધાર થાય એ શાસ્ત્ર ભણવાનું ફળ છે; તેમજ મહામંગલકારી, શાંતિદાતા, અખંડ આનંદરૂપ, પરમકૃપાળુ, પરમાત્માના ગુણ ગાવાથી પાપ છૂટતાં જાય છે, અંતરમાં ઉત્તમતા આવતી જાય છે, હૃદયમાં ભગવદાવેશ ભરાતો જાય છે, માયાનું મિથ્યાપણું સમજાતું જાય છે અને જિંદગી સુધરતી જાય છે તથા પ્રભુ સાથે તાર લાગતો જાય છે; માટે મહાત્માઓએ કહ્યું છે કે, પ્રભુના ગુણ ગાનારને શાસ્ત્રનો અભ્યાસ કરવાનું ફળ મળી રહે છે; કારણ કે તીવ્ર બુદ્ધિવાળા, સારા સંસ્કારવાળા અને સારાં સાધનોવાળા હોય તેઓજ શાસ્ત્રનો અભ્યાસ કરી શકે છે અને તેમાં પણ હજારોમાં કોઇકજ શાસ્ત્ર ભણવાનું ફળ જે 'જીવને ઈશ્વરમય કરવો' તે મેળવી શકે છે. બાકી બધા શબ્દોની મારામારીમાં ને પંડિતાઇની પોલમાંજ રહી જાય છે; પણ શ્રીહરિના ગુણ ગાવામાં એવી કાંઇ મુશ્કેલી નથી. એ તો સૌથી સહેલાઇથી બની શકે તેમ છે, માટે શાસ્ત્રના અભ્યાસ કરતાં પણ પ્રભુના ગુણ ગાવા એ બાબત શ્રેષ્ઠ છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. માટે ભાઈઓ! મહાન ઈશ્વરના ગુણ ગાઓ! મહાન ઈશ્વરના ગુણ ગાઓ!!

## ૩૨–પોતાના આત્માનો ઉદ્ધાર કરવો એ સૌથી મોટો પરમાર્થ છે

એક ગરીબ માણસે કોઇ સાધુને કહ્યું કે, "મહારાજ! હું હરિકથા સાંભળવા ગયો હતો, ત્યાં એવી વાત આવી કે, પરમાર્થ કર્યા વિના આરો નહિ આવે. પરમાર્થ કરવા સારુ અસલના રાજાઓ યજ્ઞ કરતા, પરમાર્થને ખાતર પવિત્ર ઋષિઓ પોતાનું સર્વસ્વ બ્રહ્માર્પણ કરી દઇ જંગલમાં ચાલ્યા જતા, પરમાર્થને ખાતર મહાદાનેશ્વરી કર્ણે પોતાને હાથે પોતાનો દાંત પાડીને તેમાંથી સોનાની રેખા કાઢી આપી હતી, પરમાર્થને ખાતર બલિરાજાએ વામનજીના પગ નીચે કચરાઇને પાતાળમાં જવું કબૂલ કર્યું હતું, પરમાર્થને ખાતર મહારાજા અશોક દર વરસે પોતાનો સર્વ ખજાનો લૂંટાવી દેતા હતા, પરમાર્થને લીધે મહારાજા વિક્રમનો સંવત હજી સુધી ચાલે છે અને પરમાર્થને ખાતર રંતિદેવ રાજા કહેતો કે, 'હે પ્રભુ! આખા જગતના બધા જીવોની તર-

ફથી તેઓનાં સર્વ દુઃખો હું ભોગવી લઉં એવો દિવસ તે ક્યારે આવશે ?' એટલુંજ નહિ પણ એ પછીના મહાન ભક્તરાજ નરસિંહ મહેતા, સુરદાસ, કબીર, તુલસીદાસ, તુકારામ અને ગુરુ નાનકસાહેબ વગેરે મહાત્માઓએ પરમાર્થ માટે અતિશય પ્રયત્નો કર્યા હતા. પરમાર્થને ખાતર પ્રભુ પોતે મોક્ષધામ છોડીને ઘણીવખત અવતાર લે છે; કારણ કે પરમાર્થ એજ સાચો સ્વાર્થ છે, પરમાર્થ એજ સ્વર્ગની સીડી છે, પરમાર્થ એજ મનુષ્યોને દેવ બનાવવાનો કીમિયો છે, પરમાર્થ એજ પ્રભુની કૃપા મેળવવાની કૂંચી છે, પરમાર્થ એજ પ્રભુપ્રેમ બતાવવાનો રસ્તો છે, પરમાર્થ એજ જિંદગીની સાર્થકતા છે, પરમાર્થ એજ આત્માનો સ્વભાવ છે અને પરમાર્થ એજ મોક્ષનું બારણું છે."

"મહારાજજી ! આ વાત સાંભળીને અને મારી સ્થિતિ જોઇને મને બહુ ખેદ થયો. મને એમ લાગ્યું કે, શું હું પરમાર્થ કરી શકું ? મારું ધોતિયું ત્રણ ઠેકાણેથી ફાટી ગયું છે, તે બીજું લઇ શકાય તેમ નથી; મારી હજામત મોટી થઇ ગઈ છે, તેથી માથું દુખે છે, પણ હજી પંદર દિવસ સુધી હજામત કરાવવાનો જોગ મળે તેમ નથી; મારાં પગરખાં ફાટી ગયાં છે, તે સંધાવવાના મારી પાસે પૈસા નથી; મારા ઘરમાં હું ઝાડુ વિના ચલાવું છું અને મારી તાવડી તડાકા કરે છે. આવી હાલતમાં હું શું પરમાર્થ કરી શકું ? અને જો કાંઈ પણ પરમાર્થ નહિ કરી શકું, તો મારો આરો કેમ આવશે ? મારું કલ્યાણ કેમ થશે ? અરે હાય હાય ! મારી જિંદગીનો ફેરો ફોગટજ જશે કે ? આવા આવા વિચારથી હું નિરાશ થઇ ગયો. મને બહુ માઠું લાગ્યું અને મારા કમનસીબ કિસ્મત માટે મને બહુ અફસોસ થયો, આથી હું રોઇ પડયો. ગરીબાઈનાં દુઃખની ખાતર નહિ, પણ ઉત્તમ મનુષ્યનો અવતાર પામ્યા છતાં હું કાંઇ પણ કરી શકતો નથી, તેથી મને રોવું આવ્યું. પશુપક્ષી અને ઝાડપાનથી પણ જગત ઉપર કેટલીક જાતના સ્વાભાવિક ઉપકાર થાય છે, પણ અમૂલ્ય જિંદગી મળ્યા છતાં મારાથી કાંઇ પણ પરમાર્થ ન થયો ને કાગડાકૂતરાંની પેઠે માત્ર પેટ ભરવામાંજ જિંદગી ચાલી જાય છે, એ જોઇને મને વસમું લાગ્યું. મારી ઉપર ઘણાંએ માણસોએ ઘણી જાતના ઉપકારો કરેલા છે, પણ હું કોઇનું કાંઇ પણ ભલું કરી શકયો નથી, એ જોઇને મારું હૃદય અંદરથી કંપવા લાગ્યું અને મને એમ થઇ ગયું કે, મારે

જરૂર કાંઈ પણ પરમાર્થ કરવો જોઇએ; પણ સ્થિતિ નબળી, વખત ખરાબ અને સાધનો મળે નહિ, તેથી બહુ વિચાર કરતાં છતાં પણ ધ્યાન પહોંચ્યું નહિ; માટે આપની પાસે આવ્યો છું કે, હવે મારે શું કરવું? હું કાંઇ કરી શકતો નથી તેથી મારો જીવ અંદરથી બહુ કચવાય છે; માટે કાંઇક રસ્તો બતાવવાની કૃપા કરો."

એ સાંભળીને તે સાધુમહાત્માએ કહ્યું કે, "ભાઇ! પોતાના આત્માનું કલ્યાણ કરવું એ સૌથી મોટો પરમાર્થ છે; કારણ કે એથી ચોરાશી લાખના ફેરામાંથી છુટાય છે. હવે તું વિચાર કર કે, કોઈ જીવ ચોરાશી લાખ વખત જન્મે અને ચોરાશી લાખ વખત મરે એ કેટલું બધું દુઃખ છે? તેને બદલે જો તે જીવ મુક્ત થાય, તો તે જન્મમરણના ફેરામાંથી છૂટી ઈશ્વરની હજૂરમાં અખંડ આનંદમાં રહી શકે છે અને જો એમ થાય તો તે જીવ ચોરાશી લાખ વખત મરતો બચે છે; માટે એ કરતાં વધારે પુણ્ય બીજું કયું? અને એ કરતાં મોટો પરમાર્થ બીજો કયો? કારણ કે બીજા પરમાર્થ તો નાના નાના હોય છે અને બહારની વસ્તુઓથી થાય છે; એટલે તેની અસર થોડી હોય છે. એવા નાના પરમાર્થોની કાંઇ આત્માના કલ્યાણની સાથે સરખામણી કરી શકાય નહિ, કારણ કે જેને પ્રભુએ ધન આપ્યું હોય અને સદ્‌બુદ્ધિ આપી હોય, તે શ્રીમંતો પરમાર્થ કરે છે; પણ તેમાં જગતના માનની ઇચ્છા, દેવદેવીની કૃપા મેળવવાની ઇચ્છા અને પોતાની મનકામના પૂર્ણ થવાની ઇચ્છા હોય છે. આટલું બધું થવાની આશાના બદલામાં કૃપા કરીને ઈશ્વરે આપેલા ઘણા ધનમાંથી થોડુંક ધન થોડાકજ માણસો પરમાર્થમાં ખર્ચે છે, બાકી તો બધા ધોબીના કાંકરાની પેઠે પૈસા રાખી મૂકીને છતાં ધને, ધન ધન કરતા મરી જાય છે ને નાહકના અવગતે જાય છે. એવાઓના જરાક જેટલા બહારના પરમાર્થની સાથે આત્માના કલ્યાણના પરમાર્થની સરખામણી કેવી રીતે થઈ શકે? માટે ભાઇ! જો તારે સાચામાં સાચો ને સૌથી મોટામાં મોટો પરમાર્થ કરવો હોય, તો તારા આત્માનું કલ્યાણ થાય તેમ કર, અખંડ સુખ ભોગવી શકાય તેમ કર અને મહાઆનંદસ્વરૂપ શાંતિદાતા ઈશ્વરની તરફ જીવ ખેંચાય તેમ કર. એ બધું ભક્તિથી થઇ શકે છે, મહાત્માઓના સંગથી થઇ શકે છે, પ્રભુના નામસ્મરણથી થઇ શકે છે, પવિત્રતાથી થઇ શકે છે અને જગતના જીવોની સેવા કરવાથી થઈ શકે છે; માટે જો મોટામાં મોટો પર-

માર્થ કરવો હોય, તો તમારા આત્માનો ઉદ્ધાર થાય તેમ કરો, એટલે ચોરાશી લાખ જીવ બચાવ્યાનું ફળ મળશે. એ કરતાં બીજો કોઇ વધારે મોટો પરમાર્થ અમે જાણતા નથી.”

## ૩૩–આ સંસારનાં સુખો સ્વપ્ન જેવાં છે, તે સમજવા માટે એક ભિખારીને લાધેલા સ્વપ્નાની વાત

એક ભિખારી હતો, તે ભીખ માગતો માગતો એક શેઠિયાના ઘર પાસે પહોંચ્યો અને ત્યાંથી કાંઇક મળશે એવી આશાએ પાસેની ગલીના ખૂણામાં બેઠો. એ ખૂણામાંથી સામે શેઠના ઘરમાં નજર પડતી હતી, તેથી તે અંદરની રીતભાત જોવા લાગ્યો; કારણ કે તે ભિખારી મારવાડનાં દુકાળિયાં માંહેલો હતો. તેણે મુંબઇના શેઠિયાઓના ઘરના વૈભવ કોઇ દિવસ જોયા નહોતા, તેથી એ જોઇને તેને બહુ નવાઈ લાગતી હતી. માટે જ્યાં તે ભીખ માગવા ગયો હતો, તે શેઠિયાના ઘરની હકીકત ધ્યાન દઇને તપાસવા લાગ્યો. એ વખતે તેને જણાયું કે, નોકરો પોતપોતાના કામકાજ માટે દોડાદોડી કરી રહ્યા હતા, શેઠાણી હિંડોળાખાટ ઉપર બેઠી બેઠી તેમને ધમકાવતી હતી, સુંદર છોકરાંઓ ભભકાદાર લૂગડાં પહેરીને પાસેના બગીચામાં રમતાં હતાં, શેઠિયાને મળવા બહારનાં માણસો આવ્યાં હતાં, તે આગલા હોલમાં બેઠેલાં હતાં. થોડી વારમાં રબરટાયરની ફૅશનેબલ બે ઘોડાની ગાડીમાં શેઠ આવી પહોંચ્યા. શેઠને જોઇને સૌ ઊભા થયા. એક જણે આવીને શેઠની પાઘડી લીધી, બીજો અંગરખું કાઢવામાં મદદ કરવા લાગ્યો. અંગરખું મૂકયા પછી તે નોકર બૂટ ઉતારવા લાગ્યો. એ પછી બીડી સળગાવી આરામખુરશીમાં પડી ટાંટિયા લાંબા કરી ધુમાડાના ગોટા ઉડાવતો ઉડાવતો તે શેઠિયો આવેલા માણસો સાથે જરા મિજાજમાં રહીને કરડાકીથી વાતો કરવા લાગ્યો. તે લોકો બહુ બહુ આજીજી કરીને ઘણી ઘણી નમ્રતાથી અરજ કરવા લાગ્યા, પણ તે શેઠે કહ્યું કે, “ નહિ, બસ જાઓ. હું તમારું માનતો નથી. મને નાહકનો કંટાળો નહિ આપો. હું તમારું કાંઇ પણ સાંભળવા માગતો નથી. જો હવે પછી એની એ વાત કરશો, તો હું તમને સિપાઇ પાસે ધક્કા મરાવીને અહીંથી કાઢીશ.” આ સાંભળીને તેઓ નિરાશ થઇને ચાલ્યા ગયા. એ પછી લટકોમટકો કરતાં કરતાં સુંદર ચાંદીની રકાબીમાં કાંઇક પાકનો કટકો લઇને શેઠાણી આવી અને

ઘાટી દૂધનો પ્યાલો લઇ આવ્યો. તે ઉડાવ્યા પછી માંડીવાળેલા પાનિયાંઓ જેવા પોતાના દોસ્તો સાથે શેઠ ચોપાટ રમવા બેઠા. એ વખતે તેઓમાં જે અલંકારી ભાષા વપરાતી હતી, તે એ મોટા લોકોનેજ છાજે; એવા મલિન શબ્દોથી પ્રભુ સૌને બચાવે!

આવી આવી રીતની ઘણી હકીકતો જોયા પછી શેઠના ઘરનાં સૌ જમી રહ્યા બાદ વધ્યુંઘટ્યું એઠુંજૂઠું ભેળું કરીને એક ભલો ઘાટી તે ભિખારીને એક પતરાળી ભરીને આપી આવ્યો. શેઠ કે શેઠાણી કાંઇ એ બાબતમાં ધ્યાન આપે તેમ નહોતાં. તેઓ તો જમીને તુરત પોતપોતાના ઓરડામાં ચાલ્યાં જતાં; શું વધ્યું છે કે શું ઘટ્યું છે? અને તેનો શું ઉપયોગ કરવો? એની તેઓને દરકાર નહોતી. એ પછી એટલું બધું ખાવાનું મળ્યું, માટે તે ભિખારી રાજી થતો થતો ને આશીર્વાદ દેતો દેતો ત્યાંથી ચાલી નીકળ્યો ને જંગલમાં જઇ એક કૂવા પાસે બેસી, ખૂબ ખાઈ પાણી પીને વિચાર કરતો કરતો ત્યાંજ કૂવાની પાળ ઉપરજ સૂઇ ગયો. એ વખતે પેલા શેઠને ત્યાં જોયેલા દેખાવોજ તેની નજરમાં તર્યા કરતા હતા, તેથી તેને એજ બાબતનું રાત્રે સ્વપ્નું આવ્યું, તેમાં એમ લાગ્યું કે:–

પોતે સટ્ટો કર્યો તેમાં મોટો તડાકો પડી ગયો, તેથી તે એક મોટો શેઠ બની ગયો છે. ગરીબ લોકો તેની પાસે પોતાની લાચારી બતાવતા બતાવતા કાંઈ કાંઇ બાબતના ફાળા લઇને આવે છે, ત્યારે તે કહે છે કે, ' જાઓ જાઓ અહીંથી, તમારા બાપે કાંઈ થાપણબાપણ મૂકેલી છે? તમે ગરીબ છો તેમાં અમે શું કરીએ? ભોગ તમારા કિસ્મતના. તમારા ફાળાને નાખો જહાનમની ખાડમાં. એવા ફાળા તો મારી પાસે છપ્પનસો આવે છે. તમે નકામી માથાકૂટ ન કરો. હું એમાં એક દોઢિયું પણ ભરવાનો નથી, મને ત્રાસ ન આપો; નહિ તો મારો મિજાજ ઠેકાણે નહિ રહે ને પછી તમને વસમું લાગશે. હું તમને સાફ કહું છું કે, તમારે કોઇ દિવસ આવા ફાળા મારી પાસે લાવવા નહિ." ફાળો લાવનારે કહ્યું: "શેઠ! તમારી ઉપર ઈશ્વરની કૃપા છે ત્યારે સૌ આવે છે; નહિ તો કોઈ ભાવ પણ પૂછે નહિ. દુનિયામાં તો બીજા કરોડો માણસો છે, કેમ કોઇને ઘેર નથી જતા? શેઠ સાહેબ! જે નસીબદાર હોય છે તેને ઘેર ભિખારી આવે છે, માટે આમાં કાંઇક ભરવું તો જોઇશે; ભલે ગમે તો બેચાર લાત મારી લો; પણ હું ખાલી હાથે જવાનો નથી."
સ્વપ્નવાળા શેઠે સ્વપ્નમાંજ કહ્યું કે, " અમે કૃપાબૃપા સમજતા

નથી. લોહીનું પાણી થાય છે, ત્યારે ધન મળે છે. અમે કાંઇ તમારે માટે અવતાર નથી લીધો. તમે મરી જાઓ તો શું થયું ? પણ હું આ વખત એક પાઇ પણ આપવાનો નથી. બધા હરામખાઉજ ભેળા થાય છે. જયાં જઇએ ત્યાં એની એજ વાત કે આપો, આપો ને આપો; પણ આપે તે કયાંથી ? તમે બધા અમારાં લોહી ચૂસ-વાજ ભેળા થયા છો કે બીજો કાંઇ ધંધો છે ? જાઓ, જાઓ, તમા-રું મોઢું ન દેખાડો !" આવું અપમાન કરીને તેને કાઢી મૂકયા ને પોતાના ખાનગી ઓરડામાં ગયા. ત્યાં શેઠાણી પાસે હિંડોળા-ખાટ ઉપર બેસવા ગયા, ત્યારે શેઠાણીએ કહ્યું કે, "જોતા નથી ! છોકરાને વાગી જશે, જરા દૂર બેસો." તેથી શેઠ શેઠાણીની પાસેથી ખસવા લાગ્યા, એટલામાં નિદ્રામાં પડખું ફેરવાઇ ગયું, તેથી સ્વપ્ન-માં શેઠ બનેલો તે બિચારો ગરીબ ભિખારી કૂવાની પાળ ઉપરથી કૂવામાં પડી ગયો, તેથી તેનાં હાડકાં ભાગી ગયાં, પણ કાંઇક પુણ્ય આડું આવ્યું તેથી મરતો બચી ગયો.

એ પછી હેબતાઇ ગયેલો તે ભિખારી કૂવાની ભીંતમાંના પથ્થરનો ખાંચો પકડી કૂવામાં આજુબાજુ જોવા લાગ્યો કે, લટ-કમટકવાળી શેઠાણી કયાં ગઈ ? નોકરો કયાં ગયા ? બંગલો કયાં ગયો ? હિંડોળાખાટ કયાં ગઈ ? ઘોડાગાડી કયાં ગઇ ? અરે હાય હાય ! આ બધું શું થઇ ગયું ? હું તો જાણું છું કે, આ બધું તદ્દન સાચું છે, પણ અરે અરે ! એ તો માત્ર સ્વપ્નુંજ ! ! અને હું તો હજી ભિખારીનો ભિખારીજ રહ્યો; એમ વિચારતો તે ભિખારી કૂવામાંથી બહાર નીકળવાનાં તરફડિયાં મારવા લાગ્યો.

ભાઇઓ અને બહેનો ! યાદ રાખજો કે, આપણે પણ એ ભિ-ખારીની પેઠે એક જાતના સ્વપ્નામાંજ છીએ. ફેર માત્ર એટલોજ કે, તે ભિખારીનું સ્વપ્નું જરાક વારનું હતું અને આપણું ઘણી વારનું છે; પણ અંતે એ ભિખારી પોતાના મીઠડા સ્વપ્નામાંથી જેમ કૂવામાં પડી ગયો, તેમ આપણે પણ આપણા મોટા સ્વપ્ના-માંથી અંતે કાળના મોઢામાં પડવાના છીએ. એ વખતે મોતના કૂવામાં પડયા પછી આપણા વૈભવો કાંઇ કામ આવવાના નથી, આપણા મોજશોખ જરા પણ સાથે ચાલવાના નથી, આપણી માલમિલકત અહીંજ રહી જવાની છે અને આપણી વહાલી વ-સ્તુઓ તથા આપણી માનીતી ગમતો શ્મશાન સુધી પણ આવી શકે તેમ નથી. એ વખતે તો માત્ર ધર્મજ કામ લાગશે, એ વખતે

માત્ર પરમાર્થજ આડો આવશે, એ વખતે તો માત્ર આપણા અંતરનો પ્રભુપ્રેમજ જવાબ દઇ શકશે અને એ વખતે માત્ર મહાન પ્રભુનું પવિત્ર નામજ આપણને બચાવી શકશે; માટે ભાઇઓ! છેવટ સુધી સંસારસુખના સ્વપ્નમાંજ પડયું ન રહેવાય એ સંભાળજો અને પ્રભુને સાથે રાખીને ચલાય તેમ કરજો.

## ૩૪–અનંત બ્રહ્માંડના નાથના ગુણ ગાવાથી યજ્ઞ કરવાનું ફળ મળી રહે છે

મહાન ઈશ્વરને અર્થે પવિત્ર યજ્ઞો કરવાનું શાસ્ત્રમાં કહેલું છે; માટે યજ્ઞ એટલે શું? અને તેનો હેતુ શું? તે આપણે સમજવું જોઇએ. એને માટે મહાત્માઓ કહે છે કે, જેણે આપણી ઉપર અનંત ઉપકારો કરેલા છે, એવા પરમકૃપાળુ મહાન ઈશ્વરને અર્થે આપણાથી બની શકે તેવો મોટામાં મોટો ભોગ આપવો તેનું નામ યજ્ઞ છે. પછી એ ભોગ ગમે તો ધનનો હોય, ગમે તો માનનો હોય, ગમે તો ઇન્દ્રિયોનાં સુખ ત્યાગ કરવાનો હોય, ગમે તો મનને રોકવાનો હોય, ગમે તો વહાલામાં વહાલી વસ્તુ તજવાનો હોય અને ગમે તો પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેવાનો હોય, પણ કોઇ પણ રીતે આપણાથી બની શકે તેવો મોટામાં મોટો ભોગ આપવો તેનું નામ યજ્ઞ છે. જગત્કર્તા, જગદ્‌ભર્તા, જગતના સાક્ષીરૂપ, જગતના આશ્રયરૂપ, મોક્ષદાતા, પવિત્ર પિતા મહાન ઈશ્વરને અર્થે પોતાના સુખનો એવો મોટો ભોગ આપવો એ જીવની કસોટી છે. એવા મહાયજ્ઞથી જીવનો ઈશ્વર ઉપરનો પ્રેમ વધી શકે છે; એવા મહાયજ્ઞથી પોતાનાં જે ભાઇબહેનોનું ભલું થાય, તેઓના આશીર્વાદ મળી શકે છે અને તેથી એવા યજ્ઞ કરનારમાં નવું બળ આવે છે, એવા મહાયજ્ઞ કરનારનો પુરુષાર્થ વધે છે, તેથી તેઓ જોસભેર ધર્મના માર્ગમાં આગળ વધી શકે છે; અને એવા મહાયજ્ઞથી ઈશ્વરની જુદી જુદી શક્તિઓ કે જેને દેવો કહે છે તે પ્રસન્ન થાય છે, તેથી એવા યજ્ઞ કરનારનું સહેલાઇથી કલ્યાણ થઇ શકે છે. આ બધાં યજ્ઞ કરવાનાં કારણો છે ને એ બધાં યજ્ઞ કરવાનાં ફળો છે; માટે સૌ સૌના અધિકાર પ્રમાણે જેનાથી જે બની શકે તે યજ્ઞ કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે. તેમજ મહામંગળકારી, શાંતિદાતા, આનંદસ્વરૂપ મહાન ઈશ્વરના ગુણ ગાવાથી પણ એવાંજ મોટાં ફળો પ્રાપ્ત થાય છે અને તેમ છતાં પણ તેમાં

એવો મોટો ભોગ આપવો પડતો નથી. માટે યજ્ઞ કરતાં પણ પ્રભુના ગુણ ગાવા એ ઉત્તમ વાત છે; કારણ કે ઘણી જાતનાં ઘણાં સાધનોવાળા ઘણા જણા હોય, તેમાંથી કોઇકથીજ યજ્ઞ કરવાનું બની શકે છે; પણ પ્રભુના ગુણ ગાવા એ તો સૌથી સહેલાઇથી બની શકે તેમ છે; માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે, જેની કીર્તિ અનંત બ્રહ્માંડોમાં વ્યાપી રહી છે, એવા સર્વશક્તિમાન મહાન ઈશ્વરના ગુણ ગાવાથી યજ્ઞ કરવાનું ફળ મળી રહે છે. માટે ભાઈઓ! મહામંગળકારી શાંતિદાતા પરમકૃપાળુ પરમાત્માના ગુણ ગાઓ! પરમાત્માના ગુણ ગાઓ!!

## ૩૫–આપણે કેવી રીતે બીજાઓનાં પાપમાં ભાગિયા થઇએ છીએ તે વિષે

આપણાથી એક બહુ જરૂરની વાત અજાણમાં રહી જાય છે. તે એ કે ઘણી વખત બીજા લોકો પાપ કરે છે અને તેમાં આપણો ભાગ રહી જાય છે; છતાં પણ એ વાતની આપણને ખબર પડતી નથી. માટે બીજાઓનાં પાપમાં આપણે કેવી રીતે ભાગિયા થઇએ છીએ તે દરેક હરિજને જાણવું જોઇએ; કારણ કે એ જાણ્યાથી ઘણી જાતનાં પાપથી બચી શકાય છે.

બીજાઓ પાપ કરે છે તેમાં આપણે ઘણી રીતે ભાગીદાર થઇએ છીએ. તેમાંની મુખ્ય નવ બાબતોના ખુલાસા નીચે મુજબ છે:–

૧. હુકમ કરીને પાપ કરાવવું.
૨. સલાહ આપીને પાપ કરાવવું.
૩. વખાણ કરીને પાપ કરાવવું.
૪. કોઇને ચીડવીને પાપ કરાવવું.
૫. કોઇનો ગુનો છુપાવવો.
૬. કહેવું જોઇએ ત્યારે મૂંગા રહેવું.
૭. પાપના કામમાં ભાગ રાખવો.
૮. નઠારું જાણ્યા છતાં તેનો બચાવ કરવો.
૯. પાપના કામમાં હામાં હા મિલાવવી.

એ નવ રીતે બીજાના પાપમાં આપણે ભાગિયા થઇએ છીએ, તેનો વિશેષ ખુલાસો નીચે મુજબ છે:–

૧. હુકમ કરીને–

એટલે કે શેઠ પોતાના નોકરને ભિખારીને ધક્કો મારવા કહે અથવા પોતાની તરફેણમાં ખોટી સાક્ષી પૂરવાનો હુકમ કરે, તો એ નોકર જે પાપ કરે તે પાપમાં તે શેઠનો ભાગ રહે છે.

ગુરુ પોતાના ચેલાને ધર્મથી વિરુદ્ધ કામ કરવાનો હુકમ કરે, તો તેમાં ચેલો જે પાપ કરે તેમાં ગુરુનો ભાગ રહે છે. તેમજ જે ધણી પોતાની સ્ત્રીના ધર્મના કામમાં આડો આવે છે અથવા ધર્મનાં કામો કરવાની ના પાડે છે, તેને પણ પોતાની સ્ત્રીના પાપમાં ભાગીદાર થવું પડે છે.

૨. સલાહ આપીને-

એટલે કે જો ફલાણી ચીજ ઉપાડી લો તો કોઈ જાણતું નથી, એવી રીતે નોકરો એકબીજાને અંદર અંદર સલાહ આપે છે તે; અથવા કોઇ ઝેરીલા માણસને કહેવું કે, તારો સમોવડિયો અંધારામાં એકલો મળી જાય ત્યારે કૂટી નાખજે. એ તો એજ લાગનો, એમાં કોણ જાણે છે? કોઇ મિજાજના ફાટેલા જુવાન છોકરાને એવી સલાહ આપવી કે, તારા બાપાની સામે થા. તારો ભાગ નહિ આપે તો ક્યાં જશે? અને વકીલ થઇને પોતાના અસીલને ઊંધી સલાહ આપીને ખોટા કજિયા લડવાનો જોશ ચડાવવો એ પાપનું કામ છે.

૩. વખાણ કરીને-

એટલે કે કોઇને કહેવું કે, હાય હાય! તમે એને મૂકી દીધો! એ તો ભૂલ કરી. તમારા જેવા માણસ જ્યારે એને પાધરો નહિ કરે, ત્યારે પછી કોણ કરશે? તમારી સામે એનું ગજું શું? તમે તો એને મચ્છરની પેઠે ચોળી નાખશો! શેઠ! બીઓ છો શું? એનાં તો હાડકાં ભાગી નાખો. એનાથી કાંઇ થઈ શકે તેમ નથી. તમારા જેવા મોટા માણસો એમ ખમી જશે, તો તો પછી એ હરામખોરો એમજ કર્યા કરશે. આવી રીતે કોઈનાં વખાણ કરીને તેની પાસે પાપ કરાવવું તેમાં આપણે પાપના ભાગીદાર થઇએ છીએ.

૪. ચીડવીને-

એટલે કે કોઇનાં ખોટાં ખોટાં નામ પાડીને બોલાવવું. જેમકે તમે તો રાજા છો એમ કહેવું અથવા તો પોતાના કોઈ સગાવહાલાને કે દોસ્તને એમ કહેવું કે, જા, જા, તું તો બાયલો છે. તારાથી તે શું બને? એ વળી કેસ શાનો જીતી જાય? સોબસો અવળા કરવા પડે તો શું થયું? દુનિયામાં આબરૂ કેટલી છે? પણ તારા જેવા

લોભિયાથી એમ ન બને. એવી રીતે ચીડવીને પાપ કરાવવું, અથવા કોઇ ગાંડા માણસને ચીડવી તેની લાગણી ઉશ્કેરીને બીજાઓને ગાળો અપાવવી. એમ કરનારને બીજાંઓના પાપના ભાગીદાર થવું પડે છે–

૫. કોઇનો ગુનો છુપાવવો–

જેમકે ચોરીનો માલ રાખવો, ચોરને સંતાડવો, બહારવટિયાઓને રોટલા પહોંચાડવા અને આપણો છોકરો પાડોશીની કાંઇ ચીજ ઉપાડી આવ્યો હોય તો તે રાખી મૂકવી; એવી રીતે બીજાંઓનાં પાપ છુપાવવાથી આપણને તેઓનાં પાપમાં ભાગિયા થવું પડે છે.

૬. ચાહીને મૂંગું રહેવું–

એટલે કે પોતાના હાથમાં શિક્ષા કરવાની સત્તા છતાં પણ મૅજિસ્ટ્રેટ ખોટી દયા ખાઇને ગુનેગારોને જતા મૂકે, તો તે ગુનેગારોના પાપમાં મૅજિસ્ટ્રેટને ભાગિયા થવું પડે છે. શેઠનો માલ ચોરાઇ જતો હોય અથવા બગડી જતો હોય, તો પોતાને ખબર હોય છતાં પણ એમ વિચારવું કે, એમાં આપણા બાપનું શું જાય છે? એ તો એમજ ચાલે. એવી ઉપાધિમાં આપણે તે કયાં પડીએ? એમ ધારીને શેઠને ખરી ખબર ન આપવી ને પોતે ચૂપ રહેવું, એ બીજાના પાપમાં ભાગિયા થવા જેવું છે. તેમજ પોતાનો છોકરો બીજાના છોકરાને મારી આવે, ત્યારે તેને ધમકાવવાને બદલે જોયા કરવું એ પાપનું કામ છે; કારણ કે એવી રીતે થતાં, પાપને અટકાવવાની શક્તિ છતાં તેને ન અટકાવવાં ને મૂંગું રહેવું એ પાપને ઉત્તેજન આપવા જેવું છે, માટે એમ કરવાથી આપણે બીજાંઓના પાપમાં ભાગિયા થવું પડે છે.

૭. પાપમાં ભાગ રાખવો–

એટલે કે કોઇને કહેવું કે, જા ફલાણાને માર, હું તારી ભેળો છું. કોઇ ચોરને કહેવું કે, તું ફિકર ન કર, તારો માલ હું બજારમાં વેચી આવીશ; અથવા કોઇને એમ કહેવું કે, એમાં શી મોટી વાત છે? ફરિયાદી માંડો. તમારા તરફથી હું સાક્ષી આપીશ. આવી રીતે બીજાઓનાં પાપમાં ભાગ રાખવો એ પણ મહાપાપ છે.

૮. નઠારું જાણ્યા છતાં તેનો બચાવ કરવો–

એટલે કે આ જૂઠો કેસ છે, એમ જાણ્યા છતાં પણ તેનો બચાવ કરવો એ બીજાના પાપમાં ભાગિયા થવા જેવું છે. પોતાના

કોઇ સગાએ કાંઇ ગુનો કર્યો હોય, ત્યારે પોતે નાતના શેઠિયા હોય છતાં પણ સાચો ઇન્સાફ ન આપવો ને પક્ષપાત કરી ગુનેગારની તરફેણમાં ઊભું રહેવું, એ બીજાના પાપમાં ભાગિયા થવા જેવું છે અને પોતાનું છોકરું પાડોશીનાં છોકરાં સાથે કજિયો કરી આવ્યું હોય, ત્યારે તેનો વાંક જાણ્યા છતાં પણ તેનો પક્ષ લઇને સામાની સાથે લડવા ઊઠવું એ પાપનો બચાવ કરવા જેવું કામ છે અને તે બીજાના પાપના ભાગીદાર થવા જેવું છે.

૯. હામાં હા મિલાવવી–

એટલે કે કોઇ અમલદાર કે મોટો શેઠિયો કાંઇ વાત કરતો હોય, તે વાત ગેરવાજબી હોય અથવા કોઇને નુકસાન થાય તેવી હોય, તોપણ તેમાં હાએ હા પાડ્યા કરવી અને 'ભા ભણે તે સચ' અથવા 'મિયાંની ચાંદે ચાંદ' કર્યા કરવું, એ બીજાના પાપમાં ભાગિયા થવા જેવું છે. એ સિવાય, જેમકે બે માણસો લડતા હોય, તે આપણા સમજાવ્યાથી સમજી જાય તેમ હોય, છતાં પણ આપણી અક્કલનો કે આપણી લાગવગનો ઉપયોગ ન કરવો અને તેમને લડી મરવા દેવા અથવા આપણા કુટુંબમાં બાયડીછોકરાં વગેરે કોઇ કાંઇ અધર્મ કરતું હોય, તોપણ તેમાં આંખમિંચામણાં કરી કાંઇ બોલવું નહિ અને બધું હાએ હા કર્યા કરવું, એ બીજાના પાપમાં ભાગિયા થવા જેવું છે.

આવી આવી બીજી ઘણી રીતે આપણે ન જાણીએ તેમ વિનાકારણ આપણી મૂર્ખાઇથી બીજાઓનાં પાપમાં ભાગીદાર થઇ જઇએ છીએ અને તેનાં માઠાં ફળ આપણે ભોગવવાં પડે છે. માટે ભાઇઓ! પાપની ભયંકરતા સમજીને કાંઇકનાં પાપ આપણે ભોગવવાં ન પડે એ સંભાળજો અને જેમ બને તેમ આપણા આત્માના કલ્યાણને અર્થે પાપથી બચાય અને પ્રભુના પવિત્ર માર્ગમાં અવાય તેમ કરજો.

## ૩૬–બીજાઓનું ભલું કરવું તે કરતાં પણ પોતે જાતે ભલા થવું એ મોટી વાત છે

એક ભક્તરાજ મહારાજ કહેતા કે, બીજાઓનું ભલું કરવું એ બહુ સારી વાત છે. ભાગ્યશાળી માણસોથીજ તે બની શકે છે; પણ એ કરતાં પણ પોતે જાતે ભલા થવું એ વધારે મોટી વાત છે, કારણ કે બીજાઓનું ભલું કરવું એમાં બહારનાં સારાં

સાધનોની જરૂર છે. જેમકે, પાસે ધન હોય તો કોઇને આપી શકાય છે, શરીરમાં બળ હોય તો બીજાને મદદ કરી શકાય છે, બુદ્ધિ ખીલેલી હોય તો જ્ઞાન ફેલાવી શકાય છે, હાથમાં સત્તા હોય તો બીજાઓને વશ રાખી શકાય છે અને ખાનદાની, લાજ, આબરૂ, લાગવગ કે ગુરુપણું વગેરે વંશપરંપરાનું કાંઇક મોટું લાકડું હોય તોજ કેટલાંક કામો થઇ શકે છે; અથવા તો બીજા ઘણા માણસોના કરતાં જેના શરીરમાં, મનમાં, બુદ્ધિમાં કે બીજી કોઇ ક્રિયાઓમાં કાંઇ ખાસ વિશેષતા હોય, તેઓ જો ધારે તો બીજાઓનું કાંઇક ભલું કરી શકે છે; પણ અમે જોયું છે કે, એવી જાતનાં સારાં સાધનો હોવા છતાં પણ, ઘણા માણસો પોતે જાતે જેવા જોઇએ તેવા રૂડા હોતા નથી. એવા બહાર પડતા આગેવાન ગુણી માણસોમાંથી પણ કોઇકજ પોતાના અંતઃકરણના અવાજ પ્રમાણે ચાલનારા હોય છે. બાકી તો બધા ચાલતા આવેલા રિવાજો અને લોકોને દેખાડવાના દુનિયાદારીના બહારના વિવેકો પ્રમાણે પોલંપોલમાંજ રમનારા હોય છે; કારણ કે પારકાને ઉપદેશ કરવાની પંડિતાઇ બતાવતાં તો સૌને આવડે છે, પણ બોલ્યા પ્રમાણે પાળવું ને કહ્યા પ્રમાણે કરી બતાવવું, એ તો ઈશ્વરનાં કૃપાપાત્ર હરિજનોથીજ બની શકે છે; માટેજ મહાત્મા તુકારામ કહે છે કે, बोलें असा चालें त्यांची वंदावी पावलें–જે બોલ્યા પ્રમાણે ચાલે તેની તો ચાખડીઓને પણ નમવું જોઇએ. આટલું બધું ભલા થવાનું માહાત્મ્ય છે; એટલુંજ નહિ પણ બીજાંઓનું ભલું કરવામાં તો બહારનાં સારાં સાધનો જોઇએ છે અને બીજાંઓનું ભલું કરતાં છતાં પણ ઘણા માણસો જેવું જોઇએ તેવું પોતાનું ભલું કરી શકતા નથી; પણ જે પોતે રૂડા થાય છે તેની પાસે બહારનાં બહુ સારાં સાધનો ન હોય, છતાં પણ તે પોતાના રૂડા દાખલાથી પોતાના બંધુઓમાં બહુ સારી અસર કરી શકે છે. જેમકેઃ–

અમે જોયું છે કે, ગરીબ ભક્તો પોતાની પરમાર્થવૃત્તિથી જેટલું ભલું કરી શકે છે, તેટલું ભલું નામને ખાતર જાહેર ફંડોમાં હજારો રૂપિયા ભરનાર શ્રીમંતો કરી શકતા નથી. જંગલના એકાંત ખૂણામાં પડેલા મુનિવ્રતવાળા સાધુઓ વગર બોલેચાલે પોતાનાં પવિત્ર આચરણોથી જગતમાં જેવી પવિત્રતા ફેલાવે છે, તેવી પવિત્રતા રોજ રોજ મંદિરોમાં કથા વાંચનારા શાસ્ત્રીઓ ફેલાવી શકતા નથી. ભગવદ્દઇચ્છા પ્રમાણે ખેપે જનારા હરિજનો પોતાના દાખલાથી

પોતાના બંધુઓમાં જેવો ધર્મનો વિશ્વાસ બેસાડે છે, તેવો વિશ્વાસ માનમરતબાની ઇચ્છામાં રહી ગયેલા ગુરુઓ બેસાડી શકતા નથી અને અંતરની ખીલેલી લાગણીવાળા સજ્જનો પોતાનાં નિષ્કામ કર્મોથી પોતાની આસપાસ જેવી સારી અસર કરી શકે છે, તેવી અસર મોટા પંડિતો કે મોટા અધિકારીઓ પણ કરી શકતા નથી. એ બધું તેઓ પોતે જાતે ભલા થયા હોય તેનું ફળ છે. એથી ઊલટું અમે એ પણ જોયેલું છે કે, જેને ઘેર સદાવ્રત ચાલતાં હોય તેઓ પણ પોતાની દુકાને બેઠા બેઠા દગાફટકા કરે છે; જેઓ મંદિરના માલિકો હોય તેઓમાંથી પણ ઘણાએ અનીતિવાળા હોય છે; મોટાં મોટાં ભાષણો આપનારા પંડિતો પણ પોલમાં ખેડનારા હોય છે; મોટી મોટી શાસ્ત્રની વાતો કરનારા ગુરુઓ પણ અંતરમાં અદેખાઇની હોળીવાળા હોય છે; બહુ બહુ પૂજાપાઠ કરનારાઓમાંથી પણ ઘણાએ સડેલા અંતરવાળા હોય છે; બહુ ત્યાગી દેખાતા સાધુઓ પણ મોટી વાસનાવાળા હોય છે; ઘણાંએ પુસ્તકો લખનારા વિદ્વાનો પણ કોઇ કોઇ જાતના મોટા દુર્ગુણોવાળા હોય છે અને એક તરફથી બહુ દાન-આપનારા શ્રીમંતો બીજી તરફથી પોતાના ધંધારોજગાર મારફત મોટી ચોરી કરનારા હોય છે. તેઓ પોતે ભલા થયેલા હોતા નથી. આમ હોવાથી બીજાઓનું ભલું કરવું, એ કરતાં પણ પોતે જાતે ભલું થવું એ મોટી વાત છે. બીજાઓનું ભલું કરવું એ તો સંજોગને આધારે છે, પણ પોતે ભલું થવું એમાં તો પોતે પંડેજ પુરુષાર્થ કરવો પડે છે; એમાં તો મનને મારવું પડે છે ને એમાં તો પોતાની ઇચ્છાનો કાંઇક ભોગ આપવાનો હોય છે; માટે મહાત્માઓ કહે છે કે, સંજોગને આધારે ભલું કરવું એમાં કાંઇ મોટી વાત નથી. એમ તો બહારવટિયાઓ પણ મોટાં દાન આપી દે છે, વ્યભિચારીઓ પણ બહુ લહેરી હોય છે, સોનેરી ટોળીવાળાઓ પણ નાતો જમાડી દે છે, જુગારીઓ પણ બાવા—સાધુઓની સેવા કર્યા કરે છે, લોભિયાઓ પણ બહુ બહુ પ્રાર્થના કરે છે અને મહાપાપીઓને હાથે પણ સંજોગોને આધારે કાંઇક ભલાં કામો થઇ જાય છે; માટે ભલાં કામો કરવાં એમાંજ કાંઇ ખાસ મોટી વાત નથી, પણ પોતે પંડે ભલા થવું એજ મોટી વાત છે. માટે ભાઇઓ! જો આત્માનું કલ્યાણ કરવું હોય ને ઈશ્વરની નજીક જવું હોય, તો શુદ્ધ અંતઃકરણથી તમે પોતે ભલા થાઓ, તમે પોતે ભલા થાઓ.

## ૩૭--આપણી પાસેથી કોઈ કાંઈ પણ ખરાબ રીતભાત ન શીખી જાય એ બરોબર સંભાળજો

મથુરામાં એક માણુસ ટોપી વેચવાનો ધંધો કરતો હતો. તે પોતાની સાથે ટોપીના ડાબલા લઇને ફેરી કરતો હતો. ફરતો ફરતો થાક લાગવાથી બપોરને વખતે જરા વિસામો લેવા માટે તે એક વાડી પાસે ઝાડ નીચે બેઠો. તેણે પોતાને માથે ટોપી પહેરી હતી અને બીજી ટોપીઓના ડાબલા તેની પાસે પડેલા હતા. ગરમીનો વખત હતો, થાક લાગ્યો હતો અને તેમાં ઠંડા પવનની લહેર આવી જવાથી તે ફેરીવાળાની આંખો ઘેરાવા લાગી. તેના મનમાં એમ હતું કે, હમણાં જરા વિસામો લઇને ઊઠું છું, પણ એટલી વારમાં ઝાડની ઓથે બેઠાં બેઠાં નિદ્રા આવી ગઈ.

ફેરીવાળાને ઊંઘતો જોઇને ત્યાં આજુબાજુનાં ઝાડો ઉપર બેઠેલાં મથુરાનાં વાંદરાં કાંઇ સખનાં રહે કે? તુરતજ એક વાંદરો આવીને ટોપીના ડાબલા ઉપાડી ઝાડ ઉપર ચડી ગયો. એ જોઇને બીજાં ઘણાં વાંદરાંઓ ત્યાં ભેળાં થઇ ગયાં અને સૌએ એક એક ટોપી ઉપાડી લીધી અને ખાલી ડાબલા નીચે ફેંકી દીધા. એ પછી વાંદરાંઓ વિચારમાં પડયા કે, હવે એ ટોપીનું કરવું શું? એટલામાં એક વાંદરાએ તે ફેરીવાળા સામું જોયું તો તેના માથા ઉપર ટોપી દીઠી. એ જોઇને તે વાંદરાએ પોતાના માથા ઉપર ટોપી મૂકી અને પોતે કેવો રૂપાળો લાગે છે, તે બીજાં વાંદરાંઓને બતાવવા લાગ્યો. આ વાંદરો ટોપી પહેરીને સાહેબ લોક બની જાય અને બીજાં વાંદરાંઓ રહી જાય એ કેમ બને? તેને જોઇને સૌ વાંદરાંએ પોતપોતાના માથા ઉપર ટોપી પહેરી અને એકબીજાની સામે જોઇ ગમ્મત કરવા લાગ્યાં. એટલામાં પાંચ મિનિટની અંદર પેલો ફેરીવાળો ઝબકીને જાગી ઊઠ્યો; ઊઠીને જુએ છે તો પાસે ટોપીના ડાબલા મળે નહિ. એ જોઇને તે ગભરાયો અને પોતાના ગભરાટમાં બેબાકળો થઇને તે આજુબાજુ જોવા લાગ્યો. એટલામાં આજુબાજુનાં ઝાડ ઉપર ટોપી પહેરેલાં વાંદરાંઓને તેણે જોયાં. એ જોઇને તેના હોશકોશ ઊડી ગયા. તેને લાગ્યું કે, હાય! આ તો ઓટલો વળી ગયો. બધી ટોપી ઉપાડી ગયાં! હવે એ પાછી શી રીતે મળે? આટલાં બધાં વાંદરાંને પકડાય કેમ? અને તેના હાથમાંથી પાછી સાજી સમી ટોપી આવે કેમ? એમ વિચારીને તે

બહુ ગુસ્સે થઇ ગયો. એ ગુસ્સાને લીધે નિરાશ થઇને બહુ જોસથી તેણે પોતાની ટોપી જમીન ઉપર પછાડી, એ જોઇને તુરતજ સૌ વાંદરાંએ પોતાના માથા ઉપરથી ટોપી ઉતારીને તેની પેઠેજ જોસથી જમીન ઉપર ફેંકી દીધી, તેથી અરધી મિનિટમાં બધી ટોપીઓનો ઝાડ નીચે ઢગલો થઇ ગયો; એટલે તે ફેરીવાળાએ પોતાની બધી ટોપીઓ લઈ લીધી.

આ વાતનો સાર એ છે કે, આપણામાં પણ એ વાંદરાંઓની પેઠે બીજાંઓની સારીમાઠી નકલ કરવાનો સ્વભાવ કુદરતી રીતે રહેલો છે, માટેજ શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહેલું છે કે, શ્રેષ્ઠ માણસો જે પ્રમાણે વર્તે છે, તે પ્રમાણેજ બીજા લોકો વર્તે છે, કારણ કે સારાં માણસો જે કામ કરે છે તે વાજબી ગણાય છે. એટલે તે પ્રમાણેજ લોકો ચાલે છે. માટે સૌ માણસોએ સારાં આચરણ રાખવાની જરૂર છે. કદાચ આપણે ગરીબ સ્થિતિમાં હોઇએ, અજ્ઞાન હોઇએ, રોગી હોઇએ કે એવાંજ બીજાં કોઈ કારણોને લીધે આપણે કાંઇ સારો દાખલો બેસાડી શકીએ તેમ ન હોય તો કાંઇ ફિકર નહિ; પણ આપણી ચાલચલગતમાંથી, આપણી રહેણીકરણીમાંથી, આપણા આચારવિચારમાંથી અને આપણી રીતભાતમાંથી કોઇ પણ માણસ કાંઈ પણ ખરાબ બાબત ન શીખી જાય એ તો આપણે જરૂર સંભાળવું જોઇએ; કારણ કે આપણી ચાલચલગત જોઇને જો કોઇ માણસ બગડે, તો તેનું પાપ આપણી ઉપર પડે છે, માટે આપણા આત્માના કલ્યાણને ખાતર અને પ્રભુને ખાતર એવું પાપ ન થઇ જાય એ સંભાળજો.

## ૩૮–હાલમાં આપણી ભકિતનાં જેવાં જોઇએ તેવાં ફળ મળતાં નથી તેનાં કારણો

એક ભક્તરાજ મહારાજ કહેતા કે, આ દુનિયામાં માણસોના મનમાં ભક્તિ બહુ ઓછી રહે છે તેનાં ઘણાં કારણો છે, પણ તેમાં મુખ્ય કારણ એ છે કે, પોતાની મેળે માણસો જલદીથી સમજી શકે અને પોતાની જિંદગીના દરરોજના વ્યવહારમાં સહેલાઈથી અનુભવી શકે એવું ભકિતનું ચોખ્ખું ફળ માણસો પોતાની નજરે પ્રત્યક્ષ રીતે જોઇ શકતા નથી, તેથી તેઓ ધર્મ તરફ બેદરકાર બને છે; કારણ કે મનુષ્યનો સ્વભાવ સુખ તરફ દોડવાનો છે. મનુષ્યની

પ્રકૃતિ પોતાના સ્વાર્થ તરફ ઢળી જનારી છે. મનુષ્યનું મન ચંચળ છે, મનુષ્યમાં અહંકાર પ્રબળ છે, મનુષ્યની બુદ્ધિ બહારનાં આવરણોવાળી છે અને મનુષ્યના દેહનું બંધારણ અપૂર્ણતાવાળું છે. તેથી પોતાની નજર આગળ ખુલ્લી રીતે જે લાભ દેખાતો હોય, તેની તરફ ઢળી જવું એવી બધાં માણસોની હાલના જમાનામાં સામાન્ય રીતે પ્રકૃતિ થઈ ગયેલી છે. આમ હોવાથી ભવિષ્યના મોટા લાભો સામે માણસો જોઈ શકતાં નથી. મૂઆ પછી શું થશે, તેની દરકાર રાખતાં નથી અને 'ઉધાર હલવા કરતાં નગદ ટપલા' ને સારો ગણી ભવિષ્યના લાભોની વાતોનો તેઓ વિશ્વાસ કરતાં નથી; કારણ કે તેઓની પ્રકૃતિજ એવી થઈ ગયેલી છે. માટે જો પોતાના ધર્મની ખરેખર લાગણી હોય, પોતાના બંધુઓનું ખરેખરું હિત કરવું હોય અને જગતને સાચી મદદ કરી પોતાની જિંદગીની સાર્થકતા કરવી હોય, તો દરેક મહાત્મા, દરેક સાધુ, દરેક વિદ્વાન તથા દરેક ધનવાનની પહેલી ફરજ એ છે કે, જુદી જુદી રીતે, જુદી જુદી વિદ્યાઓથી, જુદા જુદા દાખલાઓથી અને જુદા જુદા વિચારો, કામો તથા પરિણામોથી લોકોને ખાતરી કરી આપવી કે, ધર્મનું ફળ તુરતજ અને આ ભવમાંજ મળે છે અને જો કદી ફળ મળતાં વાર લાગે તો એમ સમજવું કે, હજી આપણી ભક્તિ એટલી અધૂરી છે; ફળ મળતાં વાર લાગે તેથી એમ તો સમજી શકાય છે, પણ કઈ બાબતમાં, કયે ઠેકાણે અને શા માટે આપણી ભક્તિ અધૂરી રહે છે ? તેનાં કારણો બધાં માણસો પોતાની મેળે જલદીથી સમજી શકતાં નથી, માટે ભક્તિ અધૂરી રહેવાનાં કારણો લોકોને સમજાવવાં એ હરિજનનો મુખ્ય ધર્મ છે. જેમકે:

ઈશ્વરનું ભજન કરવું, પરમાર્થ કરવો અને પાપથી બચવું એ ત્રણે ભક્તિનાં મુખ્ય અંગ છે. એને શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતામાં યજ્ઞ, દાન અને તપ કહેલાં છે અને તે કદી પણ તજાયજ નહિ, એમ હુકમ કરેલો છે. એ ત્રણ અંગમાં જિંદગીનો હેતુ, જિંદગીનું કર્તવ્ય, જગતના સૌ ધર્મોનું તત્ત્વ, સ્વર્ગ અને મોક્ષ સુધીની બાબત આવી જાય છે. આમ હોવાથી ધર્મની અંદરની તથા બહારની જુદી જુદી સેંકડો જાતની ક્રિયાઓ અનેક પ્રકારના વિધિનિષેધો, જગતનાં બધાં શાસ્ત્રોના અર્થ અને જૂના તથા નવા સૌ મહાત્માના ઉપદેશનો સાર, એ બધું ઉપલી ત્રણ મુખ્ય ફરજોમાં સમાઈ જાય છે. માટે ધર્મનાં એ ત્રણ મુખ્ય અંગ-

માંથી આપણામાં કયું અંગ અધૂરું છે એ તપાસવું ને તે અધૂરા-પણું દૂર કરવાના ઉપાય કરવા, એ દરેક હરિજનનું કામ છે. એ ત્રણે અંગ જ્યારે બરાબર રીતે પળાતાં હોય, ત્યારેજ પ્રત્યક્ષ રીતે ભક્તિનાં મોટાં ફળ મળે છે અને જો તેમાં કાંઇ અપૂર્ણતા હોય તો ભક્તિ એટલી અધૂરી રહી જાય છે; તેથી ચોખ્ખું ફળ દેખાતું નથી અને સીધી રીતે ચોખે ચોખો લાભ દેખાય નહિ, ત્યાંસુધી સ્વભાવથીજ સ્વાર્થવૃત્તિવાળાં માણસોની જેવી જોઇએ તેવી ધર્મમાં શ્રદ્ધા બેસી શકતી નથી અને જ્યાંસુધી ધર્મનાં બધાં અંગો બરોબર રીતે ન પળાય, ત્યાંસુધી તરતજ મોટા લાભ પણ મેળવી શકાતા નથી. માટે એ અંગો પાળવામાં આપણે કેવી રીતે અને કયે ઠેકાણે ભૂલ કરીએ છીએ તે બરાબર સમજવું જોઇએ. જેમકેઃ—

કોઇ માણસ બહુ ઉદાર હોય છે, ધર્મના કામમાં છૂટથી પૈસા ફેંકે રાખે છે, ગરીબોને માટે મરી પડે છે અને પોતાનાં અંગત સુખોને બાજુએ મૂકી પરમાર્થમાંજ જિંદગી ગાળે છે; પણ તેમ છતાં તેઓનાં પાપ છૂટેલાં હોતાં નથી, તેથી એક બાજુ એટલો પરમાર્થ કરે છે ને બીજી બાજુ વેપારમાં ઘાલમેલ કરે છે, વિષય-વાસનામાં મન દોડાવ્યા કરે છે, બીજાથી સારા ગણાવાનું અભિમાન તેમના અંતરમાં ખૂંચી ગયેલું હોય છે અને માન મેળવવાની વા-સના મોતની છેલ્લી ઘડી સુધી પણ તેમનાથી છોડી શકાતી નથી. આમ થવાથી ભક્તિમાં તપનું અંગ અધૂરું રહી જાય છે; તેથી બહુ મોટો પરમાર્થ કર્યા છતાં તેનું જેવું જોઇએ તેવું મોટું ફળ સીધી રીતે દેખી શકાતું નથી.

કેટલાંક માણુસો ઇશ્વરભજન ને સેવાસ્મરણ બહુજ કરે છે. એમાંજ પોતાનો બધો વખત ગાળે છે, એ માટે બહુ મહેનત કરે છે, એ માટે બહુ ખરચ કરે છે અને એ ઉપરજ પોતાની જિંદગી ગાળે છે; છતાં પણ પરમાર્થની બાબતમાં તેઓ એવા સૂકા હોય છે અને લોકોનાં કલ્યાણના માર્ગમાંથી ખસી જઇ પોતાનાં ભાઈ-બહેનોનો એવો ખુલ્લો તિરસ્કાર કરે છે કે, એ જોઇને કોઇ પણ સારા માણુસને દિલગીરી લાગ્યા વિના રહે નહિ. આમ હોવાથી ભજનનું અંગ બહુ પાળવા છતાં પરમાર્થની ખામીને લીધે તેઓની ભક્તિ અધૂરી રહી જાય છે, તેથી ધર્મનાં મોટાં ફળો તે-ઓને પ્રત્યક્ષ રીતે મળી શકતાં નથી.

કેટલાંક માણુસો ઘણી જાતનાં પાપથી બહુજ બચેલાં હોય

છે અને શરીરને કષ્ટ આપી મન તથા ઇન્દ્રિયોને કેટલીક બાબતમાં વશ કરેલાં હોય છે, વિષયવાસના તેઓએ છોડી દીધેલી હોય છે, લોભને લાત મારેલી હોય છે, સંન્યાસ લઇ લીધેલો હોય છે, જંગલમાં જઇને એકાંતમાં બેઠેલાં હોય છે અને ઇશ્વરનું ભજન પણ કરે છે, પણ જગતના કલ્યાણની બાબતમાં પોતાની લાગણીઓને એવી સૂકી ટાટ કરી મૂકે છે કે, એ તો જાણે જાનવરો કરતાં પણ ભૂંડા! એક બાજુએ ઘણી જાતનું તપ ને બીજી બાજુએ તેટલોજ ક્રોધ અને એક બાજુએ ભજન ને બીજી બાજુએ મનુષ્યજાતનો તિરસ્કાર! અરે ભાઇઓ, જરા વિચાર તો કરો! આપણી આવી ભક્તિ તે કેવી રીતે સફળ થાય? આપણને જે જાતના ગુરુ ને જે જાતના સંજોગ મળ્યા હોય તથા જે જાતનું કુદરતી વલણ હોય, તે એક અંગ તરફ આપણે ઝૂકી પડીએ છીએ અને તે એક અંગમાંજ સર્વસ્વ માનીએ છીએ; એટલુંજ નહિ પણ જો બીજી બાબતોમાં ધ્યાન આપીશું, તો આપણી ભક્તિ ઢીલી પડી જશે, એમ સમજીને ધર્મનાં બીજાં અંગો તરફ ખાસ ચાહીને બેદરકારી રાખીએ છીએ; તેથી જે તે એક અંગમાંજ રહી જઇએ છીએ, એટલે આપણી ભક્તિ અધૂરી રહી જાય છે અને અધૂરી ભક્તિ પૂરું ફળ ન આપી શકે એમાં કાંઇ નવાઇ નથી. માટે ભાઇઓ! ધર્મ ઉપર લોકોનો વિશ્વાસ બેસાડવા સારુ ધર્મનાં ફળો તુરતજ મળે છે, એમ સૌની ખાતરી કરી આપો અને આપણી ભક્તિ ફળીભૂત થઇ નથી, તેનાં કારણો સમજાવી સર્વ અંગે પૂર્ણ ભક્તિ થાય એમ કરવાની તજવીજ કરો. એ ભક્તિ કેવી હોય એને માટે કબીર સાહેબ કહે છે કેઃ—

### દોહરા

શિશ ઉતાર ભૂપર ધરે, ઉપર રાખે પાંવ;
દાસ કબીરા યોં કહે, ઐસા હો તો આવ.
યહ તો ઘર હૈ પ્રેમકા, મારગ અગમ અગાધ;
શિશ કાટ પગતલ ધરે, તબ નિકટ પ્રેમકા સ્વાદ.

## ૩૯—દુનિયામાં ભક્તોની તરફથી પ્રભુના ઘર સુધી પહોંચાડનારાં વગર ભાડાનાં વહાણો ફર્યા કરે છે

જાત્રાઓનાં કેટલાંક સ્થળોમાં જ્યાં મોટી નદીઓ કે સમુદ્રની ખાડીઓ હોય, ત્યાં જાત્રાળુઓને સામે કિનારે પહોંચાડવા માટે

કેટલાક શ્રીમંતો તરફથી ધર્માદાની હોડીઓ ફર્યા કરે છે. એ હોડી-માં બેસવા માટે કોઇની રજા લેવી પડતી નથી, કાંઇ ટિકિટ કે પાસ લેવા પડતા નથી, કાંઇ ભાડું આપવું પડતું નથી અને જો વખત-સર પહોંચીએ તો ખોટી પણ થવું પડતું નથી; તેમજ ત્યાં કોઇની નાતજાત, નામઠામ, કે સારાનરસાપણું પણ જોવાતું નથી. જે માણસ એ હોડીમાં જઇને બેસે તેને સામે પાર ઉતારી આપે છે.

ભાઇઓ! ભાગ્યશાળી શ્રીમંતોને ઘેર તો માત્ર નદી કે ખાડી ઉતારી આપે તેવીજ હોડીઓ હોય છે; પણ ભક્તોને ત્યાં કેવાં મોટાં વહાણો હોય છે એ તમને ખબર છે? એ વહાણ તો આખો સંસારસાગર તારીને છેક મોક્ષધામને કિનારે હરિની હજૂરમાં લઇ જાય છે; છતાં પણ એનું કાંઇ ભાડું પડતું નથી. ઊલટા તેઓ તો બૂમો પાડી પાડીને એમજ કહે છે કે, "ભાઇઓ! ચાલ્યા આવો, ચાલ્યા આવો, ડરો મા, તમારે માટે વહાણ તૈયાર છે, આવી જાઓ, વખત બહુ સારો છે, આવો વખત ફરી ફરી નહિ મળે, અમારે તમારી નાતજાતનું કામ નથી, અમારે તમારા નામઠામની જરૂર નથી, અમારે તમારું સારાનરસાપણું જોવું નથી, અમારે દેશકાળની અડચણ નથી, તમને અમારા વહાણમાં બેસાડીએ, તેમાં અમે કાંઇ તમારી ઉપર ઉપકાર કરતા નથી અને અમે કોઇ પાસે ટિકિટ કે પાસ માગતા નથી; માટે જરાએ બીઓ મા, બે-ફિકરપણે આવીને અમારા ભક્તિના વહાણમાં બેસી જાઓ, એટલે ઈશ્વિરકૃપાથી તમે અનંતકાળના સ્વર્ગમાં પહોંચી શકશો."

ભાઇઓ! જેને ઘેર આવાં વહાણો હોય તે ભક્તોની ઉત્તમ-તા કેટલી બધી હોય એનો ખ્યાલ તો કરો! એ વહાણ તે તેમને ત્યાં ચાલતો સત્સંગ છે, માટે ઈશ્વરના કૃપાપાત્ર એવા મહાન ભક્તોને પ્રેમપૂર્વક નમો, જિગરની લાગણીથી તેમને માન આપો, તમારાથી બની શકે તે જાતની શુદ્ધ અંતઃકરણથી તેઓને મદદ કરો, તમે એ વહાણમાં બેસો અને સંસારસાગર તારનારાં જ્ઞાનભક્તિરૂપી વહાણનો તમારા બંધુઓ લાભ લે એવો તમારી લાગવગનો ઉપયોગ કરો; એટલે એવા મહાન ભક્તોના પ્રતાપે તમારા જીવનની પણ સાર્થકતા થઇ જશે; કારણ કે એવા ઈશ્વરના કૃપાપાત્ર ભક્તોને માટે મહાત્માઓ કહે છે કેઃ–

**દોહરા**

જ્ઞાનભક્તિ વૈરાગ સહિત, સંત સરલ ચિત્ત હોય;

મુક્ત કહે ભવતરનકું, અતિ બડી નૌકા સોય.
સંત બડે પરમારથી, દેત સબનકુ જ્ઞાન;
મુક્ત મિલે જન જાહીકું, તાકો કરત કલ્યાણ.
સબહી દેવતેહી રીઝતે, સબહી તીરથ તેહી પાસ;
મુક્ત કહે જેહી સંત ઉર, શ્રીહરિ કીન નિવાસ.
મેં તિનકે પીછે ફીરું, નેક ન રાખું માન;
મુક્ત કહે શ્રીમુખ કહ્યો, હરિજન મેરે પ્રાણ.
જૈસા મેં પ્રિય સંતકું, ત્યું મોકું પ્રિય સંત;
મુક્ત કહે શ્રીમુખ કહ્યો, મહિમા શ્રી ભગવંત.

## ૪૦–પરમાત્માના ગુણ ગાવાથી વેદનો અભ્યાસ કરવાનું ફળ મળી રહે છે

પ્રાચીન મહાત્માઓએ કહેલું છે કે, વેદનો અભ્યાસ કરવાનું ફળ બહુ મોટું છે, કારણ કે એમાં ઇશ્વિરી જ્ઞાનનાં મૂળતત્ત્વો છે, એમાં પ્રભુપ્રેમનાં મૂળતત્ત્વો છે, એમાં ઈશ્વરની મહાનશકિતઓનાં મૂળતત્ત્વો છે, એમાં જગતની ઉત્પત્તિનાં મૂળતત્ત્વો છે, એમાં પ્રાચીન ઋષિઓની પવિત્રતાનાં મૂળતત્ત્વો છે, એમાં ઈશ્વરની ચમત્કારિક સૃષ્ટિલીલાનાં અદ્‌ભુત વર્ણનો છે, એમાં આત્મિક બળ મેળવવાની કૂંચીઓ છે, એમાં ઈશ્વરની મહાશક્તિઓને વશ કરનારા મંત્રો છે અને એના દરેક શબ્દમાં સત્ય, પવિત્રતા, જ્ઞાન, સ્નેહ, સૌંદર્ય, આકર્ષણ અને આત્મિક બળ ભરેલું છે તથા એના જ્ઞાનથી યુગોના યુગો થયાં અનેક મહાત્માઓ અનંતકાળની શાંતિ પામતા આવ્યા છે, એટલુંજ નહિ પણ પ્રથમ વેદના જ્ઞાનને આધારેજ જગતને બીજું જ્ઞાન મળેલું છે; માટે વેદનો અભ્યાસ કરવાનું શાસ્ત્રોમાં કહ્યું છે, કારણ કે એ અભ્યાસ કરનારને ઉપર કહેલા બધા લાભો મળે છે; તેમજ વેદનું જ્ઞાન પણ જેની કૃપાદૃષ્ટિમાંથી નીકળ્યું છે, એવા જ્ઞાનસ્વરૂપ, આનંદસ્વરૂપ, પૂર્ણસ્વરૂપ, જ્યોતિસ્વરૂપ, મહામંગળકારી મોક્ષદાતા પરમાત્માના ગુણ ગાવાથી વેદ ભણવાનું ફળ મળી રહે છે; કારણ કે વેદોએ પણ પ્રભુના ગુણ ગાવા એજ કામ કરેલું છે. વળી વેદોની ભાષાને જમાનાઓના જમાનાઓ થઇ ગયા, તેથી હાલમાં તેનાં રહસ્યો પુરેપૂરાં સમજાતાં નથી અને વળી ઘણા લોકો તે સહેલાઇથી શીખી

પણ શકતા નથી. માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, પ્રભુના ગુણ ગાનારને વેદનો અભ્યાસ કરવાનું ફળ મળી રહે છે; કારણ કે વેદે જે કામ કરેલું છે, તેજ કામ પ્રભુના ગુણ ગાવાથી પણ થાય છે, માટે અનંત બ્રહ્માંડના નાથના ગુણ ગાવાથી વેદ ભણવાનું ફળ મળી રહે છે. માટે ભાઇઓ! વેદ ભણ્યા વિના વેદનો અભ્યાસ કરવાનું મહાન ફળ મેળવવું હોય, તો સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથના ગુણ ગાઓ, અનંત બ્રહ્માંડના નાથના ગુણ ગાઓ; કારણ કે મહાત્માઓ કહે છે કેઃ—

**દોહરો**

જપ તપ તીરથ જાતરા, જોગ યજ્ઞ વ્રત દાન;
મુક્ત તાહી હોવત સદા, જેહી ઉર શ્રીભગવાન.

## ૪૧–તાર કરનારની પેઠે ભક્તો પણ પ્રભુ પાસે પોતાના સંદેશા મોકલી શકે છે, પણ તારની વિદ્યા નહિ જાણનારને એ વાત ખોટી લાગે છે

એક ભક્ત હતા. તે બહુ શ્રદ્ધાભક્તિવાળા હતા, પાઠપૂજામાં બહુ ધ્યાન આપતા, સેવાસ્મરણમાં જિંદગી ગાળતા, તીર્થયાત્રામાં ફરતા, નહાવાધોવામાં રોકાઈ રહેતા, દેવદર્શનમાં મસ્ત રહેતા અને નિષ્કામવૃત્તિથી રહી ભગવદ્દઇચ્છા પ્રમાણે ખેડચે જતા હતા. એ જોઇને તેની પાડોશમાં રહેતો એક સુધારાવાળો જુવાનિયો બળી મળતો હતો. તેને એમ લાગતું કે, આ બધા શું ઢોંગ? શું આવી રીતે કરવાથી ઇશ્વિર મળતો હશે? તેથી પ્રસંગોપાત્ત તે જરા ચિડાઇ જઇને ભક્તને કહેતો કે, "ભક્ત! આ રમકડાં રમાડ્યા કરવામાં તમારું શું વળશે? આ તો બુદ્ધિનો જમાનો છે કે વિશ્વાસનો? ખોટો વિશ્વાસ રાખી મૂકો તેમાં શું થાય? હું સાકર સાકર કરું તેથી કાંઇ મારા મોઢામાં તો સાકર આવતી નથી, ત્યારે રામ રામ કરવાથી તમારું શું વળશે? મફતના માળાનાં દોરડાં કાં ખેચ્યા કરો? ને બહુ નહાવાધોવામાં વગર મફતના કાં હેરાન થાઓ? એવા ઢોંગસોંગમાં પડ્યા રહેવાથી પ્રભુ નહિ મળે."

આ સાંભળીને તે ભકતે કહ્યું કે, "ભાઇ! તમે એ વસ્તુની કિંમત ન સમજો. તમે ઘણા બહુ ભણ્યા પણ હજી તાર મોકલવાની

વિદ્યા શીખ્યા નથી; એટલે સર્વશક્તિમાન મહાન પ્રભુને સંદેશા કેમ મોકલાય છે એની તમને ખબર નથી, તેથી એમ બોલો છો; પણ મને તો એ બાબતનો અનુભવ છે; માટે તમે જેમ મને વહેમી સમજો છો, તેમ હું તમને મૂર્ખ સમજુ છું; કારણ કે શીખવા જેવી બાબત શીખ્યા વિના તમે તે માટે ખોટો મત બાંધી દો છો ને વિરુદ્ધની ટીકા કરો છો; પણ ભાઈ! જરા ધીરજ રાખીને વિચાર કરો તો સમજી શકાય તેમ છે કે, તાર મોકલવાની વિદ્યા કાંઇ ખોટી નથી. જેમ અમુક જાતનાં સાધનોથી અહીં તાર મોકલી શકાય છે, તેમ બીજી જાતનાં સાધનોથી પ્રભુ પર પણ તાર મોકલી શકાય છે. એમાં તમને નવાઇ શું લાગે છે? તમે એ વાત ન માનો એ તમારું અજ્ઞાનજ ગણાય. એથી કાંઇ એ વિદ્યા ખોટી થઇ જવાની છે? એને માટે મારા અનુભવમાં આવેલો એક દાખલો હું તમને કહું છું, તે સાંભળવા જેવો છે.

"આપણા દેશમાં જ્યારે પ્રથમ તાર શરૂ થયા, ત્યારે ગુજરાતના એક ગામમાં હું તારમાસ્તર હતો. ત્યાં સ્ટેશન ઉપર ભીલ લોકો મજૂરી કરતા હતા. તેમાંથી એક જણે જોયું કે, હું કાંઇ 'ટકટક ટકટક' કરતો હતો ને ઘંટડી વગાડતો હતો, તેથી તેને એમ લાગ્યું કે, નાના બાળકોની પેઠે માસ્તર રમત કર્યા કરે છે ને કાંઇ કામ કરતા નથી. એમ ધારીને પોતાના ભોટપણામાં તેણે મને પૂછ્યું કે, 'માસ્તર સાહેબ! આખો દિવસ ટકટક ટકટક શું કરો છો?' મેં કહ્યું કે, 'મુંબઈ તાર મોકલું છું.' તેણે પૂછ્યું કે, 'તાર એટલે શું?' મેં કહ્યું કે, 'આપણે અહીં બેઠે બેઠે જે કાંઇ કહેવું હોય તે મુંબઇમાં કહી શકીએ તે.' એટલામાં એની મેળે ઘંટ વાગ્યો. તે જોઇને એ ભીલે પૂછ્યું કે, 'તમે તો અહીં બેઠા છો ને એ ઘંટ કોણે વગાડ્યો?' મેં કહ્યું કે, 'મુંબઈના તારમાસ્તરે એ ઘંટ વગાડ્યો.' એ સાંભળીને તે ભીલ ખડખડ હસી પડ્યો. તેને લાગ્યું કે, આ બધો ઢોંગ છે ને માસ્તર મારી મશ્કરી કરે છે અથવા તો તે ગાંડો થઇ ગયો છે; કારણ કે મુંબઈમાં ઘંટ વગાડે તે કાંઇ અહીં નર્મદાકિનારે સંભળાય? ને અહીંથી કાંઇ મુંબઈમાં વાતો થાય? મોટું ખેતર હોય તો એક શેઢાની વાત બીજે શેઢે પણ સંભળાય નહિ ને આ કહે છે કે, હું મુંબઈના માસ્તર સાથે વાત કરું છું! બીજું કાંઇ નહિ, એને ભૂત વળગ્યું છે, તેથી બિચારાની ડાગળી ચસકી ગઇ છે; એમ ધારીને પોતાની જાતવાળા બીજા મજૂરો પાસે જઇને તેણે કહ્યું કે,

"ઉકલા ! કાંઇક ઓહડ લાવ્ય, આપણો માહતર ગાંડો થી ગયો. ઇહીં બેઠા બેઠા ખટખટ કરે ને કેય મુંબીનાં માણહોથી વાત કરું. એની પાંહે કોઇ માણહ નોતું ને આફ્ડી આફ્ડી ઘંટડી વાગી. મેં પૂસ્યું કે, કાંઉ થીયું ? તે કે, એ તો મુંબીના માહતરે વગાડી. એને કાંઇ ભૂતબૂત વળગ્યું હોહે. નીં તો ઇમ કાં બોલે ? આપણે મરસાંનો ધૂપબૂપ કરી ડાકલાં વગાડી મેલડીઆઇને તેડી ભૂતને ભગાડીએ, નીં તો બિસારાની ડાગળી ચહકી જાહે."

આ સાંભળીને તેઓમાંથી તારખાતાના જૂના માણસે કહ્યું કે, "માસ્તરની વાત સાચી છે. આપણે નથી સમજતા તો શું થયું ? પણ અંગ્રેજોએ તાર મોકલવાની યુક્તિ કાઢી છે. આ તો મુંબઇ સુધી તાર મોકલે છે, પણ મુંબઈવાળો તો વિલાત સુધી તાર મોકલે છે." આવી આવી ઘણીએ વાતો થઇ, પણ જૂના વિચારના એ બુઢ્ઢા ભીલના મનનું સમાધાન થયું નહિ. તે તો બધાને મૂર્ખ સમજવા લાગ્યો ને એમજ કહેતો કે, "અહીં બેઠે ટકટક કરીએ તેમાં કાંઇ મુંબઈ ખબર જાય ? એ તો બધા પૈસા ધૂતવાના ટોપીવાળાના ઢોંગ છે. એનું રાજ એટલે જેમ ભમાવે તેમ લોકો ભમે છે; પણ હું એ તારબા-રની વાત માનવાનો નથી. અંતે છેવટ સુધી તેણે એ વાત માની નહિ."

આ દાખલો આપીને તે ભક્તે એ સુધારાવાળાને કહ્યું કે, "મિસ્ટર ! માફ કરજો; પણ તમે એ ભીલના જેવાજ છો. અમારી માળાનાં લાકડાંના પારામાંથી સ્વર્ગના તારાઓ બની જાય છે, એ વાત તમે સમજી શકો નહિ. અમારી માળાના દોરાઓથી સ્વર્ગ સુધીની સીધી સીડી બંધાય છે તે તમે જોઇ શકો નહિ. તમે જેને રમકડાં કહો છો, તે ભાવના કેળવવાનાં સાધનોથી અમારા હૃદયમાં ઇશ્વરનો કેવો પ્રત્યક્ષ વાસ થાય છે, તે તમે જોઇ શકો નહિ. અમા-રો નામસ્મરણનો તાર છેક ક્યાં સુધી પહોંચે છે એ તમે કલ્પી શકો નહિ. અમારી સેવાથી જગતમાં કેવો ઈશ્વરી સ્નેહ ફેલાય છે, તે તમે સમજી શકો નહિ અને માળા ફેરવવાથી અમારાં આ-ચરણો કેવાં સુધરે છે એ તમે જાણી શકો નહિ; કારણ કે તમે ઘણુંએ ભણ્યા પણ હજી ઇશ્વરને સંદેશા મોકલવાની વિદ્યા શીખ્યા નથી. વિશ્વાસ એ કેવી અલૌકિક વસ્તુ છે ? વિચારોનું બળ કેટલું બધું છે ? લાગણીઓમાં શું સત્તા છે ? ઇચ્છાશક્તિ શું વસ્તુ છે ? ભાવનાનું જોર કેટલું બધું છે ? વાસનાની અસર છેક ક્યાં સુધી પહોંચે છે ? અને સંસ્કારો શું શું કરી શકે છે ? એ તમે જાણતા

નથી, માટે એમ કહો છો કે, રામ રામ કરવામાં શું વળે ? પણ અમે તો એમજ સમજ્યા છીએ કે, જે કાંઇ સારમાં સાર છે તે સર્વ ઇશ્વિરસ્મરણમાંજ છે. સ્મરણથીજ ગરીબ માણસો મહાત્મા થઇ શક્યા છે, સ્મરણથીજ ભક્તો રિદ્ધિસિદ્ધિ મેળવી શક્યા છે, સ્મરણથીજ ધર્મો ટકી રહ્યા છે અને સ્મરણથીજ નરના નારાયણ થઇ શકાય છે; માટે અમારે તો પરમ કૃપાળુ પરમાત્માનું પવિત્ર નામસ્મરણ એજ મોક્ષધામ સુધીનો સાચો તાર છે. એથી અમારી ભાવનાઓને અમે પ્રભુ પાસે મોકલી શકીએ છીએ, એથી પ્રભુને અમારા અંતરમાં લાવી શકીએ છીએ અને એથી પ્રભુમય થઇ અંતે પ્રભુ પાસે જઇ શકીએ છીએ. માટે જો તમારે તમારાં આચરણો સુધારવાં હોય, જિંદગીની સાર્થકતા કરવી હોય, આત્માનું કલ્યાણ કરવું હોય, પ્રભુના વહાલા થવું હોય અને અનંતકાળનાં મોક્ષધામનાં સુખ મેળવવાં હોય, તો બહારની વાતોમાં ને મગજની ફિલસૂફીમાંજ નહિ રહી જતાં, અંતરમાંથી પ્રભુ ઉપર તાર મોકલતાં શીખો, પ્રભુ ઉપર તાર મોકલતાં શીખો.

## ૪૨–પ્રભુજ સૌથી વહાલો ને મોટો છે, માટે તેને સારામાં સારી વસ્તુઓ અર્પણ કરવી જોઇએ

આખી દુનિયાના દરેક જાતના લોકોમાં પોતપોતાની શક્તિ પ્રમાણે, પોતાના સંબંધ પ્રમાણે અને દેશ તથા કુળના રિવાજ પ્રમાણે અરસપરસમાં ભેટસોગાદ આપવાની રીતિ છે; કારણ કે ભેટ આપવી એ સ્નેહની નિશાની છે અને તે આપનારની લાયકી છે. આમ હોવાથી આપણે જ્યારે બહારગામ જઇએ છીએ અને ત્યાં કોઇ સારી કે નવી ચીજો જોઇએ છીએ, ત્યારે તે આપણાં વહાલાંઓ સારુ લઇ જવાનું આપણને મન થઇ જાય છે. એ વખતે વિદ્વાનો વિદ્યાની ચીજો પસંદ કરે છે, શ્રીમંતો દાગીનાઓ, રમકડાંઓ ને ઘોડા કે કૂતરાં પસંદ કરે છે, વ્યવહારચતુર સાધારણ સ્થિતિનાં માણસો ઘરસંસારમાં ઉપયોગી થાય તેવી વસ્તુઓ પસંદ કરે છે, ગરીબો ખાવાપીવાની વસ્તુઓ પસંદ કરે છે અને ભક્તો ભક્તિને મદદ કરનારી વસ્તુઓ પસંદ કરે છે. આ બધું માત્ર પોતાને માટેજ નહિ પણ તેમાંનું ઘણુંખરું પોતાનાં સ્નેહીઓને માટે હોય છે; કારણ કે એવી રીતે સ્નેહનો બદલો આપ્યા વિના માણસોના

મનને શાંતિ વળતી નથી. માણસોના મનમાં કુદરતી રીતેજ આવી લાગણી હોવાને લીધે તેને પોતાનાં સગાંઓ, દોસ્તો તથા બીજાઓની તરફ ખેંચાવું પડે છે. એ ખેંચાણને લીધેજ આપણે સ્ત્રીઓ સારુ ઊંચી ઊંચી કિંમતની સાડીઓ ને ફેશનેબલ બંગડીઓ લઈએ છીએ, છોકરાંઓ સારુ ચકચકિત પોશાકો ને સુંદર રમકડાંઓ લઈએ છીએ, દોસ્તો સારુ સૌ સૌના શોખ પ્રમાણે ને સ્થિતિ પ્રમાણે નવી નવી વસ્તુઓ ખરીદીએ છીએ અને શેઠ, ચાકરો તથા આજુબાજુના લોકોને પણ તેઓના ને આપણા સ્નેહના પ્રમાણમાં આપણે ભેટસોગાદ આપીએ છીએ અને એ આપેલું કાંઇ વ્યર્થ જતું નથી. આપણે વેંત નમ્યા હોઇએ ત્યારે સામેનાં લાયક માણસો હાથ નમે છે અને આપણે એક તસુ ભલું કરેલું હોય, તો સામેનાં લાગણીવાળા માણસો તેનું એક ગજ કરી બતાવે છે. તમારી બાયડીને તેને મનગમતી નવી સાડી ભેટ લઇ આપો અને પછી જુઓ કે, તેનો આનંદ તથા તમારી ઉપરનું તેનું હેત કેટલું બધું વધી જાય છે? છોકરાંઓને તેનાં મનગમતાં રમકડાં કે સારું સારું ખાવાનું લઇ આપો અને પછી તે તમારી સાથે કેવાં જલદી હળી જાય છે ને કેવાં ગેલ કરે છે, તે જુઓ. અમલદારોને ઘેર નાતાલનું ફ્રૂટ મોકલો અને પછી તમારી ઉપર તેઓની મહેરબાની કેવી વધી જાય છે તે જુઓ અને નોકરોને દિવાળીની બોણી આપો અને પછી જુઓ કે, તમારા કામ માટે તે કેટલી બધી કાળજી રાખે છે! ભાઇઓ! ભેટમાં આવું જાદુ છે, માટે આપણે આપણાં સંબંધીઓને ભેટ આપવા સારુ સારી સારી વસ્તુઓ પસંદ કરીએ છીએ.

હવે વિચાર કરો કે, જ્યારે આપણાં સગાંવહાલાંઓ માટે આપણે આટલું બધું કરીએ છીએ અને ઊંચી જાતની સારી સારી વસ્તુઓ પસંદ કરીએ છીએ, ત્યારે જે મોટામાં મોટો છે, ભલામાં ભલો છે અને વહાલામાં વહાલો છે; જેણે આપણને જીવન આપ્યું છે, જે હાલમાં આપણને સુખનાં સાધનો આપી રહ્યો છે, આપણી દોરી જેના હાથમાં છે, આપણું મોત સુધારવું જેના અખત્યારમાં છે અને જે સ્વર્ગનો કર્તા તથા મોક્ષધામનો માલિક છે, તે અનંત બ્રહ્માંડના નાથ સર્વશક્તિમાન પરમકૃપાળુ પવિત્ર પિતા પરમાત્માને આપણે કેટલી બધી ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ ભેટ આપવી જોઇએ, એ ખ્યાલ તો કરો! પ્રભુને આપવા જેવી ઉત્તમ

વસ્તુઓ આપણી પાસે બીજી કઇ હોય ? માટે ભાઇઓ ! આપણાં સર્વ શુભ કર્મો તેને અર્પણ કરો, એટલે તે એકનાં અનંતગણાં થઇ પડશે. એમ કરવામાં કાંઇ ખાસ ખરચ કરવું પડતું નથી, કાંઇ ખાસ મહેનત કરવી પડતી નથી, કાંઇ ખાસ વખત જતો નથી કે કાંઇ ખાસ અદ્ભુત ક્રિયાઓ કરવી પડતી નથી. માત્ર મહાન ઈશ્વરનો અખૂટ મહિમા જાણી તેનું શરણુ ધરી તેની ઇચ્છાનો ત્યાગ કરવો અને પ્રભુપ્રીત્યર્થં કર્મો કરવાં તેનુંજ નામ બ્રહ્માર્પણુ છે; અને આપણી તરફની તેજ ભેટ ઈશ્વર કબૂલ રાખી શકે તેમ છે; માટે એકનાં અનંતગણાં ફળ થવા સારુ તમારાં સર્વ શુભ કર્મો મહાન ઈશ્વરને અર્પણુ કરો.

---

## ૪૩–જેના ઘરમાં સોનાની ખાણુ નીકળી પડે, તે સોનું ખોદવું મૂકીને બીજું કામ ન કરે, તેમ જેના અંતરમાં પ્રભુપ્રેમ આવી જાય, તે પ્રભુને છોડીને બીજી કૂટ શું કરવા કરે ?

થોડાં વરસ ઉપર અમેરિકામાં એક ગરીબ ખેડૂતના ખેતરમાં સોનાની ખાણુ નીકળી આવી, તેથી તે પોતાનો બધો વખત સોનું મેળવવામાં કાઢવા લાગ્યો; એટલુંજ નહિ પણુ પોતાનાં સગાંવહાલાંઓને પણુ રાતદહાડો એજ કામમાં રોકવા લાગ્યો. એ જોઇને થોડા દિવસ સુધી તેના એક આગલા દોસ્તે કહ્યું કે, “ અરે, ભલા માણુસ ! તું તે છેક આવો કેમ થઇ ગયો ? તારાં ઢોરની દરકાર કરતો નથી, તારા માલની સંભાળ લેતો નથી, તારાં ખેતરો રેઢાં પડેલાં છે, ખાવાપીવાનો પણુ તારો ઢંગધડો નથી, જૂના દોસ્તોને મળવા જતો નથી, ચોરામાં ગામગપાટા સાંભળવા આવતો નથી, મંદિરમાં કથા સાંભળવા આવતો નથી, સાંજે ફરવા નીકળતો નથી, રજાના દિવસોમાં પણુ રમતગમતમાં ભાગ લેતો નથી, ચા પીવા આવતો નથી, બીડી મંગાવતો નથી અને ઘરનું પણુ ભાન રાખતો નથી. આ તે તને થઈ શું ગયું ?” ત્યારે તે ખેડૂતે કહ્યું કે, “ભાઈ ! શું થઈ ગયું એ કાંઇ વાતજ ન પૂછ, મારું તો નસીબજ ખૂલી ગયું છે. મારા ખેતરમાંથી સોનાની ખાણુ મળી ગઇ છે, તેથી આખો દિવસ હું તો સોનું કાઢવામાંજ મંડ્યો રહું છું. સોનું મેળવવું છોડીને હવે તે બીજી કૂટ હું શું કરવા કરું ?

પ્રથમ જે કાંઈ કરતો તે બધું સુખ મેળવવા સારુંજ કરતો; એ સુખ તો મને મારા ખેતરમાંથીજ મળી ગયું, એટલે હવે ઘરની સેનાની ખાણુ છોડીને ગામનો કચરો ભેળો કરવા તે હું શું કરવા જાઉં ? એ તો જ્યાંસુધી આ દોલત મળી નહોતી ત્યાંસુધીજ ફાંફાં મારી લીધાં; હવે શું છે ? હવે હું કાંઇ ગાંડો છું કે, સોનાની ખાણુ મૂકીને ઘોડાની લાદ ઉપાડવા જાઉં કે કૂતરાં રમાડવા બેસું ? ભાઈ ! એ વખત તો ગયો; કારણુ કે ત્યારે હું એક ગરીબ ખેડૂત હતો, પણુ હવે તો હું એક સોનાની ખાણુનો માલિક છું; માટે જો તારી ઇચ્છા હોય તો તું પણુ ગામગપાટા ને બીડીતમાકુ છોડી સોનાની ખાણુમાં કામ કરવા આવી જા. તારી મહેનત પ્રમાણે તને પણુ મળી રહેશે. મારો દોસ્ત થઇને હવે બળદિયાનાં પૂછડાં મરડવામાં શું પડયો રહે છે ? હવે તો સોનું મેળવતાં શીખ, અમારો અનુભવ જોયા છતાં પણુ શું એટલું નહિ બની શકે ? માટે હમણુાંથી સોનાની ખાણુમાં કામે લાગી જા અને પછી તેની મજા જો. ”

ભાઇઓ ! એ ખેડૂતના ખેતરમાં જેમ સોનાની ખાણુ મળી જવાથી તે પોતાનો બધો વખત સોનું મેળવવામાંજ ગાળતો હતો, તેમજ જે ભક્તોને મહાન પ્રભુના પવિત્ર નામની તાળી લાગી જાય છે, જે હરિજનોને રામનામની લહે લાગી જાય છે, જે જ્ઞાનીઓને ઈશ્વરનો મહિમા સમજાઇ જાય છે અને જે કૃપાપાત્રોના હૃદયમાં ભગવદાવેશ ભરાઇ જાય છે, તેઓ પણુ આખો દિવસ નમ્રતાપૂર્વક માથાં ઝુકાવી પ્રભુપ્રેમમાં લદબદ થઇને ગદ્ગદિત સ્વરે સ્તુતિઓ કર્યા કરે છે. એમાં તેઓને એટલો બધો આનંદ થાય છે કે, એ આનંદને છોડીને પછી બીજી કોઇ પણુ વસ્તુ તેઓને ગમતી નથી, તેથી મહાન ભક્તોનાં તન, મન, ધન, વચન, કર્મ, બુદ્ધિ અને જીવાત્મા એ સર્વ પરમકૃપાળુ પરમાત્મામાંજ જોડાયેલાં રહે છે. પ્રભુને છોડીને બીજે કોઇ પણુ ઠેકાણે તેઓની વૃત્તિ જતી નથી; કારણુ કે જેમ ગરીબ માણુસને સોનાની ખાણુ મળી જાય, ત્યારે સોનું મેળવવા સિવાય બીજું કાંઇ પણુ કામ તેને સૂઝે નહિ, તેમજ ભક્તોનાં હૃદયમાં જ્યારે સર્વશક્તિમાન પરમાત્મા પોતે પધારે છે, ત્યારે એ અલભ્ય લાભ છોડીને, એ અલૌકિક આનંદ છોડીને, એ પરમ પવિત્રતા છોડીને, એ મહાઅદ્ભુત શક્તિ છોડીને, એ અમૃતનો મહાસાગર છોડીને અને એ અખંડ સચ્ચિદાનંદનો આનંદ છોડીને જગતની કૂથલીમાં પડવું ગમતું નથી.

જેઓને એવો સાચો આનંદ મળી ગયો હોય, તેઓ પછી માયામાં શા માટે વલખાં માર્યા કરે? તેઓ મારીતારીમાં શા માટે પડ્યા રહે? અને તેઓ બહારનાં બીજા ખોટાં બંધનેમાં શા માટે બંધાઇ રહે? તેઓ તો માથાં ઝૂકેલાં છતાં મસ્ત થઇને મહાઆનંદમાંજ મહાલ્યા કરે છે. એવો અલૌકિક અખંડ આનંદ મળી જવાથીજ ભગવદ્દમય થયેલા ભક્ત નરસિંહ મહેતા, તુકારામ, સુરદાસ, મીરાંબાઇ વગેરેએ જગતની જંજાળોને લાત મારી હતી અને પોતાને જે રસ મળ્યો હતો, તે રસમાં લીન થઇ બીજાંઓને તે રસ ચખાડવામાંજ તેઓએ પોતાની જિંદગી ગાળી હતી; કારણ કે જેના અંતરમાં પ્રભુપ્રેમ આવી જાય તે સર્વશક્તિમાન પ્રભુને છોડીને પછી બીજી કૂટ શું કરવા કરે? માટે ભાઇઓ! જગતનાં દુ:ખોમાંથી છૂટવું હોય અને સાચા સોનાની ખાણ મેળવવી હોય, તો તમારા અંતરમાં પ્રભુને શોધો એટલે એ ખેડૂતને જેમ પોતાના ખેતરમાંથી સોનાની ખાણ મળી આવી, તેમ તમોને તમારા અંતરમાંથી પ્રભુ મળી આવશે.

**દોહરો**

મેં જાણ્યું હરિ દૂર હય, હરિ હય હૃદયામાંહી;
આડી માટી કપટકી, તાસે દીસત નાહી.
જો કારન જગ ઢૂંઢીયો, સો તો ઘટહી માંહી;
પરદા દીયા ભરમકા, તાતે સૂઝત નાહી.
જ્યોં નૈનનમેં પૂતલી, ત્યોં માલિક ઘટમાંહી;
મૂરખ લોક ન જાનહીં, બાહર ઢૂંઢત જાહીં.
જ્યોં તીલમેં તેલ હૈ, જ્યોં ચકમકમેં આગ;
તેરા પ્રીતમ તુજમેં, જાગ સકે તો જાગ.
પુષ્પ મધ્યે જ્યોં બાસ હૈ, વ્યાપ રહા સબ માંહી;
અંતરમાંહી પાઇએ, ઔર કહાં કુછ નાહી.

---

## ૪૪–ધર્મના ફળ તરતજ મળે છે, પણ તે આપણે સમજી શકતા નથી તેનાં કારણો

એક મંદિરમાં બેઠા બેઠા કેટલાક હરિજનો ધર્મની વાતો કરતા હતા, તેમાંથી કોઇએ કહ્યું કે, "અમે બહુ ભક્તિ કરીએ છીએ, પણ તેનું જેવું જોઇએ તેવું કાંઇ ફળ દેખાતું નથી." એ સાંભળી-

ને બીજાએ કહ્યું કે, "એમાં ભક્તિનો વાંક નથી. જમાનો બદલાઇ ગયો એટલે એમજ થાય. પ્રત્યક્ષ ફળ મળતાં એ તો સતયુગમાં. હવે તો કળિયુગ ચાલે છે, માટે આવતા ભવમાં ફળ મળે." ત્યારે ત્રીજાએ કહ્યું કે, "એમ તે ક્યાંય હોય? આવતા ભવમાં ફળ મળે એ ભક્તિ શું કામની? એવો વિશ્વાસ કોઈ રાખી શકે નહિ. હાલ તો રોકડિયો જમાનો છે. બધી બાબતમાં રોકડું; ક્યાંય ઉધારની વાતજ ન મળે. ત્રણ દોઢિયાનું પોસ્ટકાર્ડ લેવા જાઓ તોપણ તે રોકડેથી, ટ્રામની ટિકિટ લો તોપણ તે રોકડાં નાણાં, તાર મૂકવા જાઓ તોપણ પૈસા અગાઉથી, રેલવેની કે આગબોટની ટિકિટ લો તોપણ પૈસા અગાઉથી જોઇએ ને તે પણ રોકડા, ખાતે માંડવાની વાત નહિ. કાંઈ માલ લાવો તો જકાત અગાઉથી, પછી માલ જ્યારે વેચાય ત્યારે ખરો. છોકરાંને નિશાળે બેસાડો તો ફી એક મહિનાની અગાઉથીજ આપવી જોઇએ, પછી ભલે ગમે તો છોકરો ભણવા જાય ને ગમે તો ન જાય. ઓરડી ભાડે લેવા જાઓ તો અગાઉથી ડિપોઝિટ નાણાં આપવાં જોઇએ અને કોર્ટમાં કેસ લડવા જાઓ તો ત્યાં પરિણામ ગમે તો તમારા લાભમાં આવે ને ગમે તો વિરુદ્ધમાં આવે, પણ લવાજમ અગાઉથીજ ભરવું જોઇએ. અંગ્રેજ સરકારના રાજ્યમાં ક્યાંય ઉધારની વાતજ ન મળે ને જે ઉધાર રાખે તે બેદરકાર માણસોનાં તો સાચાં નાણાં પણ થોડા વરસમાં કાયદા પ્રમાણે ખોટાં થઈ જાય. હવે જરા વિચાર તો કરો કે, પોતાને માથે કરજ કરીને પ્રજા પાસેથી વ્યાજે નાણાં લેનાર અંગ્રેજના રાજ્યમાં રોકડું ને લક્ષ્મીના પતિ સર્વશક્તિમાન ઈશ્વરના રાજ્યમાં ઉધાર? એમ તે ક્યાંય હોય?" ત્યારે કોઇએ કહ્યું કે, "અંગ્રેજી રાજ્ય દયાળુ છે, ન્યાયી છે, પ્રતાપી છે અને ડહાપણભરેલું છે, માટે તેમાં તો બધું રોકડુંજ હોય; પણ ધર્મ તો પાંગળો છે, એને તો કોઇ ચલાવે ત્યારે તે ચાલી શકે, માટે તેમાં તો એમજ હોય. એમાં તો રોકડું ક્યાંથી હોય? એનાં ફળ તો ધીરે ધીરે મળે."

એ સાંભળીને પેલાએ કહ્યું કે, "અરે, હાય હાય! આ તમે શું બોલો છો? એમ તે ક્યાંય હોય? હરિજનોથી કાંઇ ધર્મને પાંગળો કહેવાય? ધર્મને પાંગળો કહેવો એ તો ઈશ્વરનું મોટામાં મોટું અપમાન કરવા બરાબર છે; કારણ કે આપણાં શાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે કહ્યું છે કે, ધર્મનું બળ ચૌદ લોક કરતાં મોટું છે. ધર્મનો પ્રકાશ અનંત બ્રહ્માંડોને પ્રકાશિત કરી રહ્યો છે, ધર્મ વડે

આ જગત ટકી રહ્યું છે, ધર્મ વડે દેવો દેવપણાને પામેલા છે, ધર્મ વડે મનુષ્યો મોક્ષ પામી શકે છે, ધર્મ વડે આત્માપરમાત્માની એકતા થઇ શકે છે, મનુષ્યજન્મની સાર્થકતા કરનારાં સારામાં સારાં સાધન જે કર્મ, ઉપાસના ને જ્ઞાન છે તે પણ ધર્મનાં અંગ છે. વેદ પોતે ધર્મના ગુણો ગાઇ રહ્યા છે અને ધર્મના રક્ષણ માટે નિરંજન, નિરાકાર, અગમ્ય, અખંડ, અલક્ષ્ય, અવિનાશી, અજર, અમર, અવ્યક્ત, કૂટસ્થ, અનંત, સર્વવ્યાપી, સર્વાધાર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડના નાથ પરમાત્માએ અનેક વાર અવતાર લીધેલા છે; એટલુંજ નહિ પણ આનંદસ્વરૂપ ઈશ્વર પોતે ધર્મનું સ્વરૂપ છે. આવા મહાપ્રતાપી ધર્મને પાંગળો સમજવો એ સમજનારની નાલાયકી છે અને આવો ઐશ્વર્યવાળો ભાગ્યશાળી ધર્મ પોતાની સેવાનું ફળ તુરત આપતો નથી પણ ઉધાર રાખે છે, એમ સમજવું એ ધર્મનું ખુલ્લું અપમાન છે અને ધર્મ ઇશ્વરનું રૂપ હોવાથી ધર્મનું અપમાન એ ઈશ્વરનું અપમાન છે; કારણ કે શાસ્ત્રમાં પોકારી પોકારીને પ્રભુએ પોતે કહેલું છે કે, ધર્મનું ફળ કદી પણ ફોગટ જતું નથી; એટલુંજ નહિ પણ એકનું દશગણું, સોગણું, હજારગણું, લાખગણું અને અનંતગણું થઇને મળે છે અને તે પણ ઉધાર નહિ પણ તરતજ કામ કર્યા પહેલાં વિચાર કરવાની સાથેજ ફળ મળતું જાય છે. જો એમ ન હોય તો ધર્મની મોટાઇ શી? અને જો એમ તરતજ ફળ ન મળતું હોય તો ધર્મને માને કોણ? જેમ ભોજનના દરેક કોળિયામાં ભૂખ મટાડવાની શક્તિ છે, બળ છે, આનંદ છે અને તૃપ્તિ છે; તેમ ધર્મના દરેક કામમાં તથા દરેક વિચારમાં ઇશ્વરની કૃપા છે, માનસિક બળ છે, ઇશ્વરી રસ્તામાં આગળ વધવાપણું છે, ઉચ્ચ ભાવના છે, અંતરની પવિત્રતા છે, પોતાના સ્વાર્થનો કાંઇક ભોગ આપવાનું છે, નવું જીવન મળતું જાય છે અને ધર્મના કોઇ પણ કામથી કે કોઈ પણ વિચારથી એજ વખતે તેના પ્રમાણમાં આત્મિક આનંદ મળતો જાય છે; પણ આપણી લાગણીઓ બહુ કઠોર થઇ ગયેલી છે, બહુ સ્થૂલ થઈ ગયેલી છે, બહુ જડ થઈ ગયેલી છે અને બીજી નકામી બાબતોમાં બહુ દૂર સુધી દોડી ગયેલી છે, એટલે એજ વખતે થતી ધર્મની નાની નાની ભલી અસરો આપણને ખુલ્લી રીતે સમજાતી નથી. બીજું એ કે, મહામંગળકારી, અખંડ આનંદસ્વરૂપ, શાંતિદાતા પરમાત્મા એવો

તો દયાળુ છે કે, આપણે આપણા મનની નબળાઇ પ્રમાણે તેની પાસેથી હલકી હલકી વસ્તુઓ માગીએ છીએ; પણ તે પોતાની મોટાઇને લીધે આપણને ઘણી મોટી વસ્તુઓ આપી દે છે.+ જેમકે આપણે દુનિયાદારીની વસ્તુઓ માગી હોય તેને બદલે તે સ્વર્ગની વસ્તુઓ આપી દે છે, આપણે લૌકિક વસ્તુઓ માગી હોય તેને બદલે તે અલૌકિક વસ્તુઓ આપી દે છે, આપણે ઇન્દ્રિયોનાં સુખ માગ્યાં હોય તેને બદલે તે આત્માનાં સુખો આપી દે છે, આપણે વાસના વધારનારી બાબતો માગી હોય તેને બદલે તે વાસના છોડાવનારી બાબતો આપી દે છે અને આપણે આપણા મનની નબળાઇ પ્રમાણે આપણી હલકી ઇચ્છાઓ પૂરી પાડવાનું માગ્યું હોય તેને બદલે તે જિંદગીની સાર્થકતા કરનારી શક્તિ આપી દે છે.* પણ આપણી લાગણીઓ તથા વૃત્તિઓની જડતાને લીધે જુદાજ રૂપમાં મળેલા તે મોટા લાભોને આપણે સમજી શકતા નથી, તેથી આપણને એમ લાગે છે કે, ધર્મનું ફળ તુરત મળતું નથી; પણ એમ સમજવું એ મોટી ભૂલ થાય છે. માટે ભાઇઓ યાદ રાખજો કેઃ-

ધર્મનું ફળ તુરતજ મળે છે; એટલુંજ નહિ પણ એકનું અનેકગણું થઇને મળે છે; પણ આપણી માગણીઓ કરતાં તે ફળ જુદી જાતનાં હોય છે, જુદી રીતે મળે છે,× બીજાઓ તરફથી મળે છે અને તેની અસરો બીજી જાતની હોય છે; એટલે સ્વાર્થવૃત્તિથી જડ થઇ ગયેલી આપણી લાગણીઓ પ્રત્યક્ષ રીતે એ ફળોને જોઇ શકતી નથી, તેથી આપણને એમ લાગે છે કે, ધર્મનું ફળ તુરત મળતું નથી; પણ ધર્મનું ફળ તુરત મળતું નથી, એમ માનવું એ ધર્મને ઉતારી પાડવા જેવી વાત છે, એમ માનવું એ ધર્મ ઉપરના આપણા વિશ્વાસને ઢીલો કરી નાખવા જેવી વાત છે, એમ માનવું એ નાસ્તિકોને ઉત્તેજન આપવા જેવું છે, એમ માનવું એ આપણી નાલાયકી છે અને એમ માનવું એ ધર્મના સ્થાપક, ધર્મના ચલાવનાર, ધર્મનું રક્ષણ કરનાર તથા ધર્મસ્વરૂપ આદિગુરુ

+ એ બાબતનો વધારે ખુલાસો સમજવા સારુ 'સ્વર્ગની કૂંચી'ના દાખલા ૫૭-૧૨૨-૧૩૦-૧૭૫ વાંચી જુઓ.

* એ માટે વધારે ખુલાસો જાણવો હોય તો 'સ્વર્ગના વિમાન'ના દાખલા ૨૩૦-૨૩૧-૨૩૨-૨૬૪-૨૬૭-૨૯૮ વાંચી જુઓ.

× એ માટે 'સ્વર્ગના વિમાન'નો દાખલો ૨૭૯ અને ૩૧૩ વાંચી જુઓ.

સર્વશક્તિમાન મહાન ઈશ્વરનું અપમાન કરવા બરોબર છે; કારણ કે બધી જાતનાં ફળનો દાતા દયાળુ ઈશ્વર છે અને તે પોતેજ ધર્મનું સ્વરૂપ છે; માટે બીજી બધી બાબતો કરતાં ધર્મનું ફળ સૌથી પહેલું મળી શકે છે. અરે! જરા વિચાર તો કરો કેઃ–

આપણા ઘર પાસે કાંઈ ઝાડ વાવીએ અને તેની સેવા કરીએ, એટલે કે ખાતર, પાણી, વાડ વગેરેથી તેનું રક્ષણ કરીએ, તો તે પણ આપણને તુરતજ ફાયદો કરે છે; જેમકે છાંયો મળે છે, આંખોને ઠંડક મળે છે, તાજી હવા મળે છે, તંદુરસ્તીને ફાયદો થાય છે, પશુપક્ષીઓને વિસામાની જગ્યા મળે છે, ઘર શોભાવાળું લાગે છે અને ડાળ, પાંદડાં, છાલ, ફૂલ, મૂળ, વગેરે દવાના કામમાં આવ્યા કરે છે; જો કે સ્વાદિષ્ટ મીઠાં ફળ તો પાછળથી મોસમ વખતે મળે છે, પણ આવા આવા કાંઈ કાંઈ લાભ તો હમેશાં થયા કરે છે. તેમજ દેવપણું, સ્વર્ગ અને મોક્ષ વગેરે આત્માની સાથે સંબંધ રાખનારાં ધર્મનાં મોટાં ફળો મોસમ વખતે એટલે કે મરી ગયા પછી મળે એ જુદી વાત છે; પણ ધર્મના સામાન્ય લાભ તો ધર્મ પાળનારને આ જિંદગીમાંજ મળવા જોઇએ; કારણ કે રાજાની નોકરી કરનારને જેમ પગાર મળે છે અને વધારે સારી રીતે નોકરી બજાવે, તો વખત આવ્યે રાજાની હજૂરમાં પહોંચી તે મોટાં ઇનામો મેળવી શકે છે, તેમજ અખંડ આનંદસ્વરૂપ સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પરમાત્માની આપણે ધર્મને રસ્તે સેવા કરીએ છીએ, તેનો પગાર એટલે કે તેના લાભો આ જિંદગીમાંજ મળે છે અને મૂઆ પછી જે મોટા લાભ મળે છે તે તો ઇનામ છે. આમ હોવાથી અને મનુષ્યો પોતાના મનની કૃપણતા પ્રમાણે પોતાના સ્વાર્થમાં મચેલા હોવાથી સાધારણ પગારથી એટલે કે આ જિંદગીમાં થતા ધર્મના લાભોથી સંતુષ્ટ થતા નથી, તેથી તેઓ ઇનામની લાલચ રાખ્યા કરે છે અને પગારને નહિ પણ મોટાં ઇનામનેજ ધર્મનું ફળ સમજ્યા કરે છે. આવી સમજને લીધે ઘણાં માણસો કહે છે કે, ધર્મનું ફળ મૂઆ પછી મળે છે; પણ એમ માનવું એ હરિજનોને શોભા આપનારું નથી, એ અપૂર્ણ વિચાર છે. એથી ઊલટું આપણે જોઇએ છીએ કે, ધર્મ પાળનારનાં આચરણ રૂડાં હોય છે, તેના મનમાં શાંતિ હોય છે, તેના અંતરમાં પવિત્રતા હોય છે અને તેનો સ્વભાવ આનંદી હોય છે. તે બીજાઓને ખાતર થોડોઘણો પોતાના સ્વાર્થનો ભોગ આપી શકે છે, તે જગતમાં ઈશ્વર-

નો મહિમા વધારવા ઇચ્છે છે, તે પાપથી બચવાની તજવીજ કરે છે, તે સૌ સાથે ભલાઇ રાખવા માગે છે અને તેનું મન કાંઇક ઉચ્ચતામાં રમ્યા કરે છે. હવે તેની સાથે એક પાપી માણસની સરખામણી કરો અને પછી જુઓ કે, આવી ઉત્તમતા એ શું ધર્મના લાભો નથી? ભાઇઓ! ધર્મના લાભો પ્રત્યક્ષ છે, એજ વખતે મળે છે અને જિંદગીમાં આપણા રોજના વ્યવહારમાં તે કામ લાગે છે, એમાં કાંઇ પણ શક નથી; માટે ધર્મના લાભો આ જિંદગીની અંદરજ અને તુરતજ મળે છે, એમ સૌ ભાઇબહેનોની ખાતરી થાય તેમ કરો. એજ સૌથી ઉત્તમ ધર્મ છે.”

## ૪૫-દુઃખમાં સૌને પ્રભુ યાદ આવે છે, માટે આપણું કલ્યાણ કરવા સારુ કોઇ કોઇ વખતે પ્રભુ આપણને દુઃખ આપે છે



પ્રસંગોપાત્ત વાત ઉપરથી વાત નીકળતાં એક ભક્તે કહ્યું કે, “એક વખત આગબોટમાં બેસીને અમે બહારગામ જતા હતા, ત્યારે દરિયો શાંત હતો અને આગબોટ ઝપાટાબંધ સીધી રીતે ચાલી જતી હતી, તેથી સૌ લોકો આનંદમાં હતા. આગબોટની અંદર કોઇ ગંજીફે રમતા હતા, કોઇ ગરમાગરમ ચા ને ઊનાં ઊનાં ભજિયાંપૂરી મંગાવતા હતા, કોઇ નાટકોનાં ગાયનો લલકારતા હતા, કોઇ શેરડી ખાતા હતા, કોઇ પ્રેમની વાતો કરતા હતા, કોઇ એકબીજાની ચર્ચા જોતા હતા ને ચેષ્ટા કરતા હતા, કોઇ ઊંઘ ન આવે તોપણ ચાહીને સૂઈ જતા હતા, કોઇ છોકરાંઓને રમાડતા હતા, કોઇ આજુબાજુના દેખાવો જોતા હતા, કોઇ બીડીતમાકુ ને પાનપટ્ટીના બહારમાં હતા, કોઇ પોતાનો સરસામાન સરખો કરતા હતા, કોઈ પોતાની પાસેના ભાતાંટીમણ ઉપર હાથ ચલાવતા હતા, કોઈ અસલના ચમત્કારોની વાતોઓ કરતા હતા અને કેટલાક નજીવી બાબત સારુ હલકા પ્રકારની બોલાચાલી કરીને પછી મારામારી ઉપર આવી જતા હતા. આમ ઘણો વખત ચાલ્યું. એ પછી સાંજ પડવા આવી ત્યારે દરિયો તોફાની થવા માંડ્યો, ઉપરાઉપરી મોટાં મોટાં મોજાં આવવા લાગ્યાં, આગબોટ હાલકડોલક થવા લાગી, તેમાં ચોતરફથી પાણીની છાંટ આવવા લાગી અને ઉતારુઓના પાણીના ઘડા તથા કૂંજા ઊંધા વળવા લાગ્યા. થોડી વારમાં એકદમ તોફાન વધી ગયું. ભારે મોજાંઓ-

ના જોરને લીધે કોઈ કોઈના સામાનનું ઠેકાણું રહ્યું નહિ. માણસો ગુલાંટ ઉપર ગુલાંટ ખાવા લાગ્યાં અને એકબીજાની ઉપર પડવા લાગ્યાં. એ પછી તોફાનના આંચકાથી કોઈ દરિયામાં ન પડી જાય માટે સૌને ફાળકામાં પૂર્યાં. ત્યાં એવી ભીડાભીડ હતી કે, જરા પણ હાલીચાલી શકાય તેમ નહોતું; એથી હેબતાઈ જઇને છોકરાંઓ ચીસોચીસ પાડવા લાગ્યાં, બાયડીઓ બિચારી એક તરફ રડવા લાગી, ગંજીફા દરિયામાં ફેંકાઇ ગયા, ખાવાપીવાનું ક્યાંય સુકાઇ ગયું, નાટકનાં ગાયનો હવામાં ઊડી ગયાં, કોઇને પોતાના સરસામાનનું ભાન પણ રહ્યું નહિ અને સૌ 'રામ રામ રામ રામ રામ' એમ બોલતા બોલતા પ્રાર્થના કરવા લાગ્યા કે, 'હે પ્રભુ ! આ આફતમાંથી બચાવ, બચાવ. અમે તારે આશરે છીએ. તારા વિના આ ભયંકર તોફાનમાંથી કોઇ બચાવી શકે તેમ નથી.' એમ કહીને સૌ પોતપોતાના ઇષ્ટદેવની માનતાઓ કરવા લાગ્યા. કોઇ જાત્રા કરવાના, કોઇ પરમાર્થ કરવાના, કોઈ બ્રાહ્મણો જમાડવાના, કોઇ મહાદેવની રુદ્રી કરવાના, કોઈ શ્રીનાથજીને રાજભોગ ધરાવવાના, કોઇ દેવીને બલિદાન આપવાના અને કોઇ પિતૃઓના કર ચુકવવાના સંકલ્પો કરવા લાગ્યા. એ પછી ખરા જિગરની બહુ પ્રાર્થના તથા બહુ પરમાર્થ થયા બાદ થોડા કલાકમાં તોફાન નરમ પડયું ને સૌ શાંત થયા.

"ભાઇઓ ! એ ભયંકર તોફાન વખતે આગબોટની અંદરના બધા લોકોમાં અમે જેવી ભક્તિ જોઈ, જેવી દીનતા જોઇ, જેવું પરવશપણું જોયું, જેવો ત્યાગવૈરાગ્ય જોયો, જેવો પ્રભુનો મહિમા જોયો અને જેવું મોતને નજરે જોયું, તેવું પાછું કોઈ દિવસ કોઇ ઠેકાણે હજી સુધી અમે જોયું નથી; તેથી મારી તો ખાતરી થઇ ગઇ કે, દુઃખ વિના પ્રભુ યાદ આવે નહિ અને પ્રભુ યાદ આવે નહિ ત્યાંસુધી આપણો ઉદ્ધાર થાય નહિ; માટે આપણા કલ્યાણ સારુ આપણી પાસે ભક્તિ કરાવવાની ઇચ્છાથી કોઇ વખત પ્રભુ આપણને દુઃખ આપે છે. માટે જ્યારે દુઃખ આવી પડે ત્યારે નિરાશ નહિ થતાં શુદ્ધ અંતઃકરણથી ઈશ્વરની ભક્તિમાં લાગુ રહો; ભક્તિમાં લાગુ રહો; એટલે પરમકૃપાળુ પરમાત્મા દયા કરશેજ." હરિજનો પણ એમજ કહે છે કેઃ—

### દોહરા

સુખ કે શિર શિલા પડો, હરિ હ્રદયસે જાય,

બલિહારી એ દુઃખકી, પલ પલ નામ જપાય.
બિપત ભલી હરિ નામ લેત, કાયા કસોટી દુઃખ;
રામ બિના કિસ કામકી, માયા સંપત સુખ.

## ૪૬–મોટામાં મોટા એંજિનની પણ કળ તો નાનીજ હોય છે, તેમ ધર્મના બધા ભેદોની કળ પ્રભુપ્રેમ છે

એક ભાવિક સ્વભાવનો જિજ્ઞાસુ માણસ હતો. તે ધર્મ જાણવા માટે બહુ મહેનત કરતો હતો; પણ તે ભોળા સ્વભાવનો, ઢચુપચુ મનનો, જાડી બુદ્ધિનો ને અધૂરી શ્રદ્ધાવાળો હતો; તેથી બહુ મહેનત કર્યા છતાં, બહુ ખરચ કર્યા છતાં અને એની એ વાતમાં બહુ વર્ષ ગાળવા છતાં તે ધર્મની ચાવી મેળવી શક્યો નહિ. એ પછી તે એક ભક્તારાજને મળ્યો ને તેને કહ્યું કે, "મહારાજ ! હું બહુ બહુ રખડ્યો ને મેં બહુ બહુ માથાકૂટ કરી, પણ મને કાંઇ રસ્તો મળતો નથી. હું શિવપુરાણ વાંચું છું, ત્યારે મનમાં એમ થઇ જાય છે કે, શિવજ સાચા છે ને બીજું બધું ખોટું છે; ભાગવત વાંચું છું ત્યારે એમજ થાય છે કે, કૃષ્ણ વિના બીજું કાંઇ નથી; રામાયણ વાંચું છું ત્યારે રામ વિના તરી શકાય નહિ, એમ લાગી જાય છે; દેવીભાગવત વાંચું છું ત્યારે એમજ થઇ જાય છે કે, શક્તિ વિના બધું અંધારું છે; સૂર્યપુરાણ જોઉં છું ત્યારે એમજ લાગે છે કે, સૂર્યનારાયણમાંજ સર્વસ્વ છે; ગણપતિસ્તોત્ર વાંચું છું ત્યારે એમ થાય છે કે, એ મંગળમૂર્તિ વિના કોઇનું કલ્યાણ થઈ શકે તેમ નથી અને જ્યારે વેદાંત વિચારું છું ત્યારે એમજ થઇ જાય છે કે, હુંજ બ્રહ્મ છું; એટલુંજ નહિ પણ જ્યારે જુદાં જુદાં છ શાસ્ત્ર જોઉં છું, ત્યારે મારું કોકડું ગૂંચવાઇ જાય છે. એમાં હું પૂરું સમજતો નથી ને એમાંથી હું કાંઇ નિર્ણય કરી શકતો નથી. એ સિવાય જ્યારે કોઈ શાસ્ત્રીને મળું છું, ત્યારે તે કહે છે કે, કર્મકાંડ કરો. કર્મ કર્યા વિના આરો આવવાનો નથી. જ્યારે કોઇ વૈષ્ણવને મળું છું ત્યારે તે એમ કહે છે કે, વૈષ્ણવ નહિ થાઓ ત્યાંસુધી સાચી વસ્તુ મળવાની નથી. સાધુઓને મળું છું ત્યારે તેઓ એમ કહે છે કે, પૂર્ણ વૈરાગ્ય આવે નહિ ને બધું તજી દો નહિ ત્યાંસુધી પ્રભુ મળે નહિ. જ્યારે કોઇ યોગીને મળું છું ત્યારે તે એમ કહે છે, યોગ સાધ્યા વિના જીવ–ઈશ્વરની એકતા

થાય નહિ. જ્યારે કોઇ વેદાંતીને મળું છું ત્યારે તેઓ કહે છે કે, મન, વાણી, બુદ્ધિ કે કર્મ ત્યાં પહોંચી શકે તેમ નથી. એ તત્ત્વ તો જ્ઞાનથીજ જાણી શકાય તેમ છે અને જ્યારે કોઇ મોલવી કે પાદરીને મળું છું ત્યારે તેઓ કહે છે કે, અમારા ધર્મમાં આવો તોજ ઉદ્ધાર થાય. આ બધું જોઇને હું બહુ મૂંઝાઉં છું, મને કાંઇ રસ્તો મળતો નથી, મને કાંઇ તત્ત્વ સમજાતું નથી ને દરિયામાં ડુબકી માર્યા જેવું થાય છે. જો ઊંડો ઊતરું તો દરેક ચીજ ને દરેક બાબત સારી લાગે છે. જો શ્રદ્ધાની નજરે જોઉં તો બધી બાબતોમાં કાંઇક રહસ્ય દેખાય છે અને જો ઉપલક નજરે જોઈને એવા વિચાર તરફ દોરવાઈ જાઉં કે, એમાં કાંઇ માલ નથી, એ તો બધું જૂઠું છે એમ લાગી જાય છે. આમ થવાથી હું બહુ મૂંઝાઉં છું. મને કાંઇ રસ્તો મળતો નથી અને વારે વારે એમ લાગી જાય છે કે, આટલી બધી કૂટ કર્યા છતાં, આટલાં બધાં શાસ્ત્રો જોયા છતાં, બહુ મોટું ખર્ચ કર્યા છતાં અને આટલાં બધાં વર્ષ એજ બાબતમાં ગાળ્યા છતાં પણ હજી સુધી મને ધર્મનો ભેદ મળ્યો નહિ, હજી સુધી મને ધર્મનું મૂળ મળ્યું નહિ, હજી સુધી મને ધર્મની શાંતિ મળી નહિ અને ધર્મ એટલે શું એ બાબતમાં હજી સુધી મારા મનનું સમાધાન થયું નહિ, ત્યારે વ્યાવહારિક અજ્ઞાની લોકોના શા હાલ થતા હશે? માટે મહારાજ! કાંઇક રસ્તો બતાવવાની કૃપા કરો."

મહારાજે કહ્યું: "ભાઇ! ધર્મ એ બહુ વિશાળ ને બહુ કઠિન બાબત છે; કારણ કે ધર્મથી પશુઓમાં મનુષ્યપણું આવી શકે છે, ધર્મથી માણસોમાં દેવપણું આવી શકે છે, ધર્મથી જીવમાંથી શિવ થઇ શકાય છે, ધર્મથી નરમાંથી નારાયણ થઇ શકાય છે અને ધર્મથી આત્માપરમાત્માની એકતા સાધી શકાય છે, માટે ધર્મ એ બહુ ગહન વિષય છે; એટલુંજ નહિ પણ ધર્મ કાંઈ એક દેશ, એક કાળ કે એક પ્રજાને માટે નથી; પણ સર્વ દેશ, સર્વ કાળ અને સર્વ લોકોને માટે છે; તેથી બધા દેશ, બધા કાળ અને બધા લોકોને લાગુ પડી શકે એવાં મૂળ તત્ત્વો તેમાં હોય છે, તેથી તમારા જેવા નબળા મનવાળાઓને તે પંચભેળ ખીચડા જેવો ને દરિયામાં ડૂબકી મારવા જેવો લાગે છે; કારણ કે જુદા જુદા અધિકારીઓ માટે જુદા જુદા નિયમો હોવાથી, બહારની દૃષ્ટિએ જોતાં તમોને ઘણા નિયમો દેખાય છે; એટલુંજ નહિ પણ એ બધા

નિયમોમાંથી તમારે પોતે કયો નિયમ પાળવો ? એ તમે નક્કી કરેલું નથી અને તમારા સંબંધમાં આવનારાં માણસો જેને જે રસ્તાથી ફાયદો થયો હોય તે રસ્તો તમોને બતાવે છે, એટલે ઘણા રસ્તાઓ જોઈને તમે મૂંઝાઓ છો. વળી અધિકારભેદનો ખ્યાલ રાખ્યા સિવાય, વિનાકારણ તમે એમ પણ માની લો છો કે, ગમે તે પણ એકજ રસ્તો સાચો હોવો જોઇએ; કાંઇ બધા રસ્તા સાચા હોય નહિ. આવી સમજને લીધે તમને દરિયામાં ડુબકી મારવા જેવું લાગે છે; કારણ કે તમને એની ચાવી મળી નથી. તેથી એનું બહારનું મોટું રૂપ તથા બહારના જુદા જુદા રસ્તા જોઇને તમો ગૂંચવાઇ જાઓ છો; પણ ભાઇ ! જેમ મોટા એંજિનની કળ નાની હોય છે, જેમ મોટી આગબોટનું સુકાન નાનું હોય છે, જેમ મોટા હાથીને વશ રાખનારો અંકુશ નાનો હોય છે, જેમ ટ્રેનને અટકાવનારી બ્રેક નાની હોય છે, જેમ મોટી નદીઓને તરવા માટે હોડીઓ નાની હોય છે અને જેમ મોટી તિજોરીઓની ચાવીઓ નાની હોય છે; તેમજ આપણો પવિત્ર સનાતન આર્યધર્મ પણ મોટામાં મોટો છે. તે એટલો બધો મોટો છે કે, જુદા જુદા રૂપમાં આખા બ્રહ્માંડમાં વ્યાપી રહેલો છે. પાતાળથી મોક્ષધામ સુધી તે રહ્યો છે. જિંદગીની શરૂઆતથી તે જિંદગીની આખર સુધી તથા મોત પછીની જિંદગીમાં પણ તે છે અને જીવથી તે ઈશ્વર સુધી તે છે. ઈશ્વરી ધર્મ આવો મોટો હોવા છતાં પણ તેની કળ બહુજ નાની છે, તેની ચાવી બહુજ સુંદર છે અને તેનો ભેદ બહુજ સહેલો છે. એ ચાવી તે પ્રભુપ્રેમ છે; એ ચાવી તે ઈશ્વરી સ્નેહ છે, એ ચાવી તે અભેદ છે, એ ચાવી તે "आत्मौपम्येन सर्वत्र" એ છે અને એ ચાવી તે પોતાનું પોતાપણું ભૂલી જઇને ઈશ્વરને અર્થે જગતની સેવામાં લાગી જવું તે છે. એથી ધીરે ધીરે આચરણો સુધરતાં જાય છે અને અંતઃકરણની શુદ્ધિ થાય છે, એથી ધીરે ધીરે ઈશ્વરનો મહિમા સમજાતો જાય છે અને એથી ધીરે ધીરે ઈશ્વર સાથેનું જીવનું જોડાણ વધતું જાય છે. આમ થવા માટેજ તીર્થ કરવાનાં છે, આમ થવા માટેજ વ્રતો કરવાનાં છે, આમ થવા માટેજ દાન આપવાનાં છે, આમ થવા માટેજ સત્સંગ કરવાનો છે, આમ થવા માટેજ સ્વાર્થત્યાગનાં બલિદાનો આપવાનાં છે, આમ થવા માટેજ યોગ સાધવાનો છે, આમ થવા માટેજ દર્શન તથા પ્રાર્થના કરવા મંદિરોમાં જવાનું છે, આમ થવા માટેજ યજ્ઞો કરવાના છે,

આમ થવા માટેજ ઓચ્છવો કરવાના છે, આમ થવા માટેજ ગુરુઓની સેવા કરવાની છે અને આમ થવા માટેજ કર્મ, ઉપાસના તથા જ્ઞાનની જરૂર છે, કારણ કે એ બધું પ્રભુપ્રેમમાંથી થાય છે, માટે જેમ મોટા એંજિનને નાની કળ હોય છે, તેમ બધા ધર્મની ચાવી પ્રભુપ્રેમ છે. માટે જો એ ચાવી મેળવવી હોય તો સર્વશક્તિમાન, પરમ કૃપાળુ પવિત્ર પિતા મહાન પરમાત્માને અર્થે જગતમાં પ્રભુપ્રેમ ફેલાય તેમ કરો, પ્રભુપ્રેમ ફેલાય તેમ કરો." સંત-મહાત્માઓ કહે છે કેઃ-

### દોહરા

પ્રેમ બરાબર યોગ નહીં, પ્રેમ બરાબર ધ્યાન;
પ્રેમ ભક્તિ બિન સાધવા, સબહી થોથાં જ્ઞાન.
પોથી સો થોથી બની, પંડિત બને ન કોય;
અઢાઇ અક્ષર પ્રેમકે, પઢે સો પંડિત હોય.
પ્રેમભાવ એક ચાહીયે, વેશ અનેક બનાય;
ભાવે ગ્રહમેં વાસ કર, ભાવે વનમાં જાય.
જોગી જંગલ મેં વડા, સંન્યાસી દરવેશ;
બિના પ્રેમ પહુંચે નહીં, દુરલભ સદ્ગુરુ દેશ.
પ્રેમ ન બાડી ઊપજે, પ્રેમ ન હાટ બિકાય;
રાજા રાના જો રુચે, શિશ દેય લે જાય.
પ્રેમ પ્રેમ સબ કોઇ કહે, પ્રેમ ન ચીને કોય;
આઠ પહર ભીના રહે, પ્રેમ કહાવે સોય.

## ૪૭-માળા ફેરવતી વખતે તથા ધ્યાન ધરતી વખતે શરૂઆતમાં મન ઠરતું નથી તેનાં કારણો

વારંવાર ઘણાં માણસો એક ભક્તરાજ મહારાજને કહેતા કે, "મહારાજ! તમારા કહેવાથી અમે પ્રભુનું નામસ્મરણ કરવા બેસીએ છીએ પણ મન ઠરતું નથી. જ્યાં માળા ફેરવવા બેસીએ કે તુરતજ ન ધારેલા તરેહવાર નકામા વિચારો મનમાં આવવા માંડે છે. ધ્યાનમાં બેસીએ છીએ ત્યારે પણ એમજ. કોણ જાણે શું અમારાં પાપ છે કે, જરાએ વાર મન ઠરતું નથી. એનું તે કરવું શું?" એ સાંભળીને તે ભક્તની પાસેનાં બીજાં માણસો પણ કહેતાં કે, "તમારી વાત તદ્દન સાચી છે, અમારા પણ એજ હાલ છે." તે પછી તે ભક્ત આગળ

એક માણસે પોતાના મનની ખરી હાલત બતાવતાં કહ્યું કેઃ–

"મહારાજ ! રોજ નાહીધોઇને એકાંત ઓરડીમાં જઇ હું પ્રભુનું નામસ્મરણ કરવા બેસું છું, એ વખતે હાથમાં માળા હોય છે, માથું નીચું નમાવેલું હોય છે, આંખો મીંચેલી હોય છે, મોઢામાં રામનું નામ હોય છે અને અંતરમાં ઇચ્છા પણ એમ હોય છે કે, જરા વાર નિરાંતે ભજન થાય તો ઠીક; પણ બે મિનિટ ન થાય એટલી વારમાં તો જે વાતનો મુદ્દલ ખ્યાલ પણ ન હોય, તેવી દશ વરસ ઉપરની કાંઇક વાત યાદ આવી જાય છે. એ વાત ભૂલવાની તજવીજ કરું એટલામાં પાંચ વરસ પહેલાં જોયેલા દેખાવ નજરે તરવા લાગે છે. એ પછી હું જ્યારે નાનો હતો ત્યારે એક કૂતરું કરડવા દોડયું હતું, તે વાત યાદ આવી જાય છે. એ પછી કોઇક દોસ્તના લગ્નની વાત યાદ આવી જાય છે. મારું મન કોઇક ઠેકાણે ખેંચાયું હતું તે બનાવ યાદ આવી જાય છે. જો કે એ વાતમાં કાંઇ માલ નથી અને હવે એ અજ્ઞાનપણાની ને મોહની બાબતોને હું ભૂલી જવા ને ભૂંસી નાખવા માગું છું, છતાં પણ ભજન જેવા પવિત્ર વખતે પણ એવી હલકી વાતો યાદ આવી જાય છે; એટલુંજ નહિ પણ જરા હોશિયારી રાખીને જો મનને કઠણ ન કરું, તો મહાન પ્રભુના મંગળ નામસ્મરણ અને ધ્યાન વખતે પણ એવી પાપની બાબતોમાં મન ફરીથી રમવા લાગે છે. એ પછી માંડમાંડ એ વિચારને કાઢું એટલી વારમાં કાંઇક ખાવાપીવાની વાત યાદ આવી જાય છે. એ પછી કાંઇક ધંધારોજગારની વાત યાદ આવી જાય છે. એ પછી ફળિયામાં માગવા આવતા કોઇ ભિખારીનો દેખાવ યાદ આવી જાય છે. એ પછી વર્તમાનપત્ર વાંચ્યું હોય તેમાંની કેટલીક વાતો યાદ આવી જાય છે. એ પછી ભવિષ્યની ફિકરો મનમાં ખડી થાય છે. એ પછી દરરોજનાં જે કામ કરવાનાં હોય, તેમાંથી કેટલીક બાબત મનમાં ચડી જાય છે અને એ પછી કોઇ સાથે કાંઇ બોલાચાલી થઈ હોય તેનાં કડવાં વચનો મગજમાં રમ્યા કરે છે ને નજર આગળ તર્યા કરે છે. મહારાજ ! અમારી માળાના તો આવા હાલ છે. અમે જાણીએ કે, કલાક અરધો કલાક શાંતિમાં રહીને માળા ફેરવીએ, પણ એ અરધા કલાકમાં તો ઊલટા અઢાર જાતના જુદા જુદા રંગ નીકળે છે. દુનિયાદારીના બીજા કાંઈ કામકાજમાં મન રોકાયું હોય, ત્યારે પણ તે એટલી બધી ઝડપથી જૂના ને ખોટા વિચારો પકડતું નથી;

પણ જ્યારે શાંતિની આશાએ માળા ફેરવવા બેસીએ ત્યારેજ મન વધારે ભટકતું થાય છે અને ત્યારેજ તે બહુ જોરથી ઠામઠેકાણા વિનાના વગર મફતના કૂદકા–ભૂસકા મારવા મંડે છે. મહારાજ! હું સાચું કહું છું કે, આપના કહેવાથી અમે સ્મરણમાં ને ધ્યાનમાં બેસીએ છીએ, પણ એ વખતે અમારા મનના ઊલટા આવા હાલ હોય છે, માટે એમ કેમ થાય છે? તેનાં કારણો સમજાવવાની આપ કૃપા કરો.”

એ સાંભળીને ભક્તરાજ મહારાજે કહ્યું કે, “ઘડિયાળની કમાન છૂટી હોય ત્યારે તે કાંઇ જોર કરી શકે નહિ, પણ જ્યારે તેને વીંટીએ ત્યારે તે છૂટવા માટે ખાસ વધારે જોર કરે છે, તેમજ જ્યારે મન છૂટું હોય એટલે કે તેને પડી ગયેલી ટેવો પ્રમાણે વ્યાવહારિક કામકાજમાં પડી રહ્યું હોય, ત્યારે તે કાંઇ જોર કરતું નથી; પણ જ્યારે તેને વીંટીએ એટલે કે ધ્યાનની સ્થિતિમાં લાવીએ, ત્યારે શરૂઆતમાં છટકી જવા માટે અને એકાગ્રતા નહિ કરવા માટે તે બહુ જોર કરે છે; તેથી એ વખતે આપણા મનમાં વધારે જોરથી ઘણા ઘણા સંકલ્પવિકલ્પ થયા કરે છે, એટલે મન ઠરતું નથી; પણ એક વખત જોર કરીને ચાવી આપી દીધા પછી જેમ કમાન છટકી શકતી નથી, પણ ઊલટી ઘડિયાળને ચલાવ્યા કરે છે, તેમ પ્રથમ ખૂબ મહેનત કરીને જો મનની એકાગ્રતા સિદ્ધ કરી હોય તો પછી તેથી અંતરની શાંતિ ને ઈશ્વરી આનંદ મળ્યા કરે છે.

“એ સિવાય ધ્યાન વખતે ન ધારેલે ઠેકાણે મન કૂદકા–ભૂસકા માર્યા કરે છે ને આગલીપાછલી યાદ કર્યા કરે છે, તેનું બીજું કારણ એ છે કે, પતંગ દોરી સાથે બાંધેલો હોય ત્યાંસુધી તે છટકી જઇ શકે નહિ, પણ જ્યારે દોરી ઢીલી પડી જાય અથવા તૂટી જાય, ત્યારે તે ગમે તેમ ઊલટપાલટ ગુલાંટ ખાયા કરે છે; તેમજ જ્યાંસુધી પોતાને મનગમતી દુનિયાદારીની જંજાળમાં મન પડેલું હોય છે, ત્યાંસુધી તે આડાઅવળા ઠેકડા મારતું નથી; કારણ કે તેને ગમતી જંજાળો એ તેની દોરી છે, તેમાં બંધાઇ જવાથી કાંઇ પણ કારણ વિના ઘડીકમાં તે બીજે ઠેકાણે જતું નથી; પણ પ્રથમ જ્યારે આપણે ધ્યાન જમાવતાં શીખીએ છીએ, ત્યારે શરૂઆતમાં મન ઢીલી દોરીવાળું થાય છે, તેથી ગોથાં ખાય છે; કારણ કે એ વખતે મનને હજી પરમાત્મા તરફનો રંગ લાગેલો હોતો નથી, તેથી એ બાબત તરફ તે પોતાના જોરથી ખેંચાતું

નથી, પણ આપણે તેને પરાણે પરાણે ધકેલીએ છીએ અને બીજી બાજુ વ્યવહારની જંજાળો કે જે મનને ગમે છે, તેમાંથી પણ ધ્યાનને વખતે મનને આપણે ઢીલું કરેલું હોય છે, એટલે નીચેથી પડેલું ને ઉપરથી કાંઇ ખેંચાણ વિનાનું, એવી ધ્યાનની શરૂઆતમાં મનની વચલી સ્થિતિ હોય છે, તેથી એ વખતે તે ઠામઠેકાણા વિનાની ગમે તેમ ગુલાંટ ખાયા કરે છે અને આગલા વખતમાં જે બનાવો બની ગયા હોય તેની યાદગીરી સાથે રમ્યા કરે છે. આમ હોવાથી નામસ્મરણની તથા ધ્યાનની શરૂઆતના વખતમાં હરિજનોએ બહુ સંભાળવું જોઇએ; કારણ એ વખતે મન ઉપર દબાણ થયેલું હોય છે ને તેમ છતાં પણ તે આધાર વિનાનું હોય છે, તેથી તેની સ્થિતિ ગુસ્સે કરીને છોડી મૂકેલા ખૂંટિયાના જેવી અથવા લગામ વિનાના મસ્તીખોર ઘોડાને ચાબુક મારીને છોડી મૂક્યો હોય તેના જેવી હોય છે. માટે જો ધ્યાનની સ્થિતિમાં ટકી રહેવું હોય તો પાછળથી મનને ધક્કા મારો, એટલે કે દુનિયાદારીનું મિથ્યાપણું સમજાય તેમ કરો અને આગળ વધવાના માર્ગમાં આનંદ મળે તેમ કરો, એટલે કે પ્રભુનો મહિમા સમજાય તેમ કરો. એવા બેવડા જોર વિના ધ્યાન જમાવવું મુશ્કેલ છે; માટે ભાઇઓ! મહાન પ્રભુના પવિત્ર નામની માળા ફેરવતી વખતે શરૂઆતમાં મન નહિ ઠરે, તેથી નિરાશ નહિ થતાં તેનાં કારણો સમજીને નામસ્મરણમાં ને ધ્યાનમાં લાગુ રહો, એટલે ઇશ્વિરકૃપાથી પ્રેમ વધી જશે, તેથી જલદી ધ્યાન જમાવતાં શીખી શકશો ને એ શીખશો ત્યારેજ ખરો આનંદ મેળવી શકશો. શરૂઆતમાં કદી મન ન ઠરે ને આનંદ ન મળે તોપણ પ્રેમપૂર્વક એમાં મંડયા રહો, એટલે પરમકૃપાળુ ઈશ્વર તમારો મદદગાર થશે અને યાદ રાખજો કે, એની મદદ આગળ કાંઇ પણ અશક્ય નથી. માટે પ્રેમ રાખીને, જરા ઊંડા ઉતરીને અને સાચી વસ્તુ સમજીને પ્રભુના પવિત્ર નામની માળા ફેરવ્યા કરો, એટલે ધીરે ધીરે એની મેળે મેળે મન ઠરતું જશે ને ઈશ્વરી આનંદ મળતો જશે; માટે શરૂઆતમાં મન ન ઠરે તેથી નિરાશ નહિ થતાં તેને વશ કરવામાં મચ્યા રહો; મચ્યા રહો.

## ૪૮–કર્મ તો જડ છે એટલે પ્રભુકૃપા વિના એકલાં કર્મથી કાંઇ પાર પડાય નહિ

ઘણા લોકો એમ માને છે કે, બધી વસ્તુઓ કર્મથીજ થાય

છે, પણ ભક્તિમાર્ગવાળાઓ એમ કહે છે કે, બધું પ્રભુકૃપાથીજ થાય છે; કારણ કે કર્મ તો જડ વસ્તુ છે. કર્મ પોતે કાંઇ ફળ આપી શકતાં નથી. કર્મનાં ફળ આપનાર તો સર્વેશ્વર પરમાત્માજ છે. એટલે કર્મોના ફળદાતા પ્રભુ હોવાથી દાસભાવવાળા હરિજનો પ્રભુ ઉપર અને પ્રભુકૃપા ઉપરજ ખાસ ભાર મૂકે છે; એટલુંજ નહિ પણ ઘણા મહાત્માઓ એમ પણ કહે છે કે, આપણે જેને પ્રારબ્ધ કહીએ છીએ, તે પણ આપણે અગાઉ કરેલાં કર્મોનુંજ રૂપ છે. માટે હાલમાં જો આપણે વધારે સારાં કામો કરીએ, ઇશ્વરની સેવા ને સ્મરણમાં ચિત્તને જમાવીએ અને પ્રભુના જ્ઞાનધ્યાનમાં લાગ્યા રહીએ, તો પ્રભુકૃપાથી પ્રારબ્ધને પણ બાળી દેવાય છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કે, "જલદી બળી જાય તેવાં લાકડાંની પેઠે ઇશ્વરી જ્ઞાનથી સર્વ કર્મો તુરતજ બળી જાય છે." હવે વિચાર કરો કે, જ્યારે બધી જાતનાં કર્મો પોતે જાતેજ બળી જાય એવાં છે; એટલુંજ નહિ પણ તેનો ફળદાતા તો ઇશ્વરજ છે, ત્યારે ઇશ્વરને છોડીને–ઇશ્વરની કૃપાને છોડીને કર્મની જાળમાં શા માટે પડી રહેવું જોઇએ? માટે ઓ કૃપાભિલાષી હરિજનો! પ્રભુની કૃપા માગો, પ્રભુની કૃપા માગો અને પ્રભુની કૃપા મળે એવા રૂડા થવાની તજવીજ કરો; કારણ કે કૃપાનું બળ કેટલું બધું છે એ આપણને ખબર નથી, પણ સંતો કહે છે કે:—

**દોહરા**

જીતને તારે ગગનમેં, ઇતને શત્રુ હોય;
કૃપા હોય રઘુનાથકી, બાલ ન બાંકા હોય.
કહા કરે વેરી પ્રબલ, જો સહાય કરે બલવીર;
દશ હજાર ગજ બલ ઘટ્યો, ઘટ્યો ન દશ ગજ ચીર.
દોડે કોશ હજાર લગ, ઔર બસે લક્ષ્મી પાસ;
બિન દીને રઘુનાથ કે, મિલે ન તુલસીદાસ.
તુલસી તુલસી સબ કહે, તુલસી વનકા ઘાસ;
કૃપા ભયી રઘુનાથકી, હો ગયે તુલસીદાસ.

## ૪૯–પ્રભુનું નામસ્મરણ કરવાથી થતા લાભો

જેમ જેમ માણુસમાં પ્રભુપ્રેમ વધતો જાય છે, તેમ તેમ તેમાં સદ્ગુણો વધતા જાય છે, તેમાં સૌથી પ્રથમ એ કે:—

૧. પ્રભુપ્રેમીને જગતનું મિથ્યાપણું સમજાઇ જાય છે અને

ઈશ્વરનું સત્ય સ્વરૂપ વગર ભણ્યેગણ્યે સમજાઇ જાય છે.

૨. શાસ્ત્રોમાં કહેલી ઝાઝી વાતોમાંથી પોતાના કલ્યાણ માટે જોઇતી જરૂરની બાબતો પોતાની મેળે સમજાતી જાય છે.

૩. ભણ્યાગણ્યા વિના પોતાની મેળે હૃદયમાં ચોખ્ખે ચોખ્ખો જ્ઞાનપ્રકાશ થઈ જાય છે.

૪. સંકટના સમયમાં તથા ગૂંચવાડાભરેલી બાબતમાં આપણે કેમ વર્તવું, તેની ચોખ્ખી સમજણ હૃદયમાં થઇ જાય છે.

૫. ધર્મ પાળવામાં જે જે સંકટો ને અડચણો હોય, તે તે ભોગવવાની શક્તિ આવી જાય છે.

૬. આપણા મનમાં દરરોજ પ્રેમ આવીને ઈશ્વરનાં વધારે વધારે ગુણગાન કરવાની ઇચ્છા વધતી જાય છે.

૭. જગતના કલ્યાણમાં અને આપણાં ભાઇબહેનોનાં ભલામાં મચ્યા રહેવાની ઇચ્છા રોજ રોજ વધતી જાય છે.

૮. પાપ કરવાની ઇચ્છા બિલકુલ થતી નથી અને જો કદી એવી ઇચ્છા થાય; તોપણ તે દિન પર દિન બહુજ ઓછી થતી જાય છે અને અંતે પાપની ઇચ્છા બિલકુલ નાબૂદ થઇ જાય છે.

પ્રભુનું પવિત્ર નામસ્મરણ કરનારા પ્રેમી ભક્તોને એ સિવાય બીજા પણ ઘણા લાભો થાય છે. જેમકેઃ—

૧. તેઓના અંતઃકરણમાં હમેશાં આનંદ રહે છે.

૨. પરમાર્થ કરવામાં હમેશાં તેઓનું મન હોય છે અને એમાંજ તેઓનો આનંદ હોય છે.

૩. ઈશ્વરનાં ગુણગાન કરવામાં તથા બીજાઓ પાસે ઈશ્વરની ભક્તિ કરાવવામાં તેઓને બહુ આનંદ થાય છે.

એ સિવાય બીજા પણ અનેક લાભો થાય છે; માટે ભાઇઓ! જેમ બને તેમ સર્વશક્તિમાન મહાન ઈશ્વરના પવિત્ર નામનું સ્મરણ થાય તેમ કરો, ઈશ્વરના નામનું સ્મરણ થાય તેમ કરો!!

**દોહરા**

સમરન બૂટી પ્રેમકી, હીરદે માંહી નિચોવ;
કાયા કંચન હોત હે, ઉસ બૂટી કે જોર.
જબહી નામ હૃદય ધરા, ભયો પાપકો નાશ;
માનો ચિનગી આગકી, પડી પુરાની ઘાસ.
નામ લિયા જીન સબ લિયા, સકલ શાસ્ત્રકા ભેદ;
બિના નામ નરકે ગયે, પઢ પઢ ચારોં વેદ.

નિસરણી નિજ કામકી, ધર્મ ગગન બિચ એક;
રામ નામકી ટેકસે, ચડ ગયે સંત અનેક.
નામ સમોવડ કોઇ નહિ, તપ તીરથ વ્રત જોગ;
નામે પાતક છાંડીએ, નામે નાસે રોગ.
પઢનેકી હદ સમજ હે, યહ સિદ્ધાન્ત ઉર આન;
જ્ઞાનકી હદ હરિનામ હે, સમજણુકી હદ જ્ઞાન.

## ૫૦–આપણામાં પ્રભુપ્રેમ આવ્યો છે કે નહિ, એ કેમ સમજાય?

જ્યારે આપણામાં પ્રભુપ્રેમ આવે ત્યારે આપણાં પવિત્ર શાસ્ત્રોમાં કહેલા પ્રભુના હુકમો પાળી શકાય છે, જ્યારે આપણામાં પ્રભુપ્રેમ આવે ત્યારે મહાત્માએ ના પાડેલાં પાપોથી બચી શકાય છે, જ્યારે આપણામાં પ્રભુપ્રેમ આવે ત્યારે આપણને હરિજનો વહાલા લાગે છે, જ્યારે આપણામાં પ્રભુપ્રેમ આવે ત્યારે પ્રભુભજનમાં આપણને બહુ આનંદ મળે છે, જ્યારે આપણામાં પ્રભુપ્રેમ આવે ત્યારે આપણે બીજાઓને ઈશ્વરી માર્ગમાં લાવી શકીએ છીએ અને જ્યારે આપણામાં પ્રભુપ્રેમ આવે ત્યારે ભગવદ્દઇચ્છા પ્રમાણે વર્તીને કોઇ પણ સ્થિતિમાં આનંદથી રહી શકીએ છીએ. જ્યારે આપણા સ્વભાવમાં આવી જાતના ફેરફાર થવા લાગે, આપણી જિંદગીમાં આવી જાતની ઉત્તમ મીઠાશ આવતી જાય અને જ્યારે આપણે રોજ રોજ વધારે વધારે ઈશ્વરી આનંદમાં રહી શકીએ, ત્યારે એમ સમજવું કે, હવે આપણામાં પ્રભુપ્રેમ આવતો જાય છે. એથી ઊલટું દુનિયાદારીની જંજાળોમાં, વ્યવહારની હાયવોયમાં અને ઘડીક વારના હલકી જાતના પ્રપંચોમાંજ જો આપણું મન ફર્યા કરતું હોય ને એવી નીચતામાંજ જો મજા પડતી હોય તો એમ સમજવું કે, હજી આપણામાં પ્રભુપ્રેમ આવ્યો નથી.

### દોહરા

પ્રેમ છિપાયા ના છિપે, જા ઘટ પરગટ હોય;
જોકિ મુખ બોલે નહિ, તઉ નયન દેત હેં રોય.
મન પક્ષી તબ લગ ઊડે, વિષયવાસના માંહી;
પ્રેમ બાજકી ઝપટમેં, જબ લગ આયો નાંહી.
કબીર પ્યાલા પ્રેમકા, અંતર લિયા લગાય;
રોમ રોમ મેં રમ રહા, ઔર અમલ કયા ખાય?

## ૫૧–હરિજનોએ બીજાઓના દોષ જોવા નહિ

અમે જોયું છે કે, જેઓના ધર્મમાં જ્ઞાનને મોટું માનેલું હોય છે, તેઓ કર્મકાંડીઓ માટે ખરાબ મત બાંધ્યા કરે છે, જેઓ નિર્ગુણને માનનારા હોય છે, તેઓ ઈશ્વરના સગુણસ્વરૂપની ઉપાસના કરવાવાળાની નિંદા કર્યા કરે છે, જેઓના ધર્મમાં ત્યાગને વિશેષ ગણ્યો હોય, તેઓ સંસારી ભક્તોને કાંઇ હિસાબમાં ગણતા નથી, જેઓ ધ્યાનને કીમતી સમજતા હોય તેઓને પ્રભુના મંદિરમાં નાચવુંકૂદવું ને ગાવુંબજાવવું ગમતું નથી, જેઓ મહાન ઈશ્વરના પવિત્ર નામસ્મરણને મુખ્ય માનતા હોય, તેઓની કર્મકાંડીઓ કાંઇ કિંમત સમજતા નથી, જેઓ પ્રથમ ધંધારોજગારની મોટી હાયવોય કરે છે ને પછી નાણું ભેળું થાય ત્યારે મોટા પરમાર્થ કરે છે, તેની તપ કરનારાઓ કિંમત સમજતા નથી; જેઓ પ્રભુને અર્પણ કરીને ઊંચી ઊંચી જાતના પ્રસાદો ખાય છે અને બીજાઓને ખવરાવે છે, તેઓ શરીરને કષ્ટ આપનારા તપસ્વીઓની નિંદા કરે છે, જેઓ જાતમહેનતથી પરસેવો ઉતારીને પોતાની રોટી કમાઇ ખાય છે, તેઓને વગર મફતના ધરાર ભીખ માગનારા સાધુઓ માટે ખેદ થયા કરે છે. જેઓ તીર્થોમાં ફરનારા છે તેઓને એક આસનવાળા એકાંતવાસીઓ ગમતા નથી, જેઓ ત્યાગીઓ છે, તેઓને સંસારીઓ માટે દિલગીરી લાગ્યા કરે છે; તેથી તેઓ કહે છે કે, મહારાજા ગોપીચંદ, ભર્તૃહરિ અને મહાત્મા ગૌતમ બુદ્ધ જેવાઓએ વૈરાગ્યનો આનંદ અનુભવવા સારુ મોટાં રાજ્યો તજી દીધેલાં છે, ત્યારે તમે તમારાં ભાંગ્યાતૂટ્યાં ઘર ને થોડીક રૂપરડીમાં શું મોહી રહ્યા છો? જે સાધારણ લોકો પ્રભુને બહારની વસ્તુઓનાં બળિદાન આપે છે, તેઓ આગળ વધેલાઓની નજરમાં તુચ્છ લાગે છે, તેથી તેઓ કહે છે કે, તમારા અંતઃકરણના બળિદાનમાં શું વળશે? અને જેઓ ભક્તિની બહારની ક્રિયા પાળવામાં બહુ ચુસ્ત હોય છે, તેઓનો સુધરેલાઓ તિરસ્કાર કરે છે. આ બધું જોઇને આપણને એમ લાગે છે કે, આમાં સત્ય શું? આ તો બધી એકમેકથી વિરુદ્ધ બાબતો છે.

ભાઇઓ! આપણને એમ લાગે છે તેનું કારણ એ છે કે, આપણે માત્ર બહારની ક્રિયાઓ સામેજ જોઇએ છીએ, પણ એ બધી જુદી જુદી ક્રિયાઓ શા હેતુથી કરવામાં આવે છે? તેનું પરિણામ

શું છે? અને તે કરવાવાળાઓ કેવા સંજોગમાં છે? એ બધી બાબતો આપણે તપાસતા નથી, તેથી આપણાજ મત ઉપર ખ્યાલ રાખીને એકતરફી દોરવાઇ જઇને સામેની બીજી બાજુ જોયાતપાસ્યા વિના પ્રથમથીજ તેને માટે ખરાબ મત બાંધી દઇએ છીએ; તેથી આપણને એમ લાગે છે કે, બધાં માણસો આપણાજ મતનાં થઇ જાય તો સારું; પણ એમ વિચારતા નથી કે, એવું બની શકે નહિ; કારણ કે દરેક માણસના અધિકાર જુદા જુદા હોય છે, દરેક માણસ જુદા જુદા સંજોગમાં હોય છે, દરેક માણસનો પુરુષાર્થ જુદી જુદી જાતનો ને વત્તોઓછો હોય છે, તથા દરેક માણસને જુદા જુદા ગુરુઓ ને જુદા જુદા પ્રકારનું જ્ઞાન મળેલું હોય છે; માટે ધર્મની બહારની ક્રિયાઓમાં બધા દેશના, બધા કાળના ને બધા લોકો કદી પણ એકમત થઇ શકેજ નહિ અને એમ થવાની કાંઈ ખાસ જરૂર પણ નથી; કારણ કે બહારની ક્રિયાઓ જો કે જુદી જુદી છે, તોપણ તે એકજ પ્રભુને અર્થે અને આત્માનું કલ્યાણ થાય એવા હેતુથીજ તે કરવામાં આવે છે. એટલુંજ નહિ પણ જો ઊંડા ઊતરીને જોઇએ, તો તે સૌનું પરિણામ પણ એકજ હોય છે, એને માટે એક મહાત્મા કહેતા કેઃ—

દરજીનો કપડાં સીવવાનો સંચો એક રીતે ફરે છે, કુંભારનો ચાકડો તેથી જુદીજ રીતે ફરે છે, ખેડૂતનું હળ વળી ત્રીજી રીતે ચાલે છે અને લુહારની ધમણ ચોથી રીતે વપરાય છે. એ સિવાય ચિતારાની પીંછી ચલાવવાની રીતિ જુદી હોય છે, સુતારનું કરવત વાપરવાની રીતિ જુદી હોય છે, માળીની ફૂલ ગૂંથવાની કૃતિ જુદી હોય છે અને ભરવાડની દહીં વલોવવાની ક્રિયા જુદી રીતની હોય છે. આવી રીતે જોતાં એ બધાંએ જુદા જુદા ધંધાદારીઓની કામ કરવાની રીત જુદી જુદી હોય છે; પણ તે બધાના હેતુ ને પરિણામ એકજ હોય છે. જેમકે, એ બધાએ જુદા જુદા ધંધાદારીઓ એમજ ઇચ્છે છે કે, અમારું ગુજરાન ચાલે, અમારી લાજઆબરૂ વધે, અમોને પાંચ પૈસા મળે, અમે સુખી થઇએ, અમે અમારાં ભાઈબહેનોને મદદ કરી શકીએ અને ભગવદ્દઇચ્છા મુજબ આવી મળેલાં કામને રૂડી રીતે બજાવીને અમે ઈશ્વરને રાજી કરી શકીએ, એ મુખ્ય હેતુથી તે બધાઓ પોતપોતાનાં કામો કરે છે. એ કામો જો કે એકબીજાથી તદ્દન જુદાં જુદાં છે, એ કામો કરવાની રીતો પણ જુદી જુદી છે અને તે માટેનાં સા-

ધંધો પણ જુદાં જુદાં છે; છતાં પણ તે બધાના એકજ હેતુ છે ને તે બધા પોતપોતાના પુરુષાર્થ પ્રમાણે તથા આજુબાજુના સંજોગો પ્રમાણે વત્તુંઓછું સુખી થવું, એ એકજ જાતનું ફળ મેળવે છે. તેમ છતાં પણ કોઇ દરજી પોતાના હુન્નરથી રાજી થઇને અને પોતાને ખૂબ તડાકો પડતો હોય તે જોઈને તથા પોતે બીજાઓના ધંધાના મોટા ફાયદા ને તેની ખૂબીઓ જોઈ નથી, તેથી બીજાઓ-ને પણ પોતાના જેવો લાભ થાય તો સારું, એમ ધારીને શુભ આશાથી તે એવી ઇચ્છા કરે કે, આખી દુનિયાના બધા લોકો દરજીનો ધંધો કરે તો ઠીક. ઉપલા સંજોગોને લીધે તેને એમ લાગે એમાં કાંઈ નવાઇ નથી; પણ એ શું વાજબી છે ? ને એ શું બન-વાજોગ છે ? તેમજ કોઈ કુંભારને પોતાનો ધંધો બહુ નિર્દોષ ને રૂડો લાગતો હોય તથા તેમાં તે ધમધોકાર કમાતો હોય, તેથી તે પોતાનું ટૂંકું ક્ષેત્ર જોઇને, બીજા ધંધાઓના લાભ ને ખૂબી જોયા વિના પોતાના મનમાં એમ ધાર્યા કરે કે, આખી દુનિયા કુંભાર થઈ જાય તો બહુ મજા પડે; પણ ભાઇઓ ! જરા વિચાર કરો કે, તેની એ સમજણ શું વાજબી છે ? આખી દુનિયા કોઈ દિવસ કુંભાર થઇ જવાની છે ? નહિજ અને કદી આખી દુનિયા કુંભાર-નુંજ કામ કરવા માંડે તો બીજા બધા ધંધાઓના કેવા બાર વાગી જાય ? અને જગતની કેવી ખરાબી થઈ જાય ? એ ખ્યાલ તો કરો ! તેમજ યાદ રાખજો કેઃ—

જુદા જુદા ધર્મની ને જુદા જુદા લોકોની ધર્મનિમિત્તે જુદી જુદી જે જે ક્રિયાઓ થાય છે, તે બધી સૌ સૌના અધિકાર પ્રમાણે થોડીઘણી જરૂરની છે. જો કે તેમાં સુધારા–વધારાની જરૂર હોય એ જુદી વાત છે; પણ એટલું તો નક્કી છે કે, આખી દુનિયામાં કોઇ પણ દિવસ ધર્મની એકજ જાતની ક્રિયા થઇ નથી અને થવા-ની પણ નથી, છતાં પણ જે લોકો એમ કહે છે કે, “ અમારીજ રીતિ સાચી છે અને બીજા બધા લોકોની રીતિ ખોટી છે, માટે જગતમાં અમારીજ રીતિ ચાલવી જોઇએ.” તેઓને ઉપર કહેલા દરજી ને કુંભારના જેવા અધૂરા વિચારના સમજવા. જો કે તેઓના હેતુ સારા છે અને તેઓને પોતાને એ ક્રિયાઓથી લાભ થયેલો હોય છે, માટે બીજાઓને એ લાભ મળે એવી શુભ ઇચ્છાથીજ તેઓ એમ કહે છે; પણ એ અધૂરી સમજ છે ને એ એકતરફી જ્ઞાન છે. કારણ કે, જેમ કુંભારના ધંધામાં ધન, માન ને સુખ મળે

છે તથા પોતપોતાનાં કર્મોમાં નિષ્ઠા રાખવાથી ઈશ્વર રાજી થાય છે ને અંતે કલ્યાણ થાય છે, તેમજ ચિતારાના હુન્નરમાં, માળીના ધંધામાં, લુહારની કારીગરીમાં અને ભરવાડ તથા ખેડૂત વગેરે સૌ ધંધાદારીઓને પોતપોતાના ધંધામાં એવોજ લાભ મળે છે. તેમજ તપ કરનારને અંતઃકરણની શુદ્ધિ, માનસિક આનંદ, આત્મિક બળ, ભલાઇની લાગણી, ઊંડું જ્ઞાન, પાપવાસનાનો ક્ષય, ઈશ્વર સાથે તાર લાગી રહેવો વગેરે જે જે મોટા લાભ થાય છે, તે બધા લાભ કર્મકાંડીઓને, ધ્યાન ધરનારને, નામસ્મરણ કરનારને, પરોપકાર કરનારને, સેવા કરનારને, તથા જ્ઞાનીઓ વગેરે સૌને વત્તાઓછા થાય છે; પણ આપણે જે રસ્તામાં પડચા હોઈએ તે એકજ રસ્તો જોયેલો હોય છે, તેથી બીજી બાબતોમાં શો લાભ થાય છે તે આપણે જાણતા નથી, એટલુંજ નહિ પણ જે ચીજ આપણને ગમી તે આખી દુનિયાને ગમશે, એમ આપણે માની લઈએ છીએ, પણ એમ વિચારતા નથી કે, જેવા સંજોગમાં આપણે છીએ, તેવા સંજોગમાં કાંઇ બધા લોકો આવી શકે તેમ નથી. આવી ચોખ્ખી સમજ નહિ હોવાથી આપણા મનની નબળાઇને લીધે વિનાકારણ આપણે બીજાઓને ઊલટે રસ્તે ચાલનાર માની લઇ તેઓનો દ્વેષ કરીએ છીએ, પણ એવી ભયંકર ભૂલ કરવી એ મહાપાપ છે. તે પાપથી બચવા સારુ વારંવાર ઠેકાણે ઠેકાણે ફેરવી ફેરવીને ફરી ફરીથી એની એ વાત કહેલી છે કે, હરિજનોએ પારકા દોષ જોવા નહિ. માટે ભાઇઓ ! ધર્મની કોઈપણ બાબતને ખરાબ સમજતાં પહેલાં એમ વિચારજો કે, સર્વવ્યાપક, સર્વશક્તિમાન, આનંદસ્વરૂપ, મહાન ઈશ્વરના રાજ્યમાં કોઇ પણ ક્રિયા નિષ્ફળ નથી, પણ આપણે તેનો ભેદ સમજતા નથી એ આપણીજ ખામી છે. માટે જ્યારે કોઇ પણ બાબતમાં દોષ દેખાય, ત્યારે એમ સમજવું કે, એ આપણા મનની નબળાઇ છે ને એ આપણી અપૂર્ણતા છે, એમ સમજી કોઇનો પણ દ્વેષ નહિ કરતાં પોતાના આત્માના કલ્યાણ સારુ સમતા રાખતાં શીખો, સમતા રાખતાં શીખો !

**દોહરા**

નારાયણ નિજ હીયમે, અપનો દોષ નિહાર;<br>
તા પીછે તું ઓરકો, અવગુણ ભલે વિચાર.<br>
તુજે પરાઇ કયા પડી? તું અપની નિવેડ;<br>
તેરી ઝાઝ દરિયાવમેં, ડૂબે નહિ ત્યું ખેડ.

## ૫૨–પાપ વિષે

એક શિષ્યે પોતાના ગુરુને પૂછ્યું કે, "મહારાજ! પાપ એટલે શું?" ગુરુએ કહ્યું કે, "ભગવાનની આજ્ઞા તોડવી તેનું નામ પાપ, ન કરવાં ઘટે તેવાં કામો કે વિચારો કરવા તેનું નામ પાપ, શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે આપણે જે કરવું જોઇએ તે ન કરીએ તેનું નામ પાપ અને ટૂંકામાં અનંત બ્રહ્માંડના નાથની સામે થવું તેનું નામ પાપ છે."

પાપ એ એવી બૂરી વસ્તુ છે કે જેણે શ્રીભગવાનની હજૂરમાં રહેલા પવિત્ર પાર્ષદોને પણ છેક નીચે રાક્ષસી યોનિમાં ઉતારી પાડ્યા હતા.

પોતાના દુશ્મનને, અગ્નિના તણખાને અને પાપને કોઇએ પણ નાનું સમજવું નહિ, તેથી તો સદા ડરતાજ રહેવું.

કોઈ પણ છોકરો જ્યારે પોતાના બાપનું અપમાન કરે છે, ત્યારે તે બાપને બહુજ માઠું લાગે છે; તેમજ આપણે જ્યારે પાપકર્મ કરીએ છીએ, ત્યારે આપણા પિતા પરમેશ્વરને આપણે માટે બહુજ દિલગીરી થાય છે, માટે હરિજનોએ સદા પાપથી દૂર રહેતાં શીખવું જોઇએ.

સિંહનું બચ્ચું જ્યારે નાનું હોય ત્યારે તેને વશ કરી શકાય છે; પણ મોટું થઇ ગયા પછી તેને કાબૂમાં રાખી શકાતું નથી, તેમજ પાપને પણ શરૂઆતમાંથીજ અટકાવવાં જોઇએ. વ્યસનરૂપે થઇ ગયા પછી તે જલદીથી છૂટી શકતાં નથી.

જે આંગળી પર સાપ કરડ્યો હોય તેને જો તરત કાપી નાખવામાં આવે તો બચી જવાય છે; પણ જો વાર લાગે તો આખા શરીરમાં તેનું ઝેર ચડી જાય છે ને થોડી વારમાં મરણ થાય છે; તેમજ પાપ પણ જેવું અંતરમાં આવ્યું કે તુરતજ તેને અટકાવીએ તો અટકાવી શકાય છે; પણ વ્યસનરૂપે થઇ ગયા પછી તો તે નરકમાંજ લઇ જાય છે, માટે હજુ પણ હાથમાં વખત છે તો ચેતજો.

નાના છોડને માત્ર આંગળીથી ઉખેડીએ તોપણ તે જમીનમાંથી મૂળ સહિત ઊખડી જાય છે; પણ તેને મોટું ઝાડ થવા દઇએ, તો પછી તેને હાથી પણ ઉખેડી શકતો નથી, તેમજ યાદ રાખજો કે, શરૂઆતમાંજ પાપ અટકી શકે છે, પણ વધી ગયા પછી સહેલાઇથી રોકી શકાતાં નથી.

હળાહળ ઝેર ખાઈને કાંઈ જીવી શકાય નહિ, તેમ પાપ કરીને કોઇ પણ સુખી થઇ શકે નહિ.

કસાયેલું ખાય તેને સારું ખાધેલું પણ ઓકી નાખવું પડે છે, તેમ જે અધર્મથી ધન મેળવે છે, તેનું નીતિથી કમાયેલું ધન પણ જતું રહે છે.

તુંબડાને ગમે એટલું પાણીમાં દાબીએ પણ તે લાગ મળે ત્યારે ઉપર આવ્યા વિના રહે નહિ, તેમ પાપને ગમે એટલાં છુપાવીએ તોપણ તે વખત આવ્યે જાહેર થયા વિના રહેવાનાં નથી; માટે જેમ બને તેમ પાપથી બચવાની કોશિશ કરો અને થઇ ગયેલાં પાપ માટે શુદ્ધ અંતઃકરણથી પશ્ચાત્તાપ કરી મહાન દયાળુ પ્રભુની માફી મેળવવા માટે હાથ જોડીને દીનતાપૂર્વક કહો કેઃ—

પદ

અપરંપાર પ્રભુ અવગુણ મોરા, માફ કરોને મોરારી રે. (ટેક)
દયા ધર્મની વાત ન જાણું, અધર્મનો અધિકારી રે;
પાપી પૂરો જૂઠાબોલો, બહુ નિરખું પરનારી રે. અપ૦
સાધુ દુભ્યા બ્રાહ્મણ દુભ્યા, ભક્ત દુભ્યા ભારી રે;
માતપિતા બન્નેને દુભ્યાં, ગરીબનકું દીયો ગાલી રે. અપ૦
ભજન થાય ત્યાં નિદ્રા આવે, પરનિંદા લાગે પ્યારી રે;
મિથ્યા સુખમાં આનંદ વરતું, બહુ રાખું હોશિયારી રે. અપ૦
સંસારસાગર મહાજળ ભરિયો, ચોદિશ ભરિયો ભારી રે;
તુલસીદાસ ગરીબનકી વિનતિ, અબ તો લિયોને ઉગારી રે. અપ૦

## ૫૩–ભગવાનના ગુણ ગાવાથી ઈશ્વરનું જ્ઞાન મેળવ્યાનું ફળ મળી રહે છે

ભાઇઓ ! શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે, “ હે અર્જુન ! કદી બધા પાપીઓ કરતાં તું વધારે પાપી હોય તોપણ શું ? કારણ કે જ્ઞાનરૂપી વહાણ વડે તું પાપરૂપી મહાસાગરને તરી જઈશ.” વળી કહે છે કે, “હે અર્જુન ! જેમ અગ્નિ ઘાસને બાળી નાખે છે, તેમ જ્ઞાન પાપને બાળી નાખે છે.” હજી પણ ઈશ્વરી જ્ઞાનની મહત્તા બતાવતાં ભગવાનને સંતોષ થતો નથી, તેઓ કહે છે કે, “ જ્ઞાનના જેવું પવિત્ર કરનારું અહીં

બીજું કાંઇ પણ નથી, પણ એ જ્ઞાન ધીરે ધીરે મળે છે.” હજી પણ જ્ઞાનની ખૂબી બતાવતાં ભગવાનને તૃપ્તિ થતી નથી, તેથી કહે છે કે, “બધા ભક્તો સારા છે, પણ જ્ઞાની તો મારો આત્માજ છે.”

ભાઇઓ ! જ્ઞાનની આવી મહત્તા છે; કારણ કે ઈશ્વર પોતે જ્ઞાનસ્વરૂપ છે, માટે 'જ્ઞાની મારો આત્માજ છે' એમ પ્રભુ કહે છે. જ્ઞાનની આવી ઉત્તમતા હોવાનું કારણ એ છે કે, તેથી ઈશ્વર સત્ય છે ને એ સિવાય સર્વ મિથ્યા છે, એમ ખાતરી થઇ જાય છે; એટલુંજ નહિ પણ સત્ય જ્ઞાનથી જીવ ઈશ્વરમાં તલ્લીન થઇ ઈશ્વરમય થઇ જાય છે અને કાંઇ પણ સ્વાર્થ વિના સ્વાભાવિક આકર્ષણથીજ આત્મા પરમાત્માની તરફ ખેંચાઇ જાય છે. એવું જ્ઞાન થાય ત્યારે આત્મા અને પરમાત્માની વચ્ચે કાંઇ પણ આવરણ રહેતું નથી; તેથી પ્રભુ કહે છે કે, જ્ઞાની મારો આત્મા છે. આવી રીતે મહાતત્ત્વ જાણી લેવાથી જેઓના વિકારો છૂટી ગયા હોય, ઈશ્વરનો મહિમા જાણીને જેઓ ઈશ્વરમય થયા હોય, જિંદગીનું ક્ષણભંગુરપણું ને માયાનું મિથ્યાપણું જાણીને જેઓ તટસ્થ સાક્ષીરૂપ જેવા બની ગયા હોય અને સ્વાભાવિક રીતેજ લોઢું લોહચુંબક તરફ ખેંચાય છે, તેમ કાંઇ પણ સ્વાર્થ વિના જેના આત્મા પરમાત્માની તરફ ખેંચાઇ ગયા હોય તથા જ્ઞાનરૂપી દિવ્ય ચક્ષુથી જેનો જીવ અને ઈશ્વરની વચ્ચેનો પડદો નીકળી ગયો હોય, તેવા તાળી લાગી ગયેલા અભેદ દૃષ્ટિવાળા મહાજ્ઞાનીઓ ઈશ્વરનાં ગુણગાન વિના બીજું શું કરી શકે? જેઓનો મોહ એટલો બધો છૂટી ગયો હોય ને જે એવા અભેદ દૃષ્ટિવાળા નિર્વિકારી થઇ ગયા હોય, તેઓથી બીજું શું બની શકે ? આખું જગત મિથ્યા સમજાઇ જાય અને એક ઈશ્વર વિના બીજું કાંઇ દેખી શકાય નહિ, તેઓની જગતના કયા કામમાં આસક્તિ હોઇ શકે ? ક્યાંય પણ તેઓની આસક્તિ હોયજ નહિ, છતાં પણ એવા મહાજ્ઞાની ભક્તો પણ સહજ સમાધિની સ્થિતિમાં રહેવા છતાં પણ, મહાન ઈશ્વરના ગુણ ગાયા કરે છે અને તેનો મહિમા વિચાર્યા કરે છે. આમ હોવાથી ઘણા જન્મો વીતી ગયા પછી મહામહેનતે જે જ્ઞાન મેળવાય અને એ જ્ઞાનથી મોટામાં મોટું ને ઉત્તમમાં ઉત્તમ જે કામ થાય, તે કામ મનુષ્યની હયાતીમાં તો સર્વશક્તિમાન આનંદસ્વરૂપ મહાન ઈશ્વરના ગુણ ગાવા એજ છે. એ મહાન કામ ઈશ્વરના ગુણ ગાનારા હરિજનો સદા કર્યા કરે છે, માટે મહાન ઈશ્વરના પવિત્ર ગુણ ગાવામાં

જ્ઞાનનો પણ સમાવેશ થઇ જાય છે, કારણ કે સાચા ભાવે ને શુદ્ધ અંતઃકરણે ઈશ્વરના ગુણ ગાવાથી ધીરે ધીરે એની મેળે મેળે સ્વતઃસિદ્ધ ઈશ્વરના સ્વરૂપનું જ્ઞાન થતું જાય છે; એટલુંજ નહિ પણ એવું છેવટનું સાચું જ્ઞાન મેળવતાં બહુ મુશ્કેલી પડે છે ને તે કોઇ-કથીજ બની શકે છે; પણ ઈશ્વરના ગુણ ગાવામાં કાંઇ મુશ્કેલી નથી. એ સૌથી સહેલાઇથી બની શકે તેમ છે, માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, પ્રભુના ગુણ ગાવાથી જ્ઞાન મેળવવાનું ફળ મળી રહે છે; માટે ભાઇઓ! મહામંગલકારી, શાંતિદાતા, આનંદસ્વરૂપ, પવિત્ર પિતા મહાન ઈશ્વરના ગુણ ગાઓ, મહાન ઈશ્વરના ગુણ ગાઓ.

## ૫૪–ધણીધણિયાણીના ધર્મો

ઈશ્વરે આપેલાં આપણાં પવિત્ર શાસ્ત્રોની એક મોટી આજ્ઞા એ છે કે, ધણીધણિયાણી બન્નેએ સદા સલાહસંપથી હળીમળીને રહેવું જોઇએ; કારણ કે જ્યાં બન્ને જણાં સલાહસંપથી રહેતાં હોય તે ઘર-માંજ ખરું સુખ હોય છે; એટલુંજ નહિ પણ તેમનાં છોકરાં પણ તેમના જેવાંજ ભલાં થાય છે, તેથી આગળ જતાં તેનું પરિણામ એ આવે છે કે, કુટુંબ, જાત અને દેશના સુધારાનો પાયો નંખાય છે. માટે દરેક જણે ધણીધણિયાણીના ધર્મ જાણી તે પ્રમાણે વર્તવાની જરૂર છે.

દૈવેચ્છાથી જો કદી ઘરમાં છોકરાં વધી જાય તો નિરાશ થવું નહિ, પણ મનમાં એમ સમજવું કે, તેઓ પણ પોતાનું નસીબ લઇને આવેલાં છે, એટલુંજ નહિ પણ તેઓના નસીબે આપણું પણ ભલું થશે, એમ સમજીને રાજી થવું.

કદી છોકરાં ન થાય તોપણ દિલગીર થવું નહિ, કારણ કે એ તો ઈશ્વરની માયા છે, એમાં કાંઈ આપણો ઉપાય નથી. આપણે દિલગીર થઇને હાયવોય કર્યા કરીએ, તેથી કાંઇ પ્રભુનો કર્મનો કાયદો ફરી જાય નહિ; માટે કદી જો પ્રભુની એવી ઇચ્છા હોય તો એમાં પણ શાંતિ રાખવી જોઇએ અને એમ વિચારવું જોઇએ કે, છોકરાંઓને ભણાવવાં, પરણાવવાં, સાચવવાં અને વળી તેમાંથી કોઇ સારાંનરસાં જાગે એ જોખમદારીમાંથી પ્રભુએ આપણને બચાવી લીધાં છે અને તેને બદલે સત્સંગ, પરમાર્થ તથા ભક્તિ કરવાની પ્રભુએ રૂડી તક આપી છે, એમ સમજી પ્રભુની ઇચ્છામાં આપણી

ઇચ્છા મિલાવી આનંદમાં રહેવું જોઇએ.

ઘણી વખત એમ બને છે કે, ઘણીઘણિયાણીના એકબીજાના સ્વભાવ જુદા જુદા હોય છે. જેમકે બાયડી ચીડિયા સ્વભાવની હોય, લોભી હોય, બહુ બડબડ કરનારી હોય, અદેખી હોય, વહેમી હોય, બહુ ખર્ચાળ હોય અને વખતે અક્કલ વિનાની પણ હોય; તેમજ ઘણી ગાળો દેનારો હોય, ધર્મથી વિરુદ્ધ ચાલનારો હોય, નઠારાં વ્યસનોવાળો હોય, હીણકમાઉ હોય, 'કમજોર ને ગુસ્સા બોત' એવો હોય અને પોતાનાં સાસરિયાં સાથે દુશ્મનાઈ રાખનારો હોય; તોપણ શાંતિ રાખીને એકબીજાને નિભાવી લેવાં એ બન્ને બાજુની ફરજ છે; કારણ કે લગ્નનો પવિત્ર સંબંધ જાળવવો એ ઈશ્વરની આજ્ઞા છે. એટલે વિરુદ્ધ સ્વભાવને લીધે આપણાથી કાંઇ લગ્નસંબંધ તોડી શકાય તેમ નથી, તેમજ એ કાંઈ એક દહાડાનું કામ નથી. એ તો આખી જિંદગી સુધીનું કામ છે; એટલુંજ નહિ પણ જેનો જેવો સ્વભાવ પડ્યો હોય તે કાંઇ ઘડીકમાં બદલાઈ જાય નહિ. માટે એકબીજાના વિરુદ્ધ સ્વભાવને લીધે આખી જિંદગી સુધી રોજ રોજ અંતરની હોળીની ઝાળમાં બળ્યા ન કરો; પણ એકબીજાને નિભાવી લઈ આપણા આત્માના કલ્યાણને અર્થે અને મહાન પ્રભુને અર્થે ભગવદઇચ્છાને આધીન થઇ શાંતિથી રહેતાં શીખો. જો એવી રીતે આનંદથી રહીએ તો આપણો દાખલો જોઇને આપણાં છોકરાંઓ સુધરશે; પણ જો આપણે આપણો મિજાજ કાબૂમાં નહિ રાખીએ અને ગાળાગાળી તથા મારામારી કરીશું, તો આપણું તો ભવિષ્ય બગડશેજ, પણ સાથે સાથે આપણાં છોકરાંઓની જિંદગી પણ બગડશે. એવું ન થાય માટે ઘણીઘણિયાણીએ એકબીજાની ભૂલો શાંતિથી નિભાવી લેવી જોઇએ.

ઘણીઘણિયાણીએ જેમ એકબીજાના સ્વભાવો નિભાવી લેવા જોઇએ, તેમજ કેટલીક કુદરતી આફતો જેમકે ગરીબાઇ વગેરે સંકટો, મંદવાડ અને કુટુંબોમાં કોઇ કોઇ વખત બનતા દિલગીરીભરેલા બનાવોમાં પણ ધીરજ રાખવી જોઇએ. એવે વખતે મહેણાંટોણાં મારી એકબીજાની લાગણીઓ દુખાવવી નહિ, પણ જેમ પ્રભુ રાખે તેમ રહીને સલાહસંપથી વર્તવું એમાંજ આપણી ઉત્તમતા છે. એજ સ્ત્રીપુરુષનો ધર્મ છે અને એવા સંકટના સમયમાં આપણે એકબીજા સાથે જે પ્રમાણે વર્તીએ તે પ્રમાણેજ પ્રભુ

આપણી સાથે વર્તે છે; માટે એવા વખતમાં પણ ધીરજ રાખીને જેમ બને તેમ પુરુષોએ સ્ત્રીઓને અને સ્ત્રીઓએ પુરુષોને નિભાવી લેવાં જોઇએ.

એ સિવાય ભવિષ્યમાં આપણું શું થશે? અને આપણાં છોકરાંનું શું થશે? એવા ઠાલા ઠાલા ખ્યાલોમાં સ્ત્રીપુરુષો દુઃખી થયા કરે છે અને પોતાના આયુષ્યને અધું કરી નાખે છે; પણ એમ વિચારતા નથી કે,જે પ્રભુ અનંતકાળ થયાં અનંત બ્રહ્માંડોને નિભાવી રહ્યો છે અને આપણને પણ આજ દહાડા સુધી નિભાવ્યા છે, તે પરમ દયાળુ સર્વશક્તિમાન જગતૃપિતા પરમાત્મા આપણાં છોકરાંઓને પણ નિભાવશેજ; કારણ કે તે પોતાના જનનું સદા રૂડું કરે છે, એમ સમજી આપણા રૂડા ધર્મ ઉપર પૂરો વિશ્વાસ રાખી સ્ત્રીપુરુષોએ સદાસર્વદા આનંદમાં રહેવું જોઇએ.

વાજાની એક કળ બગડવાથી જેમ આખી મંડળીનો રસ ઊડી જાય છે અને જેમ અગ્નિના એક નાના તણખામાંથી મોટી આગ ફેલાઇ જાય છે, તેમ કુટુંબમાં કોઇ માણસ બહુ લોભી, બહુ ક્રોધી, વ્યભિચારી કે એવાજ બીજા અવગુણવાળું હોય, તો આખા કુટુંબને દુઃખી કરી નાખે છે; માટે કોઈ પણ જાતના દુર્ગુણમાં ન ફસી પડાય તેની સ્ત્રીપુરુષોએ બહુ સંભાળ રાખવી જોઇએ; કારણ કે આપણું પાપ કાંઈ આપણનેજ દુઃખી કરીને અટકતું નથી, પણ તેના છાંટા બહુ દૂર સુધી ઊડે છે, માટે આપણા વાંકે બીજાં નિર્દોષોને હેરાન થવું ન પડે એ સંભાળવું એ દરેક સ્ત્રીપુરુષનો ધર્મ છે.

આપણે સમજવું જોઇએ કે, આ કાંઇ દેવતાઓને રહેવાની અમરાવતી નથી, પણ આ તો મનુષ્યને રહેવાનો મૃત્યુલોક છે; માટે અહીં તો જુદા જુદા સ્વભાવ પણ રહેશે, રોગો પણ રહેશે, જંજાળો પણ રહેશે અને દુઃખો પણ રહેશેજ; પણ એ બધાની વચ્ચે ધર્મનું બળ રાખીને, પ્રભુનો દૃઢ આશરો રાખીને શાંતિપૂર્વક આનંદમાં રહેવું એજ આપણી ખૂબી છે ને એજ ધણીધણિયાણીનો ધર્મ છે.

જે કુટુંબમાં સૌ નાનાંમોટાંઓ એકબીજા સાથે સલાહસંપથી વર્તતાં હોય, જેઓમાં કોઈ જાતનાં પાપકર્મ હોય નહિ અને જેઓ પોતાના ધર્મ પ્રમાણે વર્તી જેમ પ્રભુ રાખે તેમ આનંદથી રહેતાં હોય, તેઓ આ સંસારમાં રહીને પોતાના ઘરમાંજ સ્વર્ગના જેવાં સુખો ભોગવે છે.

## ૫૫–આપણા દેશમાં કેવા કથા વાંચનારાઓ છે અને કેવા સાંભળનારાઓ છે, તેનો એક જાણવા જેવો નમૂનો

એક ગામડામાં કોઇ પટેલિયાને ત્યાં ભાગવતની સપ્તાહ બેઠી હતી. એ કથા વાંચનાર વ્યાસ પોતાની પંડિતાઇ બતાવવામાં તણાઇ મરે તેવો હતો; પણ સાંભળનારા કેવા છે અને તેને કેમ સમજાવવા જોઇએ, એનો કાંઈ ખ્યાલ તેને નહોતો. તે તો જૂના વિચારના એક શાસ્ત્રી પાસેથી શીખ્યો હતો તેમ "કોપી ટુ કોપી ને મખ્ખી ટુ મખ્ખી"ની પેઠે ચલાવ્યે જતો હતો. વચમાં વચમાં કઠિન સંસ્કૃત શબ્દો ચાહી ચાહીને લાવતો હતો અને જ્યાં સાદા શબ્દોથી ચાલે ત્યાં કઠિન શબ્દો વાપરવાની તેને ટેવ હતી. વચમાં વચમાં તે દ્વૈત–અદ્વૈતના ઝઘડાની વાતો કરતો, શંકરના અદ્વૈત સિદ્ધાંતો સમજાવતો અને ઉપનિષદોનાં પ્રમાણો ટાંકી બતાવતો; તેથી એ ગામનો એક ગરીબ બ્રાહ્મણ કે જે બિલકુલ ભણેલો નહોતો, પણ ગામનો ગામોટ હતો, તેથી તેને જપિયા તરીકે બેસાડ્યો હતો ને વ્યાસજી મહારાજ સારુ શીરોપૂરી, દૂધપાકપૂરી વગેરે રસોઇ બનાવી આપતો. તે બ્રાહ્મણ વ્યાસજીની આવી વાતો સાંભળીને કાંઇ પણ સમજ્યા વિના માત્ર ખુશામતને ખાતર તેનાં ખૂબ વખાણ કરતો; એટલે પટેલિયાઓ સમજતા કે, આપણો બાપુગોર પક્કો છે, તે કોઇને માને એવો નથી; તોપણ વ્યાસનાં વખાણ કરે છે, માટે વ્યાસ બહુ મોટા પંડિત છે, એમ જાણીને રાજી થતા; પણ તેની પંડિતાઇમાંથી પોતાને કાંઇ મળતું નહોતું એની તેઓને ખબર નહોતી કે એની તેઓને દરકાર નહોતી. પંડિત પોતાની પંડિતાઇ બતાવવા સંસ્કૃત કઠિન શબ્દો વાપરતા; એટલુંજ નહિ પણ પટેલની ડેલી ગાજી ઊઠે તેવા મોટા સાદે બોલતા હતા; કારણ કે તેઓની સમજણ એવી હતી કે, ખૂબ જોરથી બોલવું ને અવાજની ખૂબીથીજ લોકોને આંજી નાખવા ને રાજી કરી દેવા, એ પણ બહુ મોટી વાત છે. આવી સમજણને લીધે તેઓ બહુજ તાણી તાણીને વાંચતા હતા અને શરીર તથા અવાજ સારો હતો; એટલે આખો દિવસ રાગડા તાણ્યા કરવામાં ને બૂમો પાડ્યા કરવામાં તેઓને કાંઇ મુશ્કેલી લાગતી નહિ.

એમ કરતાં કરતાં પાંચ દિવસ થયા ત્યારે ત્યાં બેઠેલી એક

વૃદ્ધ ભરવાડણની આંખમાં આંસુ જોયાં એટલે વ્યાસજીને એમ લાગ્યું કે, "મારી કથાથી આ બાઇને બહુ અસર થાય છે, તેથી તેની આંખમાં પ્રેમનાં અશ્રુ આવી જાય છે." એમ ધારીને તે બાઇ સામે જોઇ જોઇને વ્યાસજી વધારે વધારે જોરથી બોલવા લાગ્યા, એમ સાંજ સુધી ચાલ્યું.

એ પછી છઠ્ઠે દિવસે તે બાઇ ત્યાં આવીને વ્યાસની વાણી સાંભળી રોવા લાગી, ત્યારે વ્યાસજીથી રહી શકાયું નહિ તેથી તે ભરવાડણ બાઇને પૂછ્યું કે, "તમો પણ બહુ ભક્ત દેખાઓ છો. ભાગવત ઉપર તમારો પ્રેમ બહુ સારો છે, પણ મને કહો તો ખરાં કે, આમાંના કયા પ્રસંગથી તમારી આંખમાં આંસુ આવ્યાં? કાલે પણ તમારી આંખમાં પ્રેમનાં આંસુ હતાં ને આજે પણ રડો છો તેનું કારણ શું?"

ત્યારે તે ભરવાડણે કહ્યું કે, "ભાઈ! હું અહીં પટેલની પડોશમાં રહું છું, તેથી આજે છ દહાડા થયાં તને આરડતાં સાંભળું છું. તને જેવો આરડવાનો રોગ થયો છે, તેવોજ રોગ બે મહિના ઉપર મારા પાડાને થયો હતો, તેથી આઠ દિવસ સુધી આરડી આરડીને નવમે દિવસે તે બિચારો મરી ગયો; તેમજ તને પણ આરડવાનો રોગ થયો છે ને આખો દિવસ આરડયા કરે છે, તેથી હવે બેત્રણ દિવસમાં તું મરી જઇશ ત્યારે તારાં બાયડીછોકરાંનું શું થશે? એ બિચારાં રખડી મરશે ને તું હજી આવો જુવાન જોદ્ધા જેવો મરી જઇશ તેથી મને રડવું આવે છે; કારણ કે આવા રોગવાળું બચે નહિ. મારો પાડો આરડી આરડીને મરી ગયો તેમ તું પણ મરી જઇશ, એમ મને ફિકર લાગે છે, તેથી મને રોવું આવે છે. ભાઈ! હું કાંઇ કથાબથામાં જાણુતી નથી ને તું શું બકે છે તે પણ સમજતી નથી; પણ તને આરડવાનો રોગ થયો છે તે જોઇને મને રોવું આવે છે."

આ સાંભળીને તે વ્યાસે કહ્યું કે, "રાંડ ઘેલી છે! ભરવાડાં તે ભરવાડાં! એના નસીબમાં તે કાંઇ ભાગવત હોય?" જો કે મોઢેથી વ્યાસે પટેલિયાને આમ કહ્યું, પણ એના મનમાં શું અસર થઈ હશે તે તો તેજ જાણે!

બંધુઓ! આપણા દેશમાં આવા ડાહ્યા કથા વાંચનારાઓ છે અને આવાં પ્રેમી સાંભળનારાં છે, એટલે પછી દરિદ્રતા ક્યાંથી ફીટે? જ્યાંસુધી આપણી કથાઓના આવા હાલ રહે ત્યાંસુધી

શાસ્ત્રો બિચારાં શું અસર કરી શકે? માટે આવી પોલમાં નહિ પડ્યા રહેતાં લોકો સમજી શકે તેવી સાદી, સહેલી ને ગામઠી ભાષામાં તેઓને જ્ઞાન આપવું જોઇએ. જ્યારે એમ કરીશું ત્યારેજ લોકોની ખરી સેવા કરેલી જણાશે ને ત્યારેજ લોકોમાં નીતિ, ધર્મ તથા ચારિત્ર્યનું બળ વધી શકશે અને એ પછીજ લોકોથી નવા વિચારો જિરવાશે તથા નવી શોધખોળ થઇ શકશે; માટે ઓ વિદ્વાન બંધુઓ! જરા તમારી વિદ્વત્તાને નીચે ઉતારી, લાખો અજ્ઞાની લોકો સમજી શકે તેવી ભાષામાં જ્ઞાન આપો; એટલે નીતિ-ધર્મ ફેલાશે ને પ્રભુપ્રેમ વધશે અને ત્યારેજ ખરું કલ્યાણ થશે.

## ૫૬-જ્યાં મન, બુદ્ધિ, વાણી કે કર્મ પહોંચી શકતાં નથી, ત્યાં આપણે કેમ પહોંચવું?

બધાં શાસ્ત્રો અને મહાત્માઓ કહે છે કે, આપણો સ્થૂલ દેહ ઈશ્વર પાસે પહોંચી શકે તેમ નથી, ઇન્દ્રિયોથી ઈશ્વર જાણ્યો જાય તેમ નથી, વાણી ત્યાં પહોંચી શકતી નથી, મન ત્યાં જઇ શકતું નથી, બુદ્ધિ એને પકડી શકતી નથી અને આપણાં કર્મો પણ ત્યાં પહોંચી શકતાં નથી; કારણ કે એ બધી સ્થૂલ વસ્તુઓ છે, જડ વસ્તુઓ છે, અપૂર્વ છે, પોતાની સત્તા વિનાનાં છે અને નાશ પામનારાં છે; પણ પરમાત્મા તો ચૈતન્યસ્વરૂપ છે, અવિનાશી છે, વ્યાપક છે, પૂર્ણ છે, આનંદસ્વરૂપ છે, નિર્વિકારી છે, નિરાકાર છે, નિરંજન છે, સ્વયંપ્રકાશ છે અને સર્વશક્તિમાન છે, માટે વેદમાં કહ્યું છે કે, "नेति नेति" એટલે કે આ નહિ, આ નહિ; એની પાર, એની બહાર, એથી જુદો પરમાત્મા છે. મતલબ કે એ ગુણોથી પર છે, માયાથી પર છે તથા પ્રકૃતિથી પણ પર છે અને શરીર, ઇન્દ્રિયો, વાણી, મન, બુદ્ધિ તથા કર્મ એ તો ગુણોથી ને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં છે, માટે તે પરમાત્માને પકડી શકે નહિ; કારણ કે તે ઈશ્વરમાંથી સીધી રીતે ઉત્પન્ન થયેલાં નથી, તે અમર નથી અને તે સ્વયંપ્રકાશ નથી, મહાન ઈશ્વરના પ્રકાશ વડે તે પ્રકાશિત છે અને સર્વશક્તિમાન ઈશ્વરની શક્તિ વડે તે શક્તિવાન છે; આમ હોવાથી તે અપૂર્ણ જડ વસ્તુઓ, સંપૂર્ણ ચૈતન્યસ્વરૂપ પાસે પહોંચી શકે નહિ; ત્યારે આપણે કરવું શું? આપણે કેવી રીતે ઈશ્વરને પકડવો? કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે, જ્યાં-

સુધી ઈશ્વર ન ઓળખાય ત્યાંસુધી જન્મ વૃથા છે, જ્યાંસુધી ઈશ્વર ન ઓળખાય ત્યાંસુધી અખંડ આનંદ મળતો નથી, જ્યાંસુધી ઈશ્વર ન ઓળખાય ત્યાંસુધી જન્મ–મરણના ફેરામાંથી છૂટી શકાતું નથી અને જ્યાંસુધી ઈશ્વર ન ઓળખાય ત્યાંસુધી ઈશ્વરની હજૂરમાં મોક્ષસુખ ભોગવી શકાતું નથી, માટે કોઇ પણ રીતે આપણે ઈશ્વરને ઓળખવો જોઇએ; પણ ઈશ્વર પાસે પહોંચવાનાં આપણાં સાધનો તો બધાં અપૂર્ણ છે, ત્યારે હવે કરવું શું? એને માટે આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે કે, આત્મા વડે પરમાત્માને પકડો; કારણ કે આત્મા એ પરમાત્માનો અંશ છે. અમરપણું, ચેતનપણું, ઐશ્વર્ય, જ્ઞાન અને આનંદ વગેરે પરમાત્માના બધા ગુણો આત્મામાં રહેલા છે; એટલુંજ નહિ પણ આત્માનો પરમાત્માની સાથે સીધો સંબંધ છે, તેથી આત્મા પરમાત્મા પાસે પહોંચી શકે તેમ છે, માટે આત્મા વડે પરમાત્માને પકડવાના ઉપાય કરો.

આત્મા વડે પરમાત્માને કેમ પકડવો એને માટે ઉપનિષદમાં કહ્યું છે કે, ૐકાર એ ધનુષ્ય છે, આત્મા એ બાણ છે અને પરમાત્મા એ બાણ મારવાનું ઠેકાણું છે; માટે હોશિયાર થઇને બાણ મારો અને બાણાવળીના ધનુષ્યમાંથી છૂટેલું બાણ જેમ ધારેલા નિશાનમાં ખૂંચી જાય છે, તેમ આત્માને પરમાત્મા સાથે જોડી દો, પરમાત્મા સાથે તન્મય કરી દો, પરમાત્મામાં પ્રોઇ દો અને જેમ નિશાનમાં બાણ ખૂંચી જાય છે તેમ આત્માને પરમાત્મામાં ખૂંચી જવા દો. એમ કેમ થઇ શકે? એના જવાબમાં શાસ્ત્રકારોએ કહ્યું છે કે, સાવધાનપણાથી એમ થઇ શકે છે. એ સાવધાનપણું કેવું હોય? તેને માટે મહાભારતમાં કહ્યું છે કેઃ—

મહાત્મા દ્રોણાચાર્ય પાસે કૌરવપાંડવ બાણવિદ્યા શીખતા હતા, ત્યારે એક દિવસ તે બધા વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાની દ્રોણાચાર્યની ઇચ્છા થઇ; તેથી એક મોટા ઝાડ ઉપર પક્ષીના આકારનું રમકડું બાંધ્યું અને દુર્યોધનને કહ્યું કે, "એ પક્ષીની આંખમાં બાણ માર." દુર્યોધને ઊઠી ધનુષ્યમાં બાણ ચઢાવ્યું ને નિશાન તાક્યું; ત્યારે દ્રોણાચાર્યે પૂછ્યું કે, "બોલ, હવે તું શું દેખે છે?" ત્યારે દુર્યોધને કહ્યું કે, "હું અહીં બધા બેઠા છે તેઓને જોઉં છું, ઝાડને જોઉં છું, આપને જોઉં છું અને વાદળાં જોઉં છું." પોતાના શિષ્યની એ વાત સાંભળી દ્રોણાચાર્ય દિલગીર થયા. તેમને લાગ્યું કે, એ નિશાન વીંધી શકશે નહિ અને એમજ થયું. દુર્યોધને બાણ

છોડયું પણ તે ખાલી ગયું. એ પછી યુધિષ્ઠિરનો વારો આવ્યો; તેથી તેણે બાણ ચડાવ્યું ને નિશાન તાકયું. ત્યારે દ્રોણાચાર્યે તેને પૂછયું કે, "હવે તમને શું દેખાય છે?" યુધિષ્ઠિરે કહ્યું કે, "આકાશ દેખાય છે, ઝાડ દેખાય છે, પક્ષી દેખાય છે ને થોડીઘણી આ સભા પણ દેખાય છે." એ સાંભળીને દ્રોણાચાર્યે કહ્યું કે, "તમે પણ કાંઈ શુક્રવાર કરી શકો તેમ નથી." એ પ્રમાણે ઘણા જણની પરીક્ષા લીધા પછી અર્જુનનો વારો આવ્યો. તેણે બાણ ચડાવી નિશાન તાકયું, ત્યારે ગુરુએ પૂછયું કે, "તને શું શું દેખાય છે?" ત્યારે અર્જુને કહ્યું કે, "બાણની અણી ને પક્ષીની આંખ, એ બે વિના હમણાં હું બીજું કાંઇ પણ જોઇ શકતો નથી." એ સાંભળી રાજી થઇને ગુરુએ કહ્યું કે, "શાબાશ! મારી મહેનત ફળીભૂત થઇ; તું નિશાન વીંધી શકીશ." એજ વખતે અર્જુને બાણ મારી તે પક્ષીની આંખ વીંધી નાખી.

ભાઇઓ! જ્યારે આવી એકાગ્રતા થાય, જ્યારે આવી તન્મયતા થાય, જ્યારે આવી એકતા થાય અને જ્યારે બાણ તથા નિશાન વિના બીજી કોઇ પણ વસ્તુ દેખી શકાય નહિ; ત્યારેજ આત્મારૂપી બાણથી પરમાત્મારૂપી નિશાન વીંધી શકાય છે અને જ્યારે અંદરથી આવી તાળી લાગી જાય, ત્યારે ઇન્દ્રિયો, મન, બુદ્ધિ તથા કર્મ બદલાઈ જાય છે. તેઓમાં ઉત્તમતા આવી જાય છે, તેઓમાં પ્રભુપ્રેમ આવી જાય છે, તેઓમાં નવું બળ આવી જાય છે અને સર્વભાવથી ઈશ્વરને આધીન થઇ તેઓ ઈશ્વરમય થઇ શકે છે; કારણ કે આત્માની સત્તા વડે તેઓ સત્તાવાન છે, માટે જ્યારે જીવ જાગેલો હોય છે, ઈશ્વર તરફ ખેંચાયેલો હોય છે, ઈશ્વરનો મહિમા સમજેલો હોય છે અને ઈશ્વરી આનંદ અનુભવતો જાય છે, ત્યારે તેના નોકરો-ઇન્દ્રિયો, મન, બુદ્ધિ ને કર્મ પણ ઈશ્વર તરફ વળતાં જાય છે અને ઈશ્વરમય થતાં જાય છે. જો કે એ નોકરો ઈશ્વર સુધી પહોંચી શકે તેમ નથી; તોપણ પોતાના શેઠ જીવાત્માને ઈશ્વર તરફ ધકેલવામાં તે બહુ મદદ કરે છે; માટે ભાઇઓ! સર્વશક્તિમાન અખંડ આનંદરૂપ પરમ કૃપાળુ મહાન પરમાત્મા પાસે પહોંચવું હોય તો અંદરથી આપણો આત્મા જાગૃત થાય તેમ કરો. જો આત્મા જાગૃત થશે તો એના નોકરો બધા સીધા ચાલશે; એટલુંજ નહિ પણ એ પણ યાદ રાખજો કે, દેવાધિદેવ મહારાજાધિરાજ અનંત બ્રહ્માંડના નાથની હજૂરમાં આત્મા-

રૂપી રાજા પોતેજ જઈ શકે એમ છે, નોકરો ત્યાં જઇ શકે તેમ નથી. માટે જો અનંતકાળના અખંડ આનંદ ભોગવવા હોય, તો જીવને જાગૃત કરો અને તે ઈશ્વરમય થાય તેમ કરો.

## ૫૭–મહાન ઈશ્વરને આપણો આત્મા અર્પણ કરવાને બદલે હલકી વસ્તુઓ આપીએ છીએ, તેથી ભક્તિ ફળીભૂત થતી નથી

દુનિયાનાં બધાં શાસ્ત્રોમાં બધા મહાત્માઓએ એક અવાજે કહ્યું છે કે, અનંત બ્રહ્માંડના નાથ, શાંતિદાતા, સર્વશક્તિમાન, પરમકૃપાળુ મહાન પરમાત્માને આપણે ઉત્તમમાં ઉત્તમ ને વહાલામાં વહાલી વસ્તુ અર્પણ કરવી જોઇએ. બંધુઓ ! આપણી પાસે ઉત્તમમાં ઉત્તમ ને વહાલામાં વહાલી વસ્તુ કઈ છે? ઉત્તમમાં ઉત્તમ ને વહાલામાં વહાલી વસ્તુ આપણો આત્મા છે. આત્માના સુખને વાસ્તે ધન તજી શકાય છે, સગાંવહાલાં તજી શકાય છે, દેશ તજી શકાય છે, અર્ધું અંગ જે સ્ત્રી તે પણ તજી શકાય છે, આત્માથી ઉત્પન્ન થયેલો આત્માનું બીજું રૂપ જે પુત્ર તેને પણ તજી શકાય છે અને આત્માના કલ્યાણ સારુ સૌથી વહાલામાં વહાલું જે શરીર તે પણ તજી શકાય છે. ટૂંકામાં એજ કે, આપણા આત્મા કરતાં આપણને વધારે વહાલી હોય એવી બીજી કોઇ પણ વસ્તુ આ જગતમાં કે સ્વર્ગમાં પણ નથી; એટલુંજ નહિ પણ આત્માના સુખને માટેજ આ જગતની ઘણી વસ્તુઓ આપણને વહાલી લાગે છે. જેમકે:—

ધન ધનને ખાતર વહાલું લાગતું નથી, પણ આત્માને ખાતર તે વહાલું લાગે છે. જો ધનમાં સુખ હોય અને ધનને ખાતર ધન વહાલું લાગતું હોય તો તે તજી શકાય નહિ અને તેને તજી દેવાથી સુખ થાય નહિ; પણ આપણે જોઇએ છીએ કે, પાછલા દિવસોમાં જ્યારે જગતનું મિથ્યાપણું સમજાઇ જાય છે અને મનમાં વૈરાગ્ય આવે છે, ત્યારે આત્માના કલ્યાણ સારુ ધન તજી શકાય છે અને આત્માના સુખ સારુજ પહેલી અવસ્થામાં ધન મેળવવામાં આવે છે; કારણ કે ધન કરતાં આપણને આત્મા વહાલો છે. આવી રીતે સગાંવહાલાં, સ્ત્રી, પુત્ર, દેશ, જિંદગી, વૈભવો અને જગતની બધી પ્રિય વસ્તુઓ આત્માના સુખને ખાતર વહાલી લાગે

છે. આત્માના સુખને માટેજ તે બધું મેળવવામાં આવે છે અને આત્માના કલ્યાણ સારુ તે બધું તજી શકાય છે; કારણ કે જગતની બધી વસ્તુઓ, બધી જાતના વૈભવો અને બધી જાતનાં સુખો કરતાં આપણો આત્મા આપણને વધારે વહાલો લાગે છે; માટે સર્વશક્તિમાન મહાન ઈશ્વરને જો ઉત્તમમાં ઉત્તમ ને વહાલામાં વહાલી વસ્તુ અર્પણ કરવી હોય, તો તેને આપણો આત્મા અર્પણ કરવો જોઇએ. તેને બદલે ઈશ્વરને અર્થે આપણે જડ વસ્તુઓ આપીએ છીએ અને તે પણ ઉત્તમ નહિ પણ સાધારણ, ભારે નહિ પણ હલકી, આપણને વહાલી લાગે તેવી નહિ પણ આપણને ગમે તેવી, વાપરવા જેવી નહિ પણ કામચલાઉ અને તે પણ અંતરના ઉમળકાથી નહિ પણ વ્યાવહારિક રિવાજને ખાતર, નાતજાતમાં સારું લગાડવાને ખાતર, આડોશીપાડોશીઓની દેખાદેખીને ખાતર અને અંતરની લાગણીને સંતોષવા સારુ નહિ, પણ કેટલીક જાતના વહેમો તથા સ્વાર્થને ખાતર કાંઇક કરીએ છીએ. જેમકેઃ–

દેવ પાસે દીવો કરવા સારુ ઘી આપવું પડે તો કહીએ છીએ કે, "એ તો જેવું હશે તેવું ચાલશે. જરા હલકું હોય તો ફિકર નહિ. ભાવમાં ફાયદો થાય તેમ કરો." આપણા શેઠિયાઓ પોતાના મહેતાને કહે છે કે, "શ્રાદ્ધનાં ધોતિયાં લઇ આવો." શ્રાદ્ધનાં ધોતિયાં એટલે કે હલકાં ધોતિયાં, ઓછી કિંમતનાં ધોતિયાં, ટૂંકા પનાનાં ધોતિયાં, હલકા સૂતરનાં ધોતિયાં અને નુકશાની થયેલો માલ હોય તેનું નામ શ્રાદ્ધનાં ધોતિયાં. હવે સમજ્યા? જે બાપદાદાઓ મોટો વારસો આપી ગયા અને આપણે માટે ઘણુંએ સારુંમાઠું કરી ગયા, તેઓને અર્થે શ્રાદ્ધ જેવા પવિત્ર દિવસે મહાન પ્રભુને નામે આપવાની વસ્તુઓ ખાસ ચાહીને કેવી લેવાય છે, એ તો જરા જુઓ! ઠાકોરજીના દાગીના બનાવવા હોય તો કહે કે, "એમાં તો જેમ હશે તેમ ચાલશે, ઠાકોર ભલા છે, એટલામાં બધું માની લેશે. એ તો બાળક છે, એક ઘૂઘરો આપીએ તો રાજી થઇ જાય; કારણ કે ભગવાનને ઘેર શું ખોટ છે? એ તો ભાવના ભૂખ્યા છે." જરા હસતે હસતે એમ કહી રમૂજમાં વાત ઉડાવી નાખીએ છીએ; પણ બાયડીના દાગીના તો સારામાં સારા જોઇએ. એમાં કાંઇ જેમ તેમ ચાલે નહિ. એ તો મોક્ષદાતા ઠાકોરજીની સેવામાં જેમ તેમ ચાલે, પણ (द्वारमेकं नरकस्य नारी) સ્ત્રી કે જે નરકનું એક બારણું છે તેમાં કાંઈ એમ ચાલે? ધર્મનિમિત્તે કોઇ વખત સાધુઓને જમા-

ડવા હોય, ત્યારે સસ્તા ભાવનો નરમગરમ બજારુ માલ ચાલ્યો જાય, પણ કોઇને સારું લગાડવા સારુ કે માન મેળવવા સારુ પાર્ટીઓ આપવાની હોય કે મિત્રોની મિજબાની કરવાની હોય, ત્યારે કાંઇ એમ ચાલે? એમાં તો ઊંચામાં ઊંચો માલ જોઇએ. એ તો ધર્મના કામમાં જેમ હોય તેમ ધકેલાય, પણ દુનિયાદારીના વિવેકોમાં તો ભાઈસાહેબને સૌથી સરસ થઇને રહેવું જોઇએ. ડોશીએ જાત્રા કરવા જવાની માનતા લીધી હોય, તો તેની સાથે જવા માટે પાંચ-પંદર દિવસની ફુરસદ ન હોય; પણ ગરમીના દહાડામાં દોસ્તોની સાથે હવા ખાવા જવું હોય, તો બેત્રણ મહિનાની ફુરસદ મળી જાય. ધર્મના કામમાં કાંઇ ખર્ચ કરવાની વાત આવે તો એમ કહેવાય કે, હમણાં ધંધારોજગાર બરાબર નથી; પણ જો છોકરાંનાં લગ્ન કરવાં હોય કે વહુની અઘરણી હોય, તો એજ વખતે સૌ કરતાં સવાયું ખર્ચ કરવાનું મન થઈ જાય! અને અમે જોયું છે કે, આડોશીપાડોશીના કાંઇ કામકાજ સારુ બહાર જવું પડે, ધર્મના કામ સારુ જવું પડે અથવા નાતજાતમાં કોઇ મરી ગયું હોય તેથી આભડવા જવું પડે, ત્યારે એ ખબર સાંભળીને ઘણાએ સાજાતાજા માણસો ખાસ ચાહીને બિચારા માંદા પડી જાય છે અને કહે છે કે, અમારી તબિયત સારી નથી; પણ જો કાંઇ રમતગમત હોય, નાટકચેટક હોય, ખાવાપીવાનું હોય કે નાચપાર્ટી હોય, તો માંદાઓ પણ સાજા થઇ જાય છે; એટલુંજ નહિ પણ તબિયતને વસમું લાગે તોપણ એ મજા છોડતા નથી. આવાં આપણાં આચરણો છે. ભાઇઓ! હવે કહો કે કેવી રીતે આપણી ભક્તિ ફળીભૂત થાય? શાસ્ત્રનો હુકમ એ છે કે, જો જિંદગીની સાર્થકતા કરવી હોય, ચોરાશીના ફેરામાંથી છૂટવું હોય, ઈશ્વરના વહાલા થવું હોય, આત્માનું કલ્યાણ કરવું હોય અને અનંતકાળનાં મોક્ષસુખ મેળવવાં હોય, તો તમારો આત્મા પરમાત્માને અર્પણ કરો. એ વિના ઉદ્ધાર થઇ શકે તેમ નથી. આવો ચોખ્ખો હુકમ છતાં પણ આપણે જડ વસ્તુઓના અર્પણમાંજ રહી જઇએ છીએ અને તે પણ ઉપર મુજબ ભેંશો છોડી લઇને ખીલાનાં દાન દેવામાંજ રહી જઇએ છીએ; અને તેમ છતાં મોટાં ફળોની આશા રાખીએ છીએ! અને આપણા ધાર્યા પ્રમાણે મોટાં ફળો ન મળે, ત્યારે ધર્મને બદનામ કરીએ છીએ અને કહીએ છીએ કે, આજના વખતમાં ભક્તિ ફળીભૂત થતી નથી; પણ એમ વિચારતા નથી કે, ભેંશો છોડી લઇને

ખીલાનાં દાન આપવાનાં ફળ તે કેવાંક હોય ? માટે ભાઇઓ! જો આપણી ભક્તિને ફળીભૂત કરવી હોય, તો પરમકૃપાળુ પરમાત્માને આપણો આત્મા અર્પણ કરી શકાય તેમ કરો.

**દોહરો**

એરનકી ચોરી કરે, કરે સોયકા દાન;
ઊંચે ચડકે દેખહીં, આવત ક્યું ન વિમાન ?

## ૫૮–આપણે ગમે તેવા ડાહ્યા ને મોટા હોઇએ તોપણ ઈશ્વરી રસ્તો દેખાડનાર સદ્‌ગુરુ વિના ચાલવાનું નથી

થોડાક સુધારાવાળા જુવાનિયાઓની એક કલબ હતી. તેમાં પ્રસંગોપાત્ત એક માણસ વારેવારે એ વાત ચર્ચવતો કે, "ગુરુ શા માટે જોઇએ ? બધા માણસો સરખા છે. કોઇ પણ માણસને ગુરુ બનવાનો હક નથી. કાન ફૂંકવાનો કે ચેલા મૂંડવાનો વખત ગયો. હવે તો આ ભ્રાતૃભાવનો જમાનો છે. હવે તો ઈશ્વિરકૃપાથી અભેદનો વખત ચાલ્યો આવે છે. હવે લોકો સમજતા જાય છે કે જે માણસ બહુ ડાહ્યા હોય, શોધક બુદ્ધિના હોય, પરમાર્થી સ્વભાવના હોય અને જિગરની લાગણીથી ભલાં કામો કરી રહ્યા હોય તેઓને માન આપવું જોઈએ અને તેઓને જરૂરની મદદ કરવી જોઇએ; પણ કાંઇ તેઓની પૂજા થાય નહિ. પૂજાને લાયક તો માત્ર પરમાત્માજ છે. ગુરુ થઇને પૂજાવું, બીજાને નીચા ગણવા, પોતાના મતની જાળમાં લોકોને બાંધી લેવા, વંશપરંપરાની ગાદી સ્થાપવી, પવિત્ર શાસ્ત્રોના પોતાના મતને અનુકૂળ આવે તેવા અર્થ કરવા અને પોતાના પંથ વિરુદ્ધની આખી દુનિયાની નિંદા કર્યા કરવી, એવું હંબગ તે ક્યાં સુધી ચાલશે ? આવા ગુરુપણાએજ દુનિયાનું સત્યાનાશ વાળ્યું છે. એક પરમાત્મા સિવાય જગતમાં બીજા કોઇ ગુરુ જોઇએજ શા માટે ?" આવું આવું ઘણુંએ કહ્યું. એ સાંભળીને ત્યાં બેઠેલા તેની ઓળખાણવાળા એક ડાહ્યા માણસે કહ્યું કે, "મિસ્ટર! તમે બહુ સારા વક્તા થશો. બેશક, તમારા જેવા ઊગતા જુવાનિયાઓને હાલના જમાનાની છૂટાપણાની કેળવણી પ્રમાણે એવા વિચારો આવે તેમાં કાંઇ નવાઇ નથી. પણ એ બાબત આપણે નિરાંતે વિચાર કરીશું. હમણાં કહો તો ખરા, શું અભ્યાસ ચાલે છે ? તમારી કૉલેજના પ્રોફેસરો કેમ છે ?"

ત્યારે તેણે કહ્યું કે, "આ સાલ તો હું ફેઇલ થયો, કારણ કે રસાયણશાસ્ત્રનો પ્રોફેસર ઘોઓ હતો એટલે તે કાંઇ બરાબર સમજાવી શક્યો નહિ; તેથી આ સાલ એ વિષયમાં ઘણા છોકરા નાપાસ થયા. ઇતિહાસનો પ્રોફેસર હોશિયાર હતો, પણ હું દોસ્તના લગ્નમાં ગયો હતો, તેથી ભાષણો સાંભળી શક્યો નહિ, એટલે એમાં પણ બીડું મુકાયું. ગણિતના પ્રોફેસરને તો તમે જાણો છો. એ તો ઠાંસીને આવે છે, પણ વિષયને ઇન્સાફ ઠીક આપે છે. અંગ્રેજીનો પ્રોફેસર તો કોઇને કાંઇ કામનોજ નહિ; કારણ કે એ તો એના કડક મિજાજમાં ને પોઝિશનની ફિશિયારીમાં સૌથી અલગ પડ્યો રહે છે. સંસ્કૃતનો પ્રોફેસર પોતે જાતે બહુ ભલો છે. પણ શીખવવાની બાબતમાં કાંઇ કામનો નહિ. એ મહેતાજી મારે પણ નહિ ને ભણાવે પણ નહિ તેવા છે. બીજા પ્રોફેસર ડફોળ જેવા છે અને પ્રિન્સિપાલને તો તમે જાણો છો! એ તો નામનું પૂતળું છે; પણ મોટી વગને લીધે એ જગ્યા ઉપર ચડી ગયો છે. તેની કાંઇ પણ સત્તા ચાલતી નથી, તેમ તે કાંઇ બોલતો પણ નથી, જેમ ચાલે તેમ ચાલવા દે છે. આવું ખાતું છે એટલે પાસ તે ક્યાંથી થઇએ? હું કોઇ વરસ નાપાસ થયો નહોતો, પણ આ વરસ થયો; કારણ કે આપણે ગમે એવા હોશિયાર હોઇએ, તોપણ સારા પ્રોફેસરની મદદ વિના શું કરી શકીએ? પ્રોફેસરોની ખામીને લીધેજ આ સાલ કોલેજનું પરિણામ ખરાબ આવ્યું છે. જો અગાઉના જેવા સારા પ્રોફેસરો હોય, તો કાંઇ આવું પરિણામ હોય? તેથી કોલેજ બદલવા સારુ હમણાં તો મેં કોલેજ છોડી છે. હાલ તો બાઇસિકલ ઉપર બેસતાં શીખું છું, પણ શીખવનારો એવો રેઢિયાળ છે કે, ત્રણ વખત હું પછડાયો, એક વખત તો ગાડીની અડફટમાં આવી જતો માંડ માંડ બચ્યો. હવે ટાઇપરાઇટિંગ ને ટૂંકાક્ષરી ભાષા શીખવાનો વિચાર છે, પણ હજી કોઇ ઉસ્તાદ મળતો નથી. જે શીખવનારા છે તે ફી વધારે માગે છે, એટલી ફી આપણને પાલવે નહિ, કારણ કે એ કાંઈ હું ધંધા તરીકે શીખવા માગતો નથી. જાણ્યું હોય તો કોઇ વખત કામનું, એમ ધારીને શોખને ખાતર શીખવું છે; માટે કોઇ સસ્તો માસ્તર શોધું છું. મારા મોટાભાઈ કહે છે કે, વીજળીનું કામ શીખ; કારણ કે એ કામ દહાડે દહાડે બહુ વધવાનું છે, પણ હજી એ શીખવાનાં આપણે ત્યાં સારાં સાધનો નથી. યુરોપ કે અમેરિકા જઇએ ત્યારે આરો આવે; પણ એટલાં દોઢિયાં આ-

પણી પાસે ન મળે ને કદી દોઢિયાંની તજવીજ કરીએ તોપણ નાતનું દુઃખ મોટું ને અહીં કોઈ સારા શીખવનારા ન મળે એટલે લાચાર. આ રજામાં એક કામ થઈ ગયું. ફોટોગ્રાફ પાડતાં શીખવા માટે ત્રણ વરસ થયાં હું માથાકૂટ કરતો પણ કાંઈ વળતું નહિ; પણ હમણાં એ વિદ્યા જાણનારો એક દોસ્ત મળી ગયો. તેણે એક મહિનામાં બધું શીખવી દીધું હોશિયાર શીખવનારની વાત જુદી છે. અગાઉ હું ચિત્ર પાડતાં શીખતો, પણ માસ્તર બરોબર નહિ એટલે તેમાં રસ લાગ્યો નહિ. તેથી કૂતરાંબિલાડાં ચીતરવાનું શીખીને પછી તે કામ છોડી દીધું. હમણાં મોટા ભાઇ ફિડલ શીખે છે. તેમને માસ્તર હોશિયાર મળી ગયો છે, તેથી ત્રણ મહિનામાં તો એવું સરસ વગાડી શકે છે કે, આપણે સૌ અજબ થઇએ. એ શીખવા બેસતા ત્યારે પ્રથમ ટેંટેં ને ઢુંઢું સાંભળીને સૌ મશ્કરી કરતા; પણ હવે થોડા વખતમાં તો તે બહુ આગળ વધી જશે. લો હવે રજા છે? તમારી સાથે વાતો કરવામાં બહુ વખત નીકળી ગયો. હજી કામે જવું છે."

એ સાંભળીને પેલા ડાહ્યા ગૃહસ્થે કહ્યું કે, "એવી ઉતાવળ શું છે? જરા બેસો તો ખરા." ત્યારે તેણે કહ્યું કે, "હમણાં કપડાં સીવવાનો હાથનો સંચો લીધો છે. તે ભાભી ચલાવે છે, પણ તેને વેતરતાં આવડતું નથી, તેથી પોલકાં, ચોળી તથા છોકરીનાં ઝભલાં વેતરતાં શીખવા સારુ દરજીને બોલાવવો છે. બાયડીઓનાં લફરાં કાંઇ થોડાં હોય છે? બહેનને ભરતગૂંથતાં શીખવવા સારુ એક શિક્ષિકા આવે છે, પણ તેને પણ કપડાં વેતરતાં આવડતું નથી. દરજીએ કહ્યું હતું કે, આજે ચાર વાગે આવીશ, પણ ન આવ્યો. એ લોકોને કાંઇ વખતની કે પોતાના વચનની કિંમત છે? આપણા કારીગરોમાં એજ મોટી ખામી છે કે, વખતસર કામ ન કરવું ને ધક્કા પાડ્યા કરવા; પણ કાંઈ બૈરાંઓ સમજે? એ તો જહાંગીરી હુકમ કે બસ હમણાંજ બોલાવો અને આપણને મનુની આજ્ઞા કે બાયડીઓને ખુશી રાખજો, નહિ તો ઘરમાંથી લક્ષ્મી રિસાઇ જશે, એટલે કાંઇ તેનો હુકમ માન્યા વિના છૂટકો થાય? મારી વાઇફ મૅટ્રિક થયેલી છે, પણ તેને રસોઇ બનાવતાં આવડતી નથી, હવે આ મોસમમાં હવા ખાવા જઇએ, ત્યારે તે રસોઈ શીખવા માગે છે, માટે કોઈ હોશિયાર રસોઇયો તમારી ધ્યાનમાં હોય તો કહેજો. અમારા બાબુને આંક શીખવી શકે તેવા માસ્તરની જરૂર છે, તે સારુ

એક દોસ્તને મળવું છે અને કલમ બાંધતાં શીખવી શકે એવા માળીની જરૂર છે, એ માટે પણ તજવીજ કરવાની છે; કારણ કે દેશમાં અમારી વાડી છે ત્યાંથી એક માળીને એ કામ શીખવા માટે અહીં બોલાવ્યો છે. કોઇને મોઢે સાંભળેલી વાત પ્રમાણે ગઇ સાલ એ માળી કલમ કરવા બેઠો, તેથી ઊલટાં પાંચસાત ઝાડ બગાડ્યાં. શીખવ્યા વિના કાંઇ આવડે? અનુભવી શીખવનારની વાત જુદી છે."

આ સાંભળીને તે ડાહ્યા માણસે કહ્યું કે, "તમારા વિચાર મુજબ દુનિયાનાં દરેક સાધારણ કામ શીખવા માટે પણ સારો માસ્તર જોઇએ, પણ અદૃશ્ય ઈશ્વરનું અલૌકિક જ્ઞાન મેળવવા માટે ગુરુ ન જોઇએ એ કઈ જાતની ફિલસૂફી? તમારા બાબુને આંક શીખવવાના કામ કરતાં જો દુસ્તર સંસારસાગર તરવાનું કામ સહેલું હોય, તમારા ભાઇની ફિડલ કરતાં અગમ્ય ઈશ્વરનું જન્મ-મરણના ફેરામાંથી છોડાવનારું જ્ઞાન હલકું હોય, તમારા ઝાડની કલમ બાંધતાં શીખવા કરતાં વેદમાં જેને 'नेति नेति' કહે છે, તે ઈશ્વરનું જન્મોજન્મનાં પાપ કાપી શાંતિ આપનારું જ્ઞાન સહેલુ હોય, તમારી ભાભીની ચોળી વેતરવાના કામ કરતાં જેનો કોઇ પાર પામી શકે નહિ એવા સર્વશક્તિમાન મહાન ઈશ્વરનાં સ્વર્ગ-સુખ આપનારા દુર્લભ જ્ઞાનમાં કાંઇ ઓછો રસ હોય, તમે કૂતરાં-બિલાડાં ચીતરવા શીખ્યા તે કામ કરતાં અલક્ષ્ય ઈશ્વરનું મોક્ષ આપ-નારું જ્ઞાન કાંઇ ઓછી કિંમતનું હોય અને તમારી વહુ કોઇ હોશિયાર રસોઇયા પાસેથી સ્વાદિષ્ટ કઢી વઘારતાં શીખે, તે આનંદ કરતાં સચ્ચિ-દાનંદસ્વરૂપ ઈશ્વરના જ્ઞાનથી ઈશ્વરમય થઇ ઈશ્વરરૂપ થવું એ આનંદને તમે કાંઇ ઓછો માનતા હો તો પછી કદાચ તમને ગુરુની જરૂર ન હોય એ જુદી વાત છે; પણ જો તમે એમ સમજતા હો કે, અનંત બ્ર-હ્માંડના નાથ મહાન ઈશ્વરનું સ્વરૂપ અલૌકિક છે, એનો કોઈ પાર પામી શકતું નથી અને એના સત્ય જ્ઞાન વિના જીવોનું કલ્યાણ થઇ શકે તેમ નથી, એના જ્ઞાન વિના જગતમાંથી પાપ ઓછાં થઈ શકે તેમ નથી, એના જ્ઞાન વિના શાંતિ મેળવી શકાય તેમ નથી, એના જ્ઞાન વિના આનંદ મેળવી શકાય તેમ નથી, એના જ્ઞાન વિના સંસારસાગર તરી શકાય તેમ નથી, એના જ્ઞાન વિના આત્માને તૃપ્તિ થાય તેમ નથી અને એના જ્ઞાન વિના આપણો ઉદ્ધાર થાય તેમ નથી; તેમજ જ્યાં મન, વચન ને કર્મ પહોંચી શકતાં નથી, તે આદિઅંતરહિત સર્વવ્યાપક મહાન ઈશ્વરનું અ-

લૌકિક જ્ઞાન સદ્ગુરુ વિના મળતું નથી; માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે, ભલે તમે ગમે તેવા ડાહ્યા ને ગમે એટલા મોટા થાઓ; તોપણ ઈશ્વિરી રસ્તો દેખાડનાર સદ્ગુરુ વિના ચાલવાનું નથી. માટે ભાઇ! ઈશ્વિરમય થયેલા અનુભવી ગુરુને શરણે જાઓ, અનુભવી ગુરુને શરણે જાઓ; કારણ કે ગુરુથી શું થાય છે એને માટે મહાત્માઓ કહે છે કેઃ—

**દોહરા**

ભેદી લીયા સાથમેં, વસ્તુ દિયા બતાય;
કોટી જનમકા પંથ થા, પલમેં દિયા છુડાય.
મન મારનકી ઔષધિ, સદ્ગુરુ દેત દિખાય;
ઇચ્છિત પરમાનંદકો, સો ગુરુ શરણે જાય.
ગૂંગા હુવા બાવરા, બેહેરા હુવા કાન;
પાવનસે પંગુલ હુવા, સદ્ગુરુ માર્યા બાણ.
ચાર ખાનમેં ભરમતા, કબહુ ન લાગત પાર;
સો તો ફેરા મિટ ગયા, સદ્ગુરુ કે ઉપકાર.
આત્મા ઓર પરમાત્મા, અલગ રહે બહુ કાલ;
સુંદર મેલા કર દિયા, સદ્ગુરુ મિલ્યા દલાલ.

## ૫૯—આ જગતની વસ્તુઓથી જીવ કદી પણ સુખી થઈ શકતો નથી

આ જગતનાં સુખો જેવાં કે ધન, માલ અને મોજમજા વગેરે આપણા આત્માને સંતોષ આપવાની શક્તિ ધરાવતાં નથી; જેમ બનાવટી ફળ ખાવામાં મીઠાશ આવતી નથી અને જેમ બનાવટી ફૂલો ખુશબોદાર સુગંધી આપી શકતાં નથી, તેમજ આ દુનિયાદારીનાં સુખો પણ આત્માને સાચું સુખ આપી શકતાં નથી.

અગ્નિમાં ઘી નાખવાથી જેમ વધારે વધારે ભડકો થાય છે, તેમ વિષયનાં સુખો ભોગવવાથી પણ કાંઇ તૃપ્તિ થતી નથી; પણ જીવમાં વધારે વધારે કંગાલિયતપણું આવતું જાય છે.

જેમ દરિયાનું ખારું પાણી પીવાથી તરસ મટતી નથી, તેમ દુનિયાદારીનાં સુખોથી પણ જીવને સંતોષ થતો નથી. જેમકે બાયડી મળે તો છોકરાંની ઇચ્છા થાય છે, છોકરાં થાય તો સાજાંનરવાં રહે એવી ઇચ્છા થાય છે. એ પછી તેને માટે વારસો મૂકી જવાની ઇચ્છા થાય છે. એવી રીતે એક પછી એક ઇચ્છાઓ વધતીજ જાય છે; પણ એવાં સુખોથી કાંઇ તૃપ્તિ થતી નથી.

કાંટાની પથારી ઉપર સૂતેલાને જેમ સુખ મળે નહિ, તેમ સંસારના ખોટા વૈભવવાળાને પણ સુખ હોતું નથી. માછલું કાંટામાં ભરાવેલો ખોરાક ખાવા જાય છે, પણ ગળામાં હૂક વાગી જશે તેની તેને ખબર હોતી નથી; તેમજ જીવો સંસારનાં સુખ લેવા જાય છે, પણ ઊલટા દુઃખી થઈ જાય છે.

જેમ કોઇ કરોળિયો બહુ મહેનત કરીને જાળ બાંધે છે, પણ ઝાડુ કાઢનાર સહેજ વારમાં તેને સાફ કરી નાખે છે, તેમ કાળ ઘડીક વારમાં આપણો નાશ કરી નાખશે.

પતંગિયાં રાતને વખતે શોભીતાં દેખાય છે, પણ દિવસે જોતાં તે બહુ ખરાબ લાગે છે; તેમજ આ જગતનાં સુખો પણ હમણાં આપણને સારાં દેખાય છે; પણ હરિની હજૂરમાં ઇન્સાફ વખતે જવાબ દેવા વખતે તે કાંઈ પણ કામ આવવાનાં નથી.

જગતનાં સુખો તો ડૉકટરોના હથિયાર જેવાં છે. જો તે જરાક વધારે આગળ પાછળ થઈ જાય તો શરીરને નુકસાન કર્યા વગર રહે નહિ; તેમજ આ જગતનાં ખોટાં સુખો પણ બહુ વધી જાય તો તે એજ પ્રમાણે ખરાબી કરે છે.

ટૂંકામાં એટલુંજ કે, જો આપણું ધાર્યું કરવા જઇએ તો તે આ જગતમાં થઇ શકતું નથી. કદી જો ધાર્યું થાય તો તેથી સંતોષ થતો નથી અને કદી તેમાં સંતોષ માનીએ, તોપણ આપણે કાંઈ અહીં ઘણા દહાડા રહેવું નથી; માટે મહાત્માઓએ આ જગતને જૂઠું, જૂઠું ને જૂઠુંજ કહ્યું છે.

પદ

સ્થિર ઠરીને કોઇ આ ઠામ, રે નથી રહેવાનું;
કરી લો કાંઇ રૂડું કામ, રહેશે કહેવાનું. (ટેક)
વિક્રમ સરખા વીર ગયા ને, ભૂપ ગયો વળી ભોજ રે;
જોરાવર જયકારી જગતમાં, ફરતી જેની ફોજ–રે નથી.
પડયું રહે નાણું પૃથ્વીમાં, અગણિત આડે આંક રે;
સમજી લેજો કંઇ પણ સાથે, નહિ આવે નવટાંક–રે નથી.
આરંભેલાં અધૂરાં રહેશે, કાંઇક જગતમાં કામ રે,
તરત અજાણ્યું તેડું આવે, તજીને જવું તમામ–રે નથી.
લાચારોની આશિષ લેજો, નિશ્ચય કરજો નામ રે;
સમજો તો સારી શિખામણ, દે છે દલપતરામ–રે નથી.

## ૬૦–દુનિયાદારીમાં લુબ્ધ થઇ રહે તેઓના અંતરમાં ભક્તિનો રોપો ઊગતો નથી

હાલમાં આપણા દેશના લોકો દરેક બાબતમાં બહુ સુસ્ત છે, નવું જાણવાની બાબતમાં બહુ બેદરકાર છે અને જેમ હોય તેમ ચલાવી લે, એવા ખોટી જાતના સંતોષવાળા છે; એટલે આપણે નવી નવી શોધખોળની બાબતમાં બહુજ પછાત છીએ, પણ યુરોપિયનો એ બાબતના બહુ પ્રયોગો કર્યા કરે છે. કોઇ વીજળીના, કોઈ સૂર્યની રોશનીનો વધારે ઉપયોગ કરવાના, કોઇ સમુદ્રના તળિયાનો ભેદ શોધવાના, કોઇ આકાશના તારાઓની ખૂબી સમજવાના, કોઇ પૃથ્વીના પેટમાંની ખાણો શોધવાના, કોઈ હવામાંથી કાંઇક નવું તત્ત્વ મેળવવાના, કોઇ નવી નવી યુક્તિઓથી રોગો દૂર કરવાના, કોઇ નવી જાતની ગાડી બનાવવાના, કોઇ નવી જાતનાં રમકડાં બનાવવાના, કોઇ નવી જાતની રોશની શોધવાના, કોઇ નવી જાતનાં વહાણ બાંધવાના, કોઇ નવી જાતના દારૂગોળા શોધવાના અને કોઈ રસાયણશાસ્ત્રના તથા કોઇ કચરામાંથી સોનું મેળવવાના પ્રયોગો કર્યા કરે છે. આવી રીતના હજારો જાતના પ્રયોગો ચાલે છે, તેમાંથી કેટલાક વિદ્વાનોને એવો વિચાર થયો કે, બધા મુલકનાં બધી જાતનાં સારાં સારાં ઝાડો આપણા દેશમાં શા માટે ન થાય? અરબસ્તાનથી ખજૂર આવે, અમેરિકાથી સફરજન આવે, ચીનથી ચા આવે, મસ્કતથી દાડમ આવે, કાબૂલથી બદામ આવે, હિંદુસ્તાનથી કેરી આવે, મોરીસથી શેરડી આવે, સિલોનથી કૉફી આવે, મિસરથી તમાકુ આવે, બરમાથી ચોખા આવે, મલબારથી મરી આવે અને આસ્ટ્રેલિયાથી ત્યાંનાં ફ્રુટની આગબોટ આવે ત્યારેજ આપણે તે ખાઈ શકીએ, એમ શા માટે થવું જોઇએ? આપણા અહીંના બગીચાઓમાં તે બધી વસ્તુઓ શા માટે ન થાય? એમ ધારીને પોતાના મુલકમાં એ બધાં ઝાડો ઉગાડવા માટે તે લોકો બહુ મહેનત કરવા લાગ્યા; પણ એ મુલકની જમીન જુદી જાતની હતી, ત્યાંના પાણીનો ગુણ જુદો હતો, ત્યાંની હવા બીજા મુલકોના જેવી નહોતી અને ત્યાં ઠંડી બહુ હતી, માટે બહુ બહુ મહેનત અને ઘણુંએ ખર્ચ કરવા છતાં પણ ઘણી જાતના રોપા એ મુલકમાં ઊગી શકયા નહિ. તેમજ ભાઇઓ! યાદ રાખજો કે, પ્રભુપ્રેમના અને ઈશ્વરી જ્ઞાનના રોપા પણ કાંઇ બધે ઠેકાણે ઊગી

શકતા નથી. એ તો જેમની ઉપર ઈશ્વરની કૃપા હોય તેવા ભાગ્ય-શાળી સજ્જનોના હૃદયમાંજ પવિત્ર ભક્તિનો મહાન રોપ ઊગી શકે છે. જેમ કોઇ પણ જાતનું ઝાડ ઉગાડવા માટે પ્રથમ બીજ, જમીન, ખાતર, પાણી, હવા અને ગરમીની જરૂર છે; તેમજ ભક્તિના રોપાને માટે પણ શ્રદ્ધારૂપી બીજ, પવિત્ર હૃદયરૂપી જમીન, સત્સંગરૂપી ખાતર, પ્રભુપ્રેમરૂપી પાણી, માયાનું મિથ્યાપણું સમજાય તે રૂપી હવા અને અંતરની તાલાવેલીરૂપી ગરમી વિના ભક્તિનો રોપો ઊગી શકતો નથી; અને અધૂરાં સાધનોમાં કદી ઊગે તોપણ તે મોક્ષરૂપી ફળ આપી શકતો નથી. હવે વિચાર કરો કે, જ્યારે જુવારબાજરીના કે આંબાઆંબલીના રોપા માટે એટલાં બધાં સાધનોની જરૂર પડે છે અને તેમ છતાં પણ સરખાં હવાપાણી વિના તે ઘણે ઠેકાણે ઊગી શકતા નથી, ત્યારે મોક્ષરૂપી ફળ આપનારો પવિત્ર ભક્તિનો મહાન રોપો અનુકૂળ સાધનો વિના બધે ઠેકાણે કેમ ઊગી શકશે? માટે ભાઇઓ! જેમ બને તેમ એ અલૌકિક રોપાની સંભાળ રાખો અને તેનો ફેલાવો થાય તેમ કરો. કારણ કે, એ ભક્તિના રોપામાંથી મોક્ષનાં ફળ મળે છે અને જેને એ ફળ મળે તે અમર થઈ હરિની હજૂરમાં રહી શકે છે, માટે ભક્તિરૂપી કલ્પવૃક્ષને સાચવો, ભક્તિરૂપી ચિંતામણિને સાચવો!

**દોહરો**

તુલસી પૂર્વકે પાપસેં, હરિચર્ચા ન સુહાય;<br>
જૈસેં જ્વરકે જોરસે; ભોજનકી રુચિ જાય.<br>
માખી ચંદન પરહરે, દુર્ગંધ હોય ત્યાં જાય;<br>
મૂરખ નરને ભક્તિ ન ભાવે, ઊંઘે કાં ઊઠી જાય.

---

## ૬૧–માત્ર મોઢાની વાતોમાં ને બહારના દેખાવમાં-જ ધર્મ હોય, પણ આચરણમાં ન હોય તો તેથી કાંઇ વળવાનું નથી

દરેક ધર્મમાં ઘણાએ ડોળઘાલુ માણસો હોય છે. તેઓ ધર્મનાં અગત્યનાં કામો કરે નહિ, ધર્મના નિયમો પાળે નહિ, ધર્મના હેતુઓ સમજે નહિ, પ્રભુપ્રેમ રાખે નહિ અને પ્રભુના હુકમો પાળે નહિ, છતાં પણ બહારથી તેઓ ધર્મનો મોટો આડંબર રાખીને ફર્યા કરે છે. એવા માણસો માટે વાત નીકળતાં એક હરિ-

જને કહ્યું કે, "એક વખત અમારે માખણની જરૂર હતી, તેથી હું બજારમાં માખણ લેવા નીકળ્યો અને મારી ઓળખાણવાળા એક વેપારીની દુકાને જઇને પૂછ્યું કે, 'માખણનો શું ભાવ છે?' ત્યારે તે દુકાનદારે પૂછ્યું કે, 'કેટલુંક જોઇશે?' મેં કહ્યું: 'પાંચ શેર.' ત્યારે તે દુકાનદારે કહ્યું કે, 'એટલું બધું તો હાલમાં તૈયાર નથી, કહો તો કલાકમાં લાવી આપું.' મેં કહ્યું કે, 'આ માટલું ભરેલું દેખાય છે ને એમ કાં કહો?' ત્યારે તેણે કહ્યું કે, 'એ માટલું તો તદ્દન ખાલી છે, પણ ભરેલું દેખાય તે સારુ તેના મોઢા ઉપર ઢાંકણુ દઇ તે ઉપર શેર બશેર માખણ રાખી મૂકીએ છીએ, કારણ કે અમારે થોડી પૂંજીમાં ઘણી ચીજોનો વેપાર કરવો, એટલે માખણનાં માટલાં તે ભરેલાં ક્યાંથી રાખી શકીએ?' મેં કહ્યું: 'ત્યારે એ માખણને મોટા વાટકામાં કે નાની બરણીમાં રાખો તો શું થાય? જરાક જેટલા માખણ સારુ આખું માટલું કાં બગાડો? ને આટલી બધી જગ્યા કાં રોકી રાખો?' ત્યારે તે દુકાનદારે કહ્યું કે, 'એ માટલું કાંઇ સાજું નથી, એ તો ફૂટેલું છે. ભાઈ! તમને કાંઇ ખબર છે? દુકાનનો મોટો મોભો દેખાડવા સારુ માટલું ભરેલું દેખાય તેમ કરવું જોઇએ, બાકી તદ્દન પોલેપોલું, દુનિયા દીવાની છે એટલે અમે કરીએ શું? જમાનાની ફૅશન પ્રમાણે બહારનો ભભકો રાખવો જોઇએ.' એ પછી હું તેની પાસેની બીજી દુકાને ગયો, ત્યાં પણ એમજ. થોડે દૂર ત્રીજી દુકાને ગયો, ત્યાં પણ એમજ અને ચોથી દુકાને ગયો, ત્યાં પણ એમજ. માટલાના મોઢા ઉપરજ માખણ, અંદર કાંઇ ન મળે. એ પછી એક મોટી દુકાને ગયો, ત્યાં માટલા-બાટલાનો ડોળદમાક નહોતો, પણ ત્યાં તો લાકડાની મોટી કથરોટમાં ખુલ્લી રીતે માખણનો મોટો ઢગલો મૂકેલો હતો; ત્યાંથી મને સસ્તા ભાવે સારું માખણ મળી શક્યું."

ભાઇઓ! આવીજ રીતે એ માટલાંઓના મોઢાની ઉપર રહેલા માખણની પેઠેજ બહારથી ધર્મવાળા દેખાતા ઘણાએ લોકોની જીભમાંજ ધર્મ હોય છે. તેમના અંતરમાં ધર્મ હોતો નથી અને ઘણાં માણસોને માળાકંઠીમાં, ટીલાંટપકાંમાં ને નહાવાધોવામાંજ ધર્મ હોય છે; પ્રભુના નિયમો પાળવામાં ધર્મ હોતો નથી. ભાઇઓ! વિચાર કરો કે, આમ હોય તે કેટલું બધું ખોટું? વેપારીઓ માટલાના મોઢા ઉપર માખણ રાખે ને અંદરથી ખાલી રાખે એ તેઓને પાલવશે; પણ આપણી વાતોમાં ધર્મ હોય ને

આપણા આચરણમાં પોલ હોય તે આપણને કેમ પાલવશે? એવી પોલ રાખીને કદાચ ભોળા લોકોને છેતરી શકાય, પણ એવી પોલ રાખીને કાંઈ અંતરનો આનંદ મેળવી શકાય નહિ, એવી પોલ રાખીને કાંઇ પાપનો નાશ કરી શકાય નહિ, એવી પોલ રાખીને કાંઇ જિંદગીની સાર્થકતા કરી શકાય નહિ, એવી પોલ રાખીને કાંઇ સ્વર્ગ મેળવી શકાય નહિ અને એવી પોલ રાખીને કાંઈ પ્રભુના વહાલા થઈ શકાય નહિ. માટે ભાઇઓ! જીભના લબરકામાં ને બહારના ડોળદમાકમાંજ છેવટ સુધી ન રહી જવાય એ સંભાળજો ને પ્રભુપ્રેમથી અંતર ભીંજાય તેમ કરજો.

### દોહરા

આસન મારે કયા હુવા, મરી ન મનકી આશ;
તેલી કેરા બેલ જ્યું, ઘરહી કોસ પચાસ.
મન દીયા કહીં ઔર હી, તન સાધુ કે સંગ;
કહે કબીર કોરી ગજી, કસે લાગે રંગ?
મન મેલા તન ઊજળા, બગલા કપટી અંગ;
તાતે તો કૌવા ભલા, તનમન એક હી રંગ.
કરની કરકે કાગકી, ચલે હંસકી ચાલ;
પૂંછ પકડ શિયાળકી, કિસબિધ ઊતરે પાર?
સાંઇ આગે સાચ હો, સાંઇ સાચ સુહાય;
ભાવે લંબે કેશ કર, ભાવે ઘોટ મૂંડાય.

## ૬૨–મરકી, લડાઇ, હુલ્લડ તથા દુકાળનાં કારણો

કોઇ માણસે એક ધર્મી માણસને પૂછયું કે, "પ્રભુ તો સર્વસમર્થ છે, અનંત દયાળુ છે અને કૃપાના સાગર છે; તે છતાં પણ આ દુનિયામાં મરકી, લડાઇ, હુલ્લડ ને દુકાળો તે કેમ થવા દે છે?" ત્યારે તે ધર્મી માણસે કહ્યું કે:—

"જ્યારે કોઇ પણ પ્રજાઓ મોટી સમૃદ્ધિ પામી તેમાં છક થઇને પોતાના ઈશ્વરને ભૂલી જાય, ત્યારે દયાળુ પ્રભુ તેમને પોતાની તરફ ખેંચવા માટે એવાં કારણો બનવા દે છે.

"રાજાઓ જ્યારે રાજનીતિ ભૂલી જાય, પ્રજા જ્યારે રાજાની સામે થાય, ગુરુઓ જ્યારે ચેલાઓને ખાડામાં નાખે, ચેલાઓ જ્યારે ગુરુઓનું ન માને, માબાપ જ્યારે છોકરાંઓને ધર્મની વાતો

ન શીખવે, છોકરાંઓ જ્યારે માબાપનું અપમાન કરે, સ્ત્રીઓ જ્યારે પતિવ્રતાનો ધર્મ ન પાળે, પુરુષો જ્યારે ચાહીને પોતાની સ્ત્રીઓને નાટકી બનાવવાની હોંશ રાખે, ધનવાનો જ્યારે અસંતોષી બની અંત સુધી પણ ધનની ઝંખનામાંજ પડ્યા રહે, ગરીબો જ્યારે નીતિના નિયમો ન પાળે, નોકરો નિમકહરામ થાય, શેઠ જ્યારે નોકરોનાં કાટલાં કરે, વેપારીઓ જ્યારે ઘાલણિયા થાય, પ્રજામાં જ્યારે અસત્ય વધી જાય, જ્યાં પાંચ માણસો ભેળા થાય, ત્યાં પ્રભુનાં ગુણગાન કરવાને બદલે વિષયનાં ગાયનો ગાય, જ્યાં પોતાનો સ્વાર્થ વધી જાય, પણ પરમાર્થની તરફ મુદ્દલ લક્ષ ન રહે અને જ્યાં નાતોના આગેવાનો ગેરઇન્સાફ કરે, ત્યાં હમેશાં મરકી, લડાઇ, હુલ્લડ કે દુકાળ, એવું એવું કાંઇ કાંઇ થયા કરે છે; કારણ કે એ અધર્મનાં ફળ છે. માટે જે દેશમાં ને જે પ્રજામાં અધર્મ વધી જાય, ત્યાં પ્રભુ કૃપા કરીને તેઓને પોતાની તરફ ખેંચવા માટે એકાદું સારૂં દુઃખ મોકલે છે. એવી ઇચ્છાથી કે એ દુઃખથી ડરીને જીવો શુભ રીતે વર્તે અને પ્રભુને માર્ગે ચાલે. માટે જ્યારે દેશમાં એવી કાંઇ આફતો ચાલતી હોય ત્યારે એમ સમજવું કે, એમાં કાંઇ પ્રભુનો દોષ નથી, પણ તે આપણાજ અધર્મનું ફળ છે; માટે આપણાં બીજાં ભાઇબહેનોની સારીમાઠી સ્થિતિ જોઇને તેમાંથી આપણે મહાન પ્રભુને અર્થે શુભ કર્મ કરવાં જોઇએ અને ધર્મથી ચાલવું જોઇએ, એટલે ઈશ્વરકૃપાથી એવી આફતો એની મેળેજ ઓછી થઇ જશે."

---

## ૬૩—સાંસારિક સુખો ગમે એટલાં વધે, પણ જો ભક્તિમાં પછાત રહી જઇશું તો અંતે હારી જઇશું

દિલ્હી પાસે પાણીપતનું મોટું મેદાન છે, ત્યાં મરેઠાઓ તથા મુસલમાનો વચ્ચે ભયંકર લડાઇ થઇ હતી. એ લડાઇ દુનિયાના ઇતિહાસમાં મશહૂર છે. એ વખતે મરેઠાઓ બહુ જોર ઉપર હતા. પેશ્વાસરકારના નામની હાક વાગતી હતી. તેઓનું ત્રણ લાખ માણસનું મોટું લશ્કર લડવા ગયું હતું. તેમના સરદારો બહાદુર હતા અને તેઓનો આગળ વધવાનો જોસ અજબ જેવો હતો. દિલ્હીના મોગલબાદશાહની દરકાર નહિ કરતાં દુશ્મનના મુલકમાં ઘૂસી જઇ તેઓ છેક કાબૂલની સરહદ સુધી પહોંચ્યા હતા. તેઓનું એવું મહાભારત બળ જોઇને બધા લોકો બહુ અજબ

થયા હતા અને સૌને એમજ લાગતું કે, ઓહો! ક્યાં પુનાસતારા ને ક્યાં પંજાબ? ક્યાં દિલ્હીનો બાદશાહ અને ક્યાં પહાડી મરેઠાઓ? છતાં પણ દુશ્મનનો મુલક વીંધીને તેઓ છેક અટક સુધી પહોંચી ગયા. એ કીર્તિ કાંઇ જેવીતેવી નહોતી, પણ અફસોસ કે, એક બહુ ભયંકર ભૂલ થઇ ગઇ હતી, તેથી થોડા વખતમાં એ કીર્તિ ધૂળમાં મળી ગઈ અને એ મોટા લશ્કરનો કચ્ચરઘાણ નીકળી ગયો. એ ભયંકર ભૂલ કઈ, તે તમને ખબર છે? પેશ્વાસરકારની પાસે ધનની ખોટ નહોતી, તેઓ હીરામાણેકથી મઢેલા રહેતા હતા અને સોનારૂપાના ભંડાર તેઓને ત્યાં ભરેલા હતા. માણસોની ખોટ નહોતી. તેઓએ પોતાની પ્રજામાં એવી જાગૃતિ આણી હતી કે, આખા દેશનાં બધાં માણસો લડવા તૈયાર હતાં; અને ત્રણ લાખ માણસો તો પાણીપતના મેદાનમાં પહોંચી પણ ગયાં હતાં. બહાદુર સરદારોની ખોટ નહોતી. ભાઉસાહેબ, વિશ્વાસરાવ, આપાસાહેબ, બાળાસાહેબ અને સિંધિયા તથા હોલકર જેવા મહાન સરદારો દેશને ખાતર પોતાનાં માથાં આપવા દુશ્મનોની સામે ગયા હતા. સારાં હથિયારોની કાંઇ ખોટ નહોતી. રાક્ષસી તોપો, ભયંકર બંદૂકો, તેજ તલવારો, સૂર્યના તેજમાં ચમક ચમક થતા મોટા ભાલાઓ તથા બખ્તરો જેટલાં જોઇએ એટલાં તૈયાર હતાં અને હાથી, ઘોડા, તંબૂઓ, નોબતો, ખિદમતગારો વગેરે બધી જાતના ઠાઠમાઠ હાજર હતા. આ બધી બાબતોમાં કંઈ પણ ખામી નહોતી; માત્ર એકજ વાતમાં ભૂલ થઇ હતી અને તે એજ કે, મોટા જથામાં ખાવાનું લેવાનું તેઓ ભૂલી ગયા હતા. એ બાબત ઉપર તેઓએ બહુ ધ્યાન આપ્યું નહોતું, તેથી થોડા દહાડામાં તેઓ ભૂખે મરવા લાગ્યા અને અંતે તેઓની પાયમાલી થઈ ગઈ; કારણ કે ભલે બીજું બધું હોય, પણ ખોરાક વિના ભૂખ્યે પેટે માણસ શું કરી શકે? તેથી એટલું મોટું લશ્કર ને એવા મોટા વૈભવ છતાં, દુશ્મનોના થોડા માણસોને હાથે તેઓ સર્વ માર્યા ગયા.

ભાઇઓ! આ દાખલો આપીને એક ભક્ત એમ સમજાવતા કે, "જેમ દેહનો ખોરાક અન્ન છે, તેમ આત્માનો ખોરાક ભક્તિ છે, માટે જો ભક્તિનો ખોરાક લીધા વિના માયાનાં સુખોમાં આગળ વધી જશો, તો તમારા પણ એવાજ હાલ થશે: મરેઠા સરદારોને દુશ્મનોના મુલકમાં આગળ વધતા જોઇને સર્વે લોકો પ્રથમ જેમ તેમની વાહવાહ કરતા હતા, તેમજ તમારા ગાડીઘોડા જોઇને,

તમારા વાડીબંગલા જોઇને, તમારા ધંધારોજગાર જોઇને, તમારા માનમરતબા જોઇને, તમારું ઊંચી જાતનું ખાવાપીવાનું જોઇને, તમારી સત્તા ને લાગવગ જોઇને, તમારાં બાયડીછોકરાંઓનાં સુંદર વસ્ત્રાભૂષણ જોઇને, તમારી નાચપાર્ટીઓ જોઇને અને તમારા વૈભવો તથા ઠાઠમાઠ જોઇને ઘણા લોકો હાજી હા કરશે; પણ ખોરાક વિના દુશ્મનના લશ્કરમાં આગળ નીકળી ગયેલા સરદારોને પાછળથી જેમ તેમના ઉપરીનો બહુ ઠપકો મળ્યો અને જે લોકો પ્રથમ તેમનાં બહુ વખાણ કરતા હતા, તે લોકોજ તેની મોટી ભૂલ સમજવા લાગ્યા; તેમ માયાનો મોહ એ દુશ્મનનું રાજ્ય છે, તેમાં ભક્તિનો ખોરાક લીધા વિના જો આગળ નીકળી જશો, તો પાછળથી તમારા દોસ્તો અને તમારાં સગાંઓજ તમારી નિંદા કરશે, ધણીનો ઠપકો મળશે અને વગર મોતે માર્યા જશો. માટે ભાઇઓ! વિચારજો; કારણ કે આ જગતનાં સાંસારિક સુખો વધવાં એમાં કાંઈ મોટી વાત નથી. એ તો દેશકાળ પ્રમાણે, આજુબાજુના સંજોગ પ્રમાણે, બુદ્ધિબળ પ્રમાણે, પુરુષાર્થ પ્રમાણે અને પ્રારબ્ધ પ્રમાણે વધ્યાઘટ્યા કરે છે, એટલે એવાં સુખોની હરિજનો પાસે કે ઈશ્વરની હજૂરમાં કાંઇ કિંમત નથી; કારણ કે એ સુખો ઝાઝી વાર ટકી શકે તેમ નથી અને ભક્તિના ખોરાક વિના તે આનંદ આપી શકે તેમ નથી, એટલે એવાં સાંસારિક સુખો કદી બહુ વધી જાય, તોપણ તેથી કાંઇ કલ્યાણ થઇ જાય તેમ નથી; પણ જો ભક્તિમાં પછાત રહી જવાય તો ચોરાશી લાખના ફેરામાં પડી જવાય તેમ છે, માટે ખોરાક વિના દુશ્મનના મુલકમાં આગળ ન વધી જવાય એ સંભાળજો. ભક્તિમાં પછાત ન રહી જવાય એ સંભાળજો."

દોહરા

નામ બિના બે કામ હૈ, છપ્પન ભોગ બિલાસ;
ક્યા ઇન્દ્રાસન બૈઠનો, ક્યા બૈકુંઠ નિવાસ.
અર્બ ખર્વલોં ધન મિલે, અરુ ઉદય અસ્તકો રાજ;
તુલસી હરિકે ભજન બિન, સબે નરકકો સાજ.
ચતુરાઈ ચૂલે પડી, ધિક્ક પડયો આચાર;
તુલસી ભગવત ભક્તિ બિન, ચારોં વરણ ચમાર.

## ૬૪–માણસ ગમે એટલી તજવીજ કરે પણ પ્રભુકૃપા વિના પાર પડાય નહિ

એક રાજાને મહેલ બંધાવવો હતો તેથી તેના કારભારીઓ બધો સરસામાન ભેળો કરવા લાગ્યા. ચૂનાની ભઠ્ઠીઓ ચડવા લાગી, પથ્થરોની ગાડીઓ આવવા લાગી, લાકડાંનાં બીમ વેહેરાવા લાગ્યાં, રેતીના ઢગલા તૈયાર થઇ ગયા, પાણીની સગવડ થઇ ગઇ, લોખંડ કામના ઑર્ડર અપાઈ ચૂક્યા, માંગરોલી નળિયાંની ગાડીઓ આવવા લાગી, આરસની લાદીઓ સફાઇદાર થવા લાગી, મોટા પથ્થરો ઊંચકવા સંચાઓ આવી પહોંચ્યા અને સુતાર–કડિયા તથા મજૂરોનાં ટોળેટોળાં હાજર થઇ ગયાં. આ બધી તૈયારી ને આવી મોટી ધામધૂમ જોઇને ઘણા લોકોના મનમાં એમ હતું કે, હમણાં થોડા દિવસમાં મહેલ બંધાઇ જશે; પણ કાંઇ મહેલનું ઠેકાણું નહોતું, એટલામાં ત્યાં રાજાસાહેબ આવી પહોંચ્યા, તેમણે કહ્યું કે, “હવે શું વાર? હજી કામ શરૂ કેમ નથી થયું? શું કાંઇ સરસામાન બાકી રહ્યો છે?” ત્યારે કારભારીએ કહ્યું કે, “નહિ સાહેબ! બધું તૈયાર છે. એકે ચીજ બાકી નથી રહી. પથ્થર, ચૂનો, લાકડાં, મજૂરો, જમીન, પાણી, કારીગરો, લોખંડકામ વગેરે બધું તૈયાર છે. અમારી તરફની કાંઇ પણ ખામી નથી.” આ સાંભળીને જરા ચિડાઈને રાજાએ કહ્યું કે, “બધું તૈયાર છે, ત્યારે કામ કેમ નથી ચાલતું?” કારભારીએ કહ્યું કે, “સાહેબ! હજી વિલાયતથી ઇજનેર આવ્યો નથી. આજના મેલમાં તે આવવાનો છે. એ આવે તો કામ શરૂ થાય.” આ સાંભળીને રાજા તો વિચારમાં પડી ગયો. તેને લાગ્યું કે, ‘ઓહો! ઇજનેરની આટલી બધી સત્તા? આવી મોટી તૈયારી છતાં અમારાથી તેના વિના કાંઈજ ન થાય? ખરેખર, ઈજનેરની બલિહારી છે!’ એમ વિચારીને રાજાએ કહ્યું કે, “હવે ઇજનેર જેમ જલદી આવે તેમ કરો.”

એ પછી થોડા વખતમાં ઇજનેર આવી પહોંચ્યો, તેથી ઝપાટાબંધ કામ શરૂ થઇ ગયું અને થોડા વખતમાં મહેલ તૈયાર થઇ ગયો.

ભાઇઓ! આવીજ રીતે આપણાં ધર્મદાનો, આપણાં કર્મકાંડો, આપણાં દેવદર્શનો, આપણાં તીર્થસ્નાનો, આપણાં વ્રતો, આપણી શુભેચ્છાઓ, આપણા સત્સંગો, આપણાં સેવાસ્મરણો અને

આપણાં ભાઈબહેનો તરફની આપણી ભલાઈઓ એ બધા આપણા પુરુષાર્થો છે, તે આપણા હૃદયમાં મહાન ઈશ્વરનું પવિત્ર મંદિર બાંધવા માટેની વસ્તુઓ છે; પણ એકલી વસ્તુઓથી કાંઈ મંદિર બંધાઈ જાય નહિ. એ બધી વસ્તુઓને સૌ સૌને ઠેકાણે ગોઠવનારો ઇજનેર જોઇએ. ઇજનેર ન હોય ત્યાંસુધી એ વસ્તુઓના ઢગલા તો જ્યાંનાત્યાંજ પડયા રહે; માટે આપણે પુરુષાર્થથી ભેળી કરેલી એ વસ્તુઓને ઠેકાણે પાડનાર એક ઇજનેર જોઇએ. એ આપણો ઇજનેર કોણ? તે તમોને ખબર છે? એ ઇજનેર તે પ્રભુકૃપા છે. જયાંસુધી એ ઇજનેર ન હોય ત્યાંસુધી ખાલી ઇંટચૂનાથી કાંઇ મકાન બંધાઇ જાય નહિ. તેમજ આપણા એકલા પુરુષાર્થથી પણ પ્રભુકૃપા વિના કાંઈ મોક્ષનાં મંદિર બંધાય નહિ અને એ પણ યાદ રાખજો કે, જોઈતા સરસામાન વિના એકલો ઇજનેર પણ કાંઇ કરી શકે નહિ. માટે પ્રભુકૃપાને મુખ્ય માનીને આત્માના કલ્યાણ અર્થે પુરુષાર્થ કરતા રહો અને ઈશ્વરકૃપાની બલિહારી સમજતા રહો.

પદ

કૃપા કરો કિરતાર, અમો પર કૃપા કરો કિરતાર;
હે પ્રભુ જગદાધાર, અમો પર કૃપા કરો કિરતાર.
તારી કૃપા વિના પ્રભુ, અમથી કાંઇ ન થાય (૨)
પણ જો તુંજ કૃપા કરે, તો રંક બની જાય રાય–અમો૦
સાચા સેવક તાહરા, કદી ન થાય નિરાશ (૨)
એમ અમો મન માનીએ, તુજ દાસોના દાસ–અમો૦
કર જોડી જન સૌ અમે, નામીએ તુજને શીશ (૨)
જાદવ માગે એટલું, હે જગના જુગદીશ–અમો૦

## ૬૫–પ્રભુપ્રેમથી થતા ફાયદા

૧. જ્યારે આપણા હૃદયમાં પ્રભુપ્રેમ આવે ત્યારે સૌથી પહેલાં તો એ થાય છે કે, આપણને વારેવારે ઈશ્વરની પ્રાર્થના કરવાનું મન થઇ જાય છે અને ખાસ કરીને સવારના પહેલા પહોરનો વખત તો એમાંજ ગાળવો ગમે છે.

૨. બધા સદ્ગુણો પ્રભુપ્રેમમાંથી પેદા થાય છે, એટલે જ્યારે આપણામાં પ્રભુપ્રેમ આવવા લાગે, ત્યારે કુદરતી રીતેજ એની મેળે આપણામાં સદ્ગુણો વધતા જાય છે; કારણ કે સદ્ગુણોની ચાવી પ્રભુપ્રેમ છે, સદ્ગુણોની માતા પ્રભુપ્રેમ છે.

૩. પ્રભુપ્રેમથી આપણામાં નવી જાતનું અલૌકિક બળ આવી જાય છે. જેમકે કૂકડી બીકણ જાત છે અને તે કોઇની સામે થતી નથી, પણ જો કોઇ તેનાં બચ્ચાં ઉપર હુમલો કરે તો તે સામે થયા વિના રહેતી નથી; તેમજ ભક્તો પોતાના સ્વભાવથીજ કોઇની સામે થવા ઇચ્છતા નથી, પણ જો કોઇ તેમનો પ્રભુપ્રેમ મુકાવવા તજવીજ કરે તો તેઓ તેની સામે થયા વિના રહે નહિ. જેમકે પ્રહ્લાદજી જો કે કોઇનું દિલ દુખાવવા ચાહતા નહોતા, પણ જ્યારે તેમના પ્રભુપ્રેમમાં તેમનો બાપ આડો આવ્યો, ત્યારે તે નિર્દય મહારાજા તથા પોતાના પાલક પિતાની પણ સામે થયા હતા. એ વખતે એવી બાળક અવસ્થામાં હિરણ્યકશ્યપ જેવા બળવાન ક્રૂર મહારાજાની સામે થવાનું તેમનું કાંઇ પણ ગજું નહોતું, પણ પ્રભુપ્રેમથી તેમનામાં એવું અલૌકિક બળ આવી ગયું હતું.

૪. જેઓના હૃદયમાં પ્રભુપ્રેમ આવે તેઓને પ્રભુની બનાવેલી દરેક ચીજોમાંથી નવું નવું તત્ત્વ મળ્યા કરે છે, જગતની સર્વ વસ્તુઓ તેને પ્રભુનું સ્વરૂપ દેખાડનારીજ થઇ પડે છે.

૫. પ્રભુપ્રેમથી હરિજનોમાં કુદરતી રીતેજ એવો વૈરાગ્ય આવી જાય છે કે, આખા જગતની ઈશ્વર સિવાયની તમામ વસ્તુઓ તેને મન તુચ્છ થઇ જાય છે, જગતની કોઇ પણ વસ્તુમાં તેનું મન લોભાતું નથી, તેથી પ્રભુપ્રેમને લીધે અખંડ આનંદરૂપ પવિત્ર પિતા મહાન પ્રભુને ખાતર તે આખી દુનિયા કુરબાન કરી દે છે.

૬. પ્રભુપ્રેમ આવ્યાથી ભલાં કામો કરવાની આપણી ઇચ્છા મજબૂત થાય છે. ઇચ્છા મજબૂત થાય એટલુંજ નહિ પણ સૌ સૌના પ્રમાણમાં ખાસ ચાહીનેજ કેટલાંક રૂડાં કામો એની મેળે મેળેજ થઇ જાય છે; અને એવાં કાંઇ પણ કામો કરીએ ત્યારે આપણો પ્રભુપ્રેમ તૃપ્ત થાય છે, એટલે પ્રભુપ્રેમને લીધે ફરજિયાત રીતે આપણે સત્કર્મો કરવાં પડે છે. એટલું બધું પ્રભુપ્રેમમાં બળ છે અને એટલી બધી પ્રભુપ્રેમમાં ઉત્તમતા છે.

૭. પ્રભુપ્રેમ આવવાથી આપણું અંતઃકરણ ચોખ્ખું થાય છે, તેથી એ વખતે આપણને ઈશ્વરનું વધારે સ્પષ્ટ જ્ઞાન થઇ શકે છે; એટલુંજ નહિ પણ ચોખ્ખું અંતઃકરણ થયાથી તેમાં આત્માનું પ્રતિબિંબ વધારે સારી રીતે પડી શકે છે, એટલે ઘણી જાતના અટપટા સવાલોનો જવાબ આપણું અંતઃકરણ બહુ સહેલાઇથી આપી શકે છે, તેથી પ્રભુપ્રેમને લીધે રોજ રોજ આપણને વધારે

સત્ય રસ્તો મળતો જાય છે અને તેથી ઈશ્વરી આનંદ વધતો જાય છે.

૮. જ્યારે આપણા હૃદયમાં પ્રભુપ્રેમ આવે ત્યારે આપણને આપણાં જૂનાં પાપોની માફી મળે છે; કારણકે પાપ એ અંધારું છે અને પ્રભુપ્રેમ એ અજવાળું છે, એટલે જ્યારે અજવાળું આવે ત્યારે અંધારું રહી શકે નહિ. તેમજ પ્રભુપ્રેમની પાસે આગલા જન્મોનાં જૂનાં પાપો રહી શકતાં નથી. જેમ ખેતરમાં નાની આગ લગાડવાથી પણ કાંટાઓ તરત બળી જાય છે, તેમજ પ્રભુપ્રેમરૂપી આગથી પાપરૂપી કાંટાઓ પણ તુરત બળી જાય છે; એટલુજ નહિ પણ આપણી હાલની જિંદગીમાં નવાં પાપો થતાં પણ પ્રભુ-પ્રેમથી અટકી શકે છે. હવે વિચાર કરો કે, આ કેટલી બધી મોટી વાત ? કારણ કે આપણી જિંદગીના બધા પુરુષાર્થો પાપથી બચવાને માટેજ છે અને તેમ છતાં પણ આપણે આપણા બળવડે પાપથી બચી શકતા નથી; પણ પ્રભુપ્રેમને લીધે કાંઇ પણ મહેનત કર્યા વિના સ્વાભાવિક રીતેજ પાપથી બચી શકાય છે અને પાપથી બચાય ત્યારે પછી ઉદ્ધાર થતાં વાર શું ? ભાઇઓ ! આટલું બધું પ્રભુપ્રેમમાં બળ છે; માટે જેમ આપણા અંતરમાં પ્રભુપ્રેમ વધે તેમ કરો.

૯. પ્રભુપ્રેમથી મન શાંત થાય છે, પ્રભુપ્રેમ વિના બીજી કોઇ પણ રીતે મનની શાંતિ મેળવી શકાતી નથી. અર્જુન જેવા મોટા ભક્તે શ્રીકૃષ્ણ ભગવાનની હજૂરમાં કહ્યું છે કે, “ મહારાજ ! જેમ આકાશમાં રહેલો બધો વાયુ એક ઘડામાં ભરી શકાય નહિ, તેમજ ચંચળ મન પણ વશ રહી શકે તેમ નથી.” એના જવાબમાં શ્રીકૃષ્ણ ભગવાનને પણ કબૂલ કરવું પડ્યું છે કે, “ મનને રોકવું બહુજ કઠિન છે એમાં કાંઇજ સંશય નથી, પણ તે અભ્યાસથી ને વૈરાગ્યથી રોકી શકાય છે. ” ભાઇઓ ! આવું ચંચળ મન અભ્યાસ તથા વૈરાગ્ય વિના પ્રભુપ્રેમથી એની મેળે મેળે વશ થતું જાય છે અને અભ્યાસ તથા વૈરાગ્ય તો પોતાની મેળે મેળે પ્રભુ-પ્રેમની પાછળ પાછળ ઘસડાતા આવે છે. એટલી બધી પ્રભુપ્રેમમાં ખૂબી છે; માટે પ્રભુપ્રેમ વધે એમ કરો, એટલે ધીરે ધીરે એની મેળેજ મનની શાંતિ તમારી પાસે ચાલી આવશે.

૧૦. પ્રભુપ્રેમથી આત્માની તૃપ્તિ થાય છે અને આત્મતૃપ્તિ થવી એનુંજ નામ સાર્થકતા છે; કારણ કે જ્યારે બધાંય બંધનો કપાઇ જાય, જ્યારે બધુંએ કરવાનું કરી લેવાય અને જ્યારે આ-

ત્માનું તથા પરમાત્માનું સ્વરૂપ ઓળખી શકાય, ત્યારેજ આત્માની તૃપ્તિ થાય છે. માટેજ શાસ્ત્રોમાં કહ્યું છે કે, જેના આત્માની તૃપ્તિ થઇ તેને પછી કાંઇ પણ કરવાનું બાકી રહેતું નથી. જે ભાગ્યશાળી હોય તેનેજ આત્મતૃપ્તિ થાય છે અને જેને આત્મતૃપ્તિ થાય તે પૂજનીય દેવ જેવા છે. આવું ઉત્તમપણું પ્રભુપ્રેમથી સહેજમાં મળી જાય છે.

૧૧. પ્રભુપ્રેમ આપણા હૃદયમાં આવ્યાથી આપણો જીવ આ જગતમાં રહ્યા છતાં પણ અંતરમાંથી પ્રભુ સાથે જોડાયેલો રહે છે. આપણે જરાક વાર પ્રભુનું સ્મરણ કરીએ, પ્રભુનાં ગુણગાન સાંભળીએ કે પ્રભુને અર્થે કાંઇ જરાતરા દાનધર્મ કરીએ, તો તેથી પણ આપણા અંતરમાં કેટલો બધો આનંદ થાય છે? ત્યારે પ્રભુપ્રેમને લીધે જે મહાત્માઓનો આત્મા પરમાત્મા સાથે સદા જોડાયેલોજ રહેતો હશે, તેનો આનંદ કેવો હશે? અને તેની સ્થિતિ કેવી ઉચ્ચ હશે એનો ખ્યાલ તો કરો! એને તો બધું પ્રભુપ્રેમથી અલ્પ પ્રયત્ન વડે થઇ જાય છે.

૧૨. મહાત્માઓ પ્રભુપ્રેમની સરખામણી અગ્નિ સાથે કરે છે; કારણ કે અગ્નિમાં જેમ અજવાળું અને ગરમી એવા બે ગુણ રહેલા છે, તેમજ પ્રભુપ્રેમમાં પણ પ્રકાશ એટલે કે ઈશ્વરી જ્ઞાન અને ગરમી એટલે કે જગતના જીવો ઉપરનો પ્રેમ એવા બે ગુણ રહેલા છે. એટલે જેમ જયાં અગ્નિ હોય ત્યાં કુદરતી રીતેજ અજવાળું તથા ગરમી હોય છે; તેમજ જેના હૃદયમાં પ્રભુપ્રેમ હોય તેના અંતરમાં ઈશ્વરી સત્ય જ્ઞાન અને જગત સાથેની ભલાઇ સ્વાભાવિક રીતેજ હોય છે, એવો પ્રભુપ્રેમનો મહિમા છે.

૧૩. જે ભાગ્યશાળી માણસના અંતરમાં પ્રભુપ્રેમ આવે તેનું અભિમાન છૂટી જાય છે અને તેનામાં દીનતા આવી જાય છે. મોટા મોટા જોગીઓ, સિદ્ધો, સંન્યાસીઓ અને ઘણાએ ભક્તો ઘણી જાતના દુર્ગુણોને તજી શકે છે, પણ અભિમાનને તજી શકતા નથી, કારણ કે બધા દુર્ગુણોનું મૂળ અભિમાન છે. એટલે અભિમાનનાં મૂળિયાં બહુ ઊંડાં છે. તે સારુજ આપણાં શાસ્ત્રોમાં પ્રાચીન ઋષિઓએ એમ કહેલું છે કે, અહંકારમાંથીજ આ આખા જગતની ઉત્પત્તિ થયેલી છે. એવો દઢ મૂળવાળો અહંકાર દીનતાથી છૂટી જાય છે અને એ અહંકારને તોડી નાખનારી દીનતા પ્રભુપ્રેમમાંથી એની મેળે મેળે ચાલી આવે છે. પ્રભુપ્રેમ એટલા બધા અલૌકિક

બળવાળો છે; માટે ભાઈઓ! જેમ પ્રભુપ્રેમ વધે એમ કરો.

૧૪. આપણે જાણીએ છીએ કે, આપણી પોતાની સત્તાથી કાંઈ પણ થઈ શકતું નથી. બધું ઈશ્વરની કૃપાથીજ થાય છે. પણ એ ઈશ્વરની કૃપા આવે છે ક્યાંથી એ તમને ખબર છે? એ કૃપા પ્રભુપ્રેમમાંથી આવે છે, માટે ઈશ્વરની કૃપા કે જેમાંથી મોક્ષપર્યંતનાં સર્વ સુખો મળી શકે છે, તે જોઇતી હોય, તો પ્રભુપ્રેમ વધારવાની તજવીજ કરો.

૧૫. લોઢાને ગરમ કરવાથી તે નરમ થઇ જાય છે અને નરમ થઇ ગયા પછી તેનો મરજી મુજબ આકાર થઇ શકે છે; તેમજ આપણાં કઠોર થઈ ગયેલાં હૃદયો પણ પ્રભુપ્રેમથી નરમ થઇ જાય છે, તેથી તેમાં બધી જાતના સદ્ગુણો સહેલાઈથી આવી શકે છે, માટે આપણામાં પ્રભુપ્રેમ વધે તેમ કરવું જોઇએ.

૧૬. આપણા દુર્ગુણો આપણે આપણા પોતાના જોરથી ટાળી શકતા નથી, પણ પ્રભુપ્રેમથી બધા દુર્ગુણો એની મેળે ચાલ્યા જાય છે. જેમ સિંહની ગુફામાં શિયાળિયાં જીવતાં રહી શકે નહિ, તેમજ પ્રભુપ્રેમવાળા હૃદયમાં દુર્ગુણો રહી શકે નહિ અને એ પણ યાદ રાખવું કે, પ્રભુપ્રેમ વિના કદી પણ આપણા બધા દુર્ગુણો નાશ પામી શકેજ નહિ, માટે જેમ બને તેમ આપણા હૃદયમાં પ્રભુપ્રેમ જાગે તેમ કરવું જોઇએ.

૧૭. પ્રભુપ્રેમથી મહેનત હલકી થઇ જાય છે; કારણ કે પ્રભુપ્રેમના અલૌકિક બળને લીધે આપણે જરાક મહેનત કરીએ તોપણ ઝાઝું ફળ થઇ જાય છે. જેમકે કોઇ મોટો સંચો ચલાવવા માટે ઇજનેરને તો માત્ર ચાવી દબાવવી પડે છે અને એક ચાવી દાબવાથી હજારો ચક્કરો ચાલવા માંડે છે; તેમજ જરાક જેટલા પ્રભુપ્રેમથી સહેજમાં મોટાં મોટાં કામો થઇ જાય છે, માટે ભાઇઓ! તનથી, મનથી, ધનથી, વચનથી ને કર્મથી તથા આત્માથી પરમાત્મા ઉપર પ્રેમ કરતાં શીખો, પરમાત્મા ઉપર પ્રેમ કરતાં શીખો!



## ૬૬–સંતોની વાણી અમૃત જેવી હોયછે, એનું કારણ એ કે તેમના શબ્દોની સાથે તેમની પવિત્રતા પણ બહાર નીકળે છે

આપણને વારે વારે સૌ ઠેકાણેથી એમ કહેવામાં આવે છે કે, હરિજનો પાસે જાઓ, સંતો પાસે જાઓ, ગુરુઓ પાસે જાઓ અને મહાત્માઓનો ઉપદેશ સાંભળો. એ વિના બહારથી બોલનારાઓથી કે લૂખાપૂખા ઉપલક જ્ઞાનની ચોપડીઓ વાંચવાથી આરો નહિ આવે અને જો વિચાર કરીએ તો એ વાત પણ કાંઇ ખોટી નથી; કારણ કે આપણે જોઇએ છીએ કે, નીતિ ને ધર્મની ઘણી વાતો આપણે સેંકડો વખત વાંચી હોય અને હજારો ઠેકાણેથી એની એ વાતો સાંભળી હોય; તોપણ ઘણી વખત આપણા હૃદયમાં કે આપણા આચરણમાં તેની કાંઇ પણ અસર થતી નથી, પણ એજ વાતો જ્યારે આપણે કોઇ મોટા ગુરુને મોઢેથી કે પવિત્ર ભક્તોને મોઢેથી સાંભળીએ છીએ, ત્યારે તેની અસર જાદુના જેવી થાય છે. જાણીતી છતાં અને ઘસાઇ પિસાઇ ગયેલી છતાં પણ એ વાતોમાં આપણને કાંઇક નવી નવી ભભક લાગે છે; એટલુંજ નહિ પણ તે આપણા અંતરના ઊંડાણમાં ખૂંચી જાય છે, એમાંથી આપણને કાંઇક ખાસ આનંદ મળ્યા કરે છે, એ પ્રમાણે ચાલવાનું આપણને મન થઇ જાય છે અને જે અધિકારી માણસો હોય, તેઓમાં તો એ વાતો સાંભળતાંની સાથે તે પાળવાનું બળ પણ આવી જાય છે; એ માટે એક સરલ હૃદયનો ભાવિક માણસ કહેતો કેઃ—

"હું જ્યારે એક મહાન ભક્તની પાસે જતો, ત્યારે તેને જોવાથી મારા વિકારો ઓછા થઇ જતા, તેની પાસે બેસવાથી મારા મનમાં શાંતિ આવતી, તેની વાતો સાંભળવાથી મારામાં નવું જીવન આવતું, તેની ચાલચલગત જોવાથી મને એના જેવી પવિત્રતા મેળવવાનું મન થઇ જતું, તેના જ્ઞાનથી મારા સંશયો કપાઇ જતા, તેની દૃષ્ટિમાંથી ઝરતા અમૃતથી હું ઠરી રહેતો, તેના આત્મિક બળથી મારામાં ખાસ નવું બળ આવતું અને તેનાં ભલાં કામોમાં હું સ્પષ્ટ રીતે પ્રભુની કૃપા જોઈ શકતો હતો; એટલુંજ નહિ પણ બીજા પંડિતો કહે છે તેની તેજ વાતો વારે વારે એ ભક્ત પણ કહેતા હતા, છતાં પણ બીજા કોઇ પણ વિદ્વાનોની વાતો કરતાં એ

ભક્તની વાતોની મારા મનમાં હજારગણી અસર થતી હતી, એના એ વિચારો, એની એ વાતો અને એના એ શબ્દોની એટલી બધી અસર થવાનું કારણ શું, તે હું સમજી શકતો નહિ, તેથી મેં એક હરિજનને પૂછ્યું કે, 'ભાઈ! આ ભક્તની વાણીમાં આટલું બધું બળ કેમ છે? એના એ શબ્દોમાં અજબ જાતની મીઠાશ કેમ આવી જાય છે?'" ત્યારે તેણે કહ્યું કેઃ—

"ભક્તોની વાણી એ કાંઇ ખાલી શબ્દો નથી. એ શબ્દોની સાથે તેના અંતરની પવિત્રતા અને તેનું આત્મિક બળ પણ બહાર પડે છે; માટે તે ઉત્તમ અસર કરી શકે છે. તમારી વહાલી સ્ત્રીનો દાખલો લો. એ ક્યાં વિદ્વાન છે? છતાં પણ એની વાણી તમને કેવી મીઠી લાગે છે? ઘરસંસારી કૂથલી, સગાંવહાલાંની વાતો, ખાવાપીવાની વાતો અને મારી બચુ ને મારો કીકો, એ સિવાય બીજી વાતો તેને ક્યાં આવડે છે? છતાં પણ રોજરોજ એની એ વાતોમાં તમને કેટલો બધો રસ પડે છે, એ તો જરા વિચારો! એનું કારણ શું? એનું કારણ તેના શબ્દોની સાથે તેના અંતરનો તમારી ઉપરનો સ્નેહ બહાર પડે છે એજ છે; તેથીજ એ કૂથલી તમને રસિક લાગે છે; કારણ કે રસ અને બળ એ કાંઇ બહારના શબ્દોમાં નથી, પણ જેની પાસેથી તે નીકળે તેના અંતરની ભાવનામાં છે અને આપણી લાગણી ઉપર તેની જેટલી અસર થઇ શકે, તેના પ્રમાણમાં આપણને એ બાબતો સારી કે માઠી લાગે છે. માટેજ આપણે જોઇએ છીએ કે, સાધારણ માણસોને મોઢેથી ધમકીના શબ્દો સાંભળીએ છીએ, ત્યારે તેની કાંઇ અસર થતી નથી; પણ એજ શબ્દો જ્યારે કોઇ પોલીસ અમલદાર, કલેકટર, દીવાન, ન્યાયાધીશ કે રાજાને મોઢેથી સાંભળીએ છીએ, ત્યારે તેની ગંભીર અસર થાય છે; કારણ કે એ શબ્દની સાથે તેની સત્તા પણ બહાર પડે છે, તેથી તે આપણી ઉપર પ્રબળ અસર કરી શકે છે. તેમજ ભક્તોની વાણીની સાથે તેમના અંતરની પવિત્રતા, તેમનું આત્મિક બળ, તેમનો પુરુષાર્થ, તેમનો પરમાર્થ અને તેમનો પ્રભુપ્રેમ બહાર પડે છે; માટે જો જિંદગી સુધારવી હોય અને પ્રભુના વહાલા થવું હોય તો સંતોનાં ચરણ પકડો, મહાત્માઓની સેવા કરો અને ભક્તોની વાતો સાંભળો. એ વિના ધર્મનું જ્ઞાન હૃદયમાં ઠરી શકશે નહિ; કારણ કે અંતરમાં સૂકા ને બહારથી શબ્દોની મારામારીમાં રહી ગયેલા પંડિતો પાસેથી ધર્મની વાતો

સાંભળીએ, તો તેથી તેઓના અંતરની પોલ વખતે આપણામાં પણ આવી જાય છે અને આપણી મેળે ચોપડીઓમાંથી આપણે ધર્મ શીખીએ તો તેમાં એકલું આપણુંજ બળ હોય છે અને શરૂઆતમાં કાંઇ આપણું બળ એટલું બધું હોતું નથી કે ઝીણી ઝીણી ને ઊંડી ઊંડી ધર્મની બધી વાતો સમજી જઇએ ને તે બધી બાબતો પાળી શકીએ; પણ જો ગુરુઓ, ભક્તો અને મહાત્માઓ પાસેથી ધર્મની વાતો સાંભળીએ તો આપણા બળની સાથે તેમની પવિત્રતા તથા તેમનું આત્મિક બળ મળે છે, તેથી બેવડા જોરથી આપણે ધર્મ પાળી શકીએ છીએ. માટે ભાઇઓ! જિંદગીની સાર્થકતા કરવાને ટૂંકો રસ્તો જોઇતો હોય તો સંતોના ચરણમાં પડ્યા રહો, મહાત્માની સેવામાં લાગ્યા રહો અને ભક્તોની વાણીરૂપી અમૃતનું પાન કર્યા કરો; એથી થોડી મહેનતમાં બહુ ફાયદો થઇ જશે."

**દોહરા**

સંત બડે પરમારથી, શીતલ ઉનકે અંગ;
તપત બુઝાવે ઓરકી, દે દે અપનો રંગ.
સંત ધનંતર વૈદ સમ, જૈસો રોગી જેહુ;
મુક્ત બતાવત તાહીકું, તૈસો ઓખદ તેહુ.
સંત સબનકો હિત કરે, દે સાચો ઉપદેશ;
મુક્ત મિલાવે રામસેં, સ્વારથ નહિ લવલેશ.
નહિ શીતલ હે ચંદ્રમા, હિમ નહિ શીતલ હોય;
કબીર શીતલ સંતજન, નામસનેહી સોય.
કબીર દરશન સાધકા, સાહેબ આવે યાદ;
લેખે મેં સોઇ ઘડી, બાકી કે દિન બાદ.
અલખ પુરુષકી આરસી, સાધુઓંકી દેહ;
લખ્ખ જો ચાહે અલખકું તો ઇનમેં લિખ લેહ.
સાધ મિલે, સાહેબ મિલે અંતર રહી ન રેખ;
મનસા વાચા કરમના, સાધુ સાહેબ એક.

## ૬૭–ઈશ્વરકૃપા એટલે શું?

મહાત્માઓ કહે છે કે, પ્રભુકૃપા એટલે પ્રભુ ઉપરનો અંતરનો ઊંડો વિશ્વાસ, પ્રભુકૃપા એટલે અંતરની પવિત્રતા અને પ્રભુકૃપા એટલે આપણને મોક્ષ મેળવવામાં પ્રભુ તરફથી મળતી સહાયતા.

પ્રભુકૃપાનો હજી એથી પણ વધારે ખુલ્લો ચોખ્ખો અર્થ સમજવો હોય તો એજ કે, અંતરમાં શુભ વિચારો આવે, પવિત્રતાથી રહેવાની અંતરમાંથી પ્રેરણા થાય, ઈશ્વરના સેવાસ્મરણમાંજ જીવ સદા જોડાયેલો રહે અને મૂઆ પછી હરિની પવિત્ર હજૂરમાં મોક્ષધામમાં રહી શકાય, તેનું નામ ઈશ્વરકૃપા.

ઈશ્વરકૃપાથી શું થાય ?

જેના ઉપર ઈશ્વરકૃપા થાય તેની આંખો ખૂલી જાય છે, તેનો જગતનો મોહ ઓછો થઈ જાય છે, તેને માયાનું મિથ્યાપણું સમજાઈ જાય છે અને ઈશ્વરનું સત્ય સ્વરૂપ તેના હૃદયમાં જામી જાય છે, તેથી તે માણસ ભક્ત બની જાય છે.

પ્રભુકૃપા બે જાતની હોય છે. ૧–લૌકિક અને ૨–અલૌકિક.

લૌકિક પ્રભુકૃપા એટલે કે શરીરની સુખાકારી, લાંબી જિંદગી, બાયડીછોકરાં વગેરેનું સુખ, રૂપ, ગુણ વગેરેની બક્ષિસો ધનમાલની છૂટ, આબરૂદારપણું અને બીજાં ઘણી જાતનાં સંસારનાં સુખો. એ બધાં દુનિયાદારીનાં આપણાં સુખો તે આપણી ઉપરની પ્રભુની લૌકિક કૃપાનું ફળ છે અને તે બધું આપણે સહેલાઈથી પ્રભુને માર્ગે જઈ શકીએ માટેજ મળેલું છે. પ્રભુનો રસ્તો આપણને સુખરૂપ થઈ પડે તે સારુજ ઉપર લખેલી બધી જાતની મદદ આપણને ઈશ્વરકૃપાથીજ મળેલી છે; છતાં પણ તેમાં જો મોહ થઈ જાય અને તે આપનારને ઓળખવામાં મદદગાર ન થાય, એટલે કે લૌકિક કૃપા અલૌકિક કૃપામાં મદદગાર ન થઈ પડે તો તે ઊલટી બંધનકારક થઈ પડે છે; માટે લૌકિક કૃપા પ્રભુના સેવાસ્મરણમાં ને પ્રભુના વહાલા હરિજનોને ધર્મનાં કામોમાં મદદ કરવામાં વાપરવી જોઈએ.

અલૌકિક ઈશ્વરકૃપા એટલે કે પ્રભુ ભજવાની ઇચ્છા થવી તે, પાપથી દૂર રહેવાની તજવીજ કરવી તે અને ઈશ્વરી બાબતોમાંજ ચિત્ત લાગેલું રહે તે ઈશ્વરની અલૌકિક કૃપા કહેવાય છે.

ઈશ્વરની અલૌકિક કૃપા ચાર જાતની છે.

૧. પહેલી કૃપા થાય ત્યારે શુભેચ્છા થાય છે, એટલે કે જગતના જીવો સાથે ભલાઈથી વર્તવાની ઇચ્છા થાય છે; તેથી પોતાના દુનિયાદારીના વ્યવહારમાં નીતિધર્મથી ચાલી શકાય છે.

૨. બીજી કૃપા થાય ત્યારે પ્રભુની ભક્તિ કરવાની ટેવ પડી જાય છે, સેવાસ્મરણમાં બળ આવી જાય છે અને ભક્તિનો માનસિક

આનંદ વધતો જાય છે.

૩. ત્રીજી કૃપા થાય ત્યારે બધી જાતનાં પાપ છૂટી જાય છે. પ્રાણ જાય તોપણ એવી કૃપાવાળો માણસ પાપકર્મ કરતો નથી. એ સ્થિતિમાં પ્રભુ સાથે અખંડ તાર લાગેલો રહે છે; એટલુંજ નહિ પણ એવા મહાત્માઓનો જીવ ઇશ્વરમાંજ રમણ કર્યાં કરે છે અને તેઓ સદા સમાધિના જેવા ઈશ્વરી આનંદમાંજ રહે છે.

૪. એ પછી ચોથી કૃપા થાય ત્યારે પ્રભુના કૃપાપાત્ર ભક્તનો ઉદ્ધાર થઇ જાય છે. મૂઆ પછી તે હરિની હજૂરમાં–મોક્ષધામમાં જઇ શકે છે અને અનંતકાળનાં અખંડિત મોક્ષનાં સુખો ભોગવે છે.

પદ

કૃપા વિના પ્રભુજી ! કેમ કાર્ય સરે રે (ટેક)
કેમ કાર્ય સરે રે, કેમ કાર્ય સરે રે– કૃપા૦
અવલંબન આધાર તમારો (૨)
તમ વિના અમારાં કષ્ટ કોણ હરે રે– કૃપા૦
જગતતણું રક્ષણ કરવાને (૨)
પ્રભુ પ્રતિજ્ઞા તમારી કદી નવ ફરે રે– કૃપા૦
શરણ તમારું ગ્રહણ કીધું છે (૨)
ભવસિંધુ થકી તે તો, સત્ય તરે રે– કૃપા૦

## ૬૮–લોકોના બોલવા સામે નહિ જોતાં, મહાન ઈશ્વરની સામે જોઇને પરમાર્થનાં ભલાં કામો કર્યા કરો

એક ભલો માણસ હતો, તે પરમાર્થનાં કામોમાં બહુ મદદ કરતો. તે પોતાની રહેણીકરણી ચોખ્ખી રાખવાની તજવીજ કરતો, છતાં પણ ઘણા લોકો તેને માટે ગમે તેમ વાત કરતા, તેથી તે મનમાં મૂંઝાયા કરતો હતો; કારણ કે ઘણી જાતની ભલાઇ છતાં પણ તેનામાં માન મેળવવાની ઇચ્છા રહી ગઈ હતી, તેથી પોતાની વિરુદ્ધની વાત તે સાંખી શકતો નહિ; એટલે તેને એમ લાગતું કે, હું આટલું બધું કરું છું છતાં પણ લોકો એમ કાં બોલે ? તેથી તે મનમાં ને મનમાં બળ્યા કરતો હતો. એ પછી એક સાધુ મહાત્મા સાથે તેને ઓળખાણ થઇ. એ સાધુ બહુ શાંત સ્વભાવનો, સીધે રસ્તે ચાલનારો ને વિદ્વાન હતો. તેની સાથે મન મળવાથી તે માણસે એ સાધુને કહ્યું કે, " મહારાજ ! હું વ્રત કરું છું તો લોકો કહે છે કે, એ તો બધું દેખાડવા સારુ; જપ કરું છું તો કહે છે કે, એ

તો ઢોંગ કરે છે; કાંઇ પરમાર્થ કરું છું તો કહે છે કે, એમાં શું નવાઇ કરે છે? બાપ દોઢિયાં મૂકી ગયો છે તે ઉડાવે છે; તીર્થ કરવા જાઉં છું તો કહે છે કે, અહીં હવા સારી નહિ હોય અથવા ઘરમાં કાંઇ ખટપટ હશે, અથવા કાંઇ માનતાબાનતા હશે તેથી મહિનો બે મહિના ફરવા ચાલ્યા ગયા હશે; કોઇ લેખકોને આશ્રય આપું છું તો કહે છે કે, એ તો નામ સારુ કરે છે; કોઇ માણસોને મળું તો કહે છે કે, એ તો બડેખાં બનવા સારુ ફાંફાં મારે છે; નાતના સુધારા માટે કાંઇ કરું છું તો ઊલટા નાતીલા ગાળો દે છે; મારાં બાયડી-છોકરાંઓને સુધારું તેમાં મારાં સગાંવહાલાંઓ બળી મરે છે; અરે શું વાત કરું? મારી મા તથા મારા ભાઇઓની ખબર રાખું તે મારી સાસુને પાલવતું નથી અને મારી બાયડીનું સન્માન રાખું તે મારી માને પાલવતું નથી. આ બધું જોઇને મને ત્રાસ છૂટે છે, કારણ કે હું ભલું કરું છું છતાં પણ તે લોકોને કાં ન ગમે? અને મારું વાંકું કાં બોલે? મહારાજ! આનો ભેદ મને સમજાવો.”

ત્યારે મહારાજે કહ્યું કે, “ભાઈ! દરેક દેશના તોલ જુદા જુદા હોય છે. કયાંય બાવીસ રૂપિયાભારનો શેર છે, કયાંય અઠ્ઠાવીસ રૂપિયાભારનો શેર છે, કયાંય બત્રીસ રૂપિયાભારનો શેર છે, કયાંય ચાલીસ રૂપિયાભારનો શેર છે, કયાંય બેતાળીસ રૂપિયાભારનો શેર છે, કયાંય ચૂંવાળીસ રૂપિયાભારનો શેર છે, કયાંય અડતાલીસ રૂપિયાભારનો શેર છે, કયાંય છપ્પન રૂપિયાભારનો શેર છે, કયાંય એંસી રૂપિયાભારનો શેર છે, કયાંય સો રૂપિયાભારનો શેર છે અને કયાંય એકસો વીસ રૂપિયાભારનો શેર છે, એટલે તમારા તોલ પ્રમાણે તમારું અઢી શેર હોય તે એકના તોલ પ્રમાણે પોણાબશેર થઇ જાય છે ને બીજાના તોલ પ્રમાણે પોણાચાર શેર થઇ જાય છે; કારણ કે બધાંનાં તોલમાપ કાંઈ સરખાં નથી. દરેક માણસના કાંટા જુદા હોય છે; એટલુંજ નહિ પણ જેમ જેમ કેટલાક લુચ્ચા વેપારીઓ લેવાના કાંટા જુદા રાખે છે ને દેવાના કાંટા જુદા રાખે છે તેમ વ્યા-વહારિક લોકો પણ પોતે પોતાનાં કામોનું માપ કરવાનો કાંટો જુદો રાખે છે અને બીજાં લોકોનાં કામોનું માપ કરવાનો કાંટો જુદો રાખે છે; તેથી કેટલીક વખત આપણાં કામો નાનાં હોય તે પણ મોટાં દેખાઇ જાય છે અને કેટલેક ઠેકાણે આપણાં મોટાં કામોમાંથી પણ ઊલટી અપકીર્તિ મળી જાય છે; કારણ કે સાધારણ વ્યાવહારિક લોકો કાંઇ આપણી અંતરની લાગણી સામે જોઇને આપણાં કામોનું માપ

કરતા નથી, પણ તે તો પોતાના વિચારો પ્રમાણે આપણાં કામોનું માપ કરે છે, એટલે કોઇ વખત આપણાં કામો જેવાં હોય તે કરતાં પણ કેટલાકોને વધારે સારાં લાગી જાય છે અને કેટલાકોને આપણાં સારાં કામો પણ અનુકૂળ આવતાં નથી; કારણ કે આ દુનિયાના લોકો કાંઈ બીજાઓની લાગણી સમજીને પોતાનો અભિપ્રાય આપતા નથી, પણ પોતાના વિચારો પ્રમાણે બીજાઓનો તોલ કરે છે. માટે મહાત્માઓએ કહ્યું છે કે, રાગદ્વેષ રાખ્યા વિના હરિજનોએ પ્રભુપ્રીત્યર્થે કર્મો કર્યા કરવાં અને કોઇના બોલ્યા સામે જોવું નહિ, એટલે કે કોઇ સારું બોલે તેથી ફુલાઇ જવું નહિ ને કોઇ ખરાબ બોલે તેથી પોતાનું કર્તવ્ય છોડી દેવું નહિ; કારણ કે દુનિયામાં જુદી જુદી પ્રકૃતિના જીવો છે, તે બધાને કોઇથી રાજી કરી શકાય તેમ નથી. રામ અને કૃષ્ણ જેવા અવતારી પુરુષો ઉપર પણ કેટલાક લોકોએ કાંઈ કાંઇ દોષો મૂકેલા છે, ત્યારે આપણે તે શું હિસાબમાં ? આપણો શેર કોઇના કાંટામાં પાશેર ને કોઇના કાંટામાં પોણાચાર શેર થઇ જાય છે, તેથી તેઓ પોતાના કાંટા સામે એટલે કે પોતાની વૃત્તિઓ સામે જોઇને આપણો તોલ કરે છે; માટે એમાં કાંઇ તેઓનો વાંક નથી, તેમજ તેઓના કાંટામાં આપણે નાના થઇએ, તેથી કાંઇ આપણામાં જે માલ હોય તે ઘટી જતો નથી ને તેઓના કાંટામાં મોટા થઇએ તેથી કાંઇ આપણામાં માલ વધી જતો નથી. માટે ભાઈ! બીજાઓના બોલવા સામે જોયા કરવામાંજ નહિ રહી જતાં તમારી પોતાની અંદર માલ વધે તેમ કરો, તમે પોતે ભલા થઇ શકો એમ કરો અને શુદ્ધ અંતઃકરણથી દૃઢતાપૂર્વક એજ વિચાર રાખો કે, અમે જે કાંઇ ભલું કરીએ છીએ, તે કાંઇ લોકોના માનમરતબા મેળવવા સારુ કે કોઇ ઉપર ઉપકાર કરવા સારુ નહિ, પણ મહાન પ્રભુને અર્થે અમારા આત્માના કલ્યાણ સારુજ કરીએ છીએ; આવો વિચાર રાખવાથી લોકો સારું બોલે કે માઠું બોલે તોપણ તેથી આપણી લાગણી દુખાતી નથી ને સમતા રાખી શકાય છે; કારણ કે બોલનારા પોતાના કાંટા પ્રમાણે આપણું વજન કરે છે, એટલે એ કાંઇ સાચો તોલ નથી, એટલુંજ નહિ પણ એ તો પોતાના સ્વભાવ પ્રમાણે બોલવાનાજ; પણ આપણાથી કાંઇ તેઓના બોલવા સામે જોવાય નહિ, કારણ કે આપણે કાંઇ તેઓને ખાતર કરવાનું નથી, પણ આપણે તો આપણા આત્માના કલ્યાણ સારુ ને અનંત

બ્રહ્માંડના નાથના પ્રતિ તાર લગાડવા સારુ આ જગતમાં ને આ જિંદગીમાં ભલાઇ કરી લેવાની છે; માટે લોકોની નિંદા કે સ્તુતિ સામે નહિ જોતાં, પ્રભુ પ્રીત્યર્થે પરમાર્થ કરતાં શીખો, પ્રભુપ્રીત્યર્થે પરમાર્થ કરતાં શીખો; કારણકે પરમાર્થ માટે મહાત્માઓ કહે છે કેઃ—

### દોહરા

તુલસી પંછીન કે પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કીએ ધન ના ઘટે, સહાય કરે રઘુવીર.
કુંજરમુખતે ગિર પડયો, સો ઘટયો ન ગજકો આહાર;
લાખો કીડી લે ચલી, સો પોખનકો પરિવાર.
માયા મેરે રામકી, ધરણીધરકી દેહ;
પૂંજી બીરાને શાહકી, કરસેં જસ કર લે.
ગાંઠે હોય સો હાથ કર, હાથ હોય સો દે;
આગે હાટ ન બાનિયા, લેના હોય સો લે.
દેહ ધરેકા એહી ફલ, દેહ દેહ કછુ દેહ;
દેહ ખેહ હો જાયગી, ફિર કૌન કહેગા દેહ;
કહે કબીરા દેહ તું, જબલગ તેરી દેહ.
નિશ્ચય કર ઉપકાર હી, જીવનકા ફલ એહ.
ખાય ખિલાય લૂટાય દે, કર લે અપના કામ;
ચલતી વખતે રે નરો, સંગ ન ચલે બદામ.
આશા ન કરે ઓરકી, આપ કરે ઉપકાર;
જગમેં સો જન જાનીએ, ભગવતકા અવતાર.

---

## ૬૯–દુનિયાના બધા ધર્મના લોકો પોતપોતાના ગુરુઓને માન આપે છે તેનું કારણ શું?

એક શેઠિયાને ત્યાં લગ્ન હતાં, તેથી તેણે બહુ ધામધૂમ કરી હતી. એ વખતે તેણે પોતાના ઘણા મિત્રોને તેડાવ્યા હતા. તેમાં પોતાના દેશના એક મોટા રાજાને પણ આમંત્રણ કર્યું હતું, પણ રાજા પોતે આવી શકયા નહિ, તેથી તેણે પોતાની તરફથી પોશાક લઇને એક અમલદારને મોકલ્યો હતો. એ અમલદારમાં કાંઇ ઝાઝો માલ નહોતો, તોપણ તે શેઠિયો તેની બહુ બરદાસ કરવા લાગ્યો; કારણ કે તે રાજાનો મોકલેલો હતો, માટે તેને

જે માન આપતા તે તેની પોતાની જાતને ખાતર નહિ પણ રાજાને ખાતર આપતા હતા. એ અમલદાર કરતાં તે શેઠિયો વધારે પૈસાવાળો ને વધારે લાગવગવાળો હતો, તોપણ તે એ અમલદારને રાજી રાખતો, તેની પાછળ પાછળ ફરતો, તેને પોતાની રબરટાયરની ભભકાદાર ગાડીમાં ફેરવતો, જોવાલાયક જગ્યાઓ બતાવવા તેડી જતો, પોતાના મિત્રોમાં તેની ઓળખાણ કરાવતો, તેને સારું સારું જમાડતો, તેનાં માણસોની બરદાસ રાખતો અને પોતાના પૈસા, વખત તથા મહેનતનો ભોગ આપી તેને રાજી રાખવાની તજવીજ કરતો; કારણ કે તે રાજાનો મોકલેલો હતો. તેમજ ભાઇઓ! એ શેઠિયાની પેઠેજ હરિજનો પણ રાજાઓના રાજા, દેવોના દેવ અને અનંત બ્રહ્માંડના નાથ મહાન પ્રભુને પોતાના હૃદયમંદિરમાં પધરાવવા ઇચ્છે છે, પણ આપણી લાયકાત ન હોય ત્યાંસુધી પ્રભુ પોતે સ્પષ્ટ રીતે આવતા નથી, પણ પોતાની તરફથી ભેટ આપીને ભક્ત, મહાત્માઓ તથા સદ્‌ગુરુઓને આપણી પાસે મોકલી દે છે. તેઓ આપણને ભક્તિનો પોશાક આપે છે, પ્રભુપ્રેમના દાગીના આપે છે, ઈશ્વરી જ્ઞાનના હારતોરા આપે છે, પાપની માફીનાં માનપત્ર આપે છે, આચરણો સુધારનારા ખિતાબો આપે છે અને આપણી ઉપર પ્રેમ રાખી આપણે પોતાને તથા આજુબાજુના લોકોને તેઓ ખાતરી કરી આપે છે કે, આપણે પ્રભુના વહાલા છીએ. આવી રીતે આપણા કલ્યાણ સારુ ભક્તો, મહાત્માઓ અને સદ્‌ગુરુઓ પ્રભુના પ્રતિનિધિ તરીકે આપણી પાસે આવે છે. માટે કદી તેઓની જાતને ખાતર નહિ તોપણ મહાન પ્રભુને ખાતર આપણે તેઓને માન આપવું જોઇએ અને તેઓની સેવા કરવી જોઇએ.

ભાઇઓ! રાજાએ મોકલેલા માણસની જ્યારે આપણે એટલી બધી તજવીજ રાખીએ છીએ, ત્યારે જેમાંથી સર્વની ઉત્પત્તિ થાય છે, જે પોતાનું મનધાર્યું કરી શકે છે, જેની માયાનો કોઇ પાર પામી શકતું નથી, જે જગતના આદિગુરુ છે અને જે મોક્ષદાતા છે, તે પરમ કૃપાળુ પિતા પરમાત્માના રસ્તામાં ચાલનારા પ્રભુના વહાલા ભક્તોને માન આપવું ને તેની ખાતરબરદાસ રાખવી એ કેટલી બધી મોટી વાત છે ને એ કેવી કલ્યાણની બાબત છે એનો ખ્યાલ તો કરો! માટે યાદ રાખજો કે, આપણે ગુરુઓને માન આપીએ છીએ તે કાંઈ તેઓને ખાતરજ નહિ, પણ મહાન

પ્રભુના પ્રતિનિધિ તરીકે તેઓ આવે છે અને આપણે માટે પ્રભુ તરફની અલૌકિક ભેટો તેઓ લાવે છે. માટે સર્વશક્તિમાન મહાન પ્રભુને ખાતર, આપણા કલ્યાણ સારુ આપણી શક્તિના પ્રમાણમાં 'ફૂલ નહિ તો ફૂલની પાંખડી' પણ આપણે તેઓને આપવી જોઇએ; અને તન, મન, ધનથી તથા મન, વચન ને કર્મથી જેનાથી જે બની શકે તે સેવા કરવી જોઇએ એ આપણી ફરજ છે; કારણ કે તેઓ પ્રભુના પ્રતિનિધિ છે, માટે તેઓની સેવા કરવી એ પ્રભુની સેવા કરવા બરાબર છે. એટલુંજ નહિ પણ મોટા સંતો તો એ-મજ કહે છે કેઃ—

### દોહરા

ગુરુબિન અહોનિશ નામ લે, નહિ સંત પર ભાવ;
કહે કબીર તા દસકો, પડે ન પૂરો દાવ.
નાચે ગાયે પદ કહે, નાહી ગુરુસેં હેત;
કહે કબીર કયોં ઊપજે, બીજ બિહોના ખેત.
જ્યું બેલ બનઝાર કે, ફીરત ઘણેરે દેશ;
ખાંડભરે ભુસ ખાત હે, બિન ગુરુ કે ઉપદેશ.
કબીર તે નર અંધ હે. ગુરુકો કહેતે ઓર;
હરિ રૂઠે ગુરુ મેલસી, ગુરુ રૂઠે નહિ ઠોર.

---

## ૭૦–પ્રભુપ્રેમી હરિજનોનાં લક્ષણો

૧. પ્રભુપ્રેમી ભક્તોનાં વચનમાં બહુ મીઠાશ હોય છે.

૨. બીજાંઓની ખામીઓ તરફ તેઓ હમેશાં બહુ મોટું દિલ રાખે છે અને પોતે અડચણો ભોગવી લઇને પણ બીજાઓના વાંક માફ કરે છે.

૩. બીજાઓને દુઃખ દેવાની કે કોઇ પણ જાતની અડચણ કરવાની તેઓને ઇચ્છાજ થતી નથી.

૪. પારકાંને સુખ દેવા માટે તેઓ પોતાની જાતનાં સુખનો ત્યાગ કરે છે.

૫. સારું કામ કરવામાં તેઓને થાક લાગતો નથી.

૬. એનો કોઇ ઉપકાર ન માને તો એ વિષે તેને બિલકુલ દરકાર રહેતી નથી; એટલુંજ નહિ પણ વખતે પોતાનું ધાર્યું ન થાય તોપણ તેથી તેઓ દિલગીર થતા નથી.

૭. ગુસ્સો રાખવો કે વેર લેવું એ વાત તો તેને સ્વપ્નામાં પણ આવતી નથી.

૮. એવા પ્રેમીજનોનાં હૃદય એવાં નિર્મળ થઇ જાય છે કે, દુશ્મનો પણ તેમના ઉપર વેર લેવા ચાહતા નથી.

૯. બહુ લાંબો મંદવાડ આવી પડે અથવા બીજાં કાંઇ સંકટો આવી પડે, તોપણ તેઓ અધીરા થઇ જતા નથી અને પોતાના અંતરમાં રહેલી શાંતિને ગુમાવી દેતા નથી.

૧૦. દિન પર દિન એટલો બધો વિશ્વાસ આવતો જાય છે કે, શાસ્ત્રની દરેક વાતો તેઓને સિદ્ધ થયેલી દેખાય છે.

૧૧. કાલે કેમ થશે? એની તેઓને બિલકુલ ચિંતા રહેતી નથી.

૧૨. ખાવાપીવામાં, પહેરવાઓઢવામાં તથા બોલવાચાલવામાં હમેશાં તેઓ સાદા હોય છે.

૧૩. તેઓ પોતાને માટે હમેશાં બેદરકાર હોય છે અને પારકાઓને માટે અતિશય કાળજી રાખે છે.

૧૪. નજીકમાં પાપ થતું હોય તોપણ તેઓ પાપમાં ફસાતા નથી.

૧૫. પોતાનો મિજાજ કોઇ વખત પણ તેઓ ખોઇ દેતા નથી. એટલુંજ નહિ પણ તેઓના અંતરમાં હમેશાં શાંતિ, ક્ષમા, દયા ને પરમાર્થવૃત્તિ હોય છે. ટૂંકામાં નીતિશાસ્ત્રમાં કહેલા સઘળા સદ્‌ગુણો પ્રભુપ્રેમી ભક્તોમાં એની મેળે મેળે ધીરે ધીરે આવી જાય છે.

૧૬. જેમ જેમ પ્રભુના પવિત્ર નામનો વધારે વધારે જપ થાય અને જેમ જેમ પ્રભુના ગુણનું જ્ઞાન તથા પ્રભુના સ્વરૂપનું ધ્યાન વધતું જાય, તેમ તેમ તે ભક્તો મનુષ્ય મટીને પવિત્ર દેવતાઓને વધારે વધારે મળતા થતા જાય છે.

૧૭. આ જગતમાં રહીને એવા પ્રભુપ્રેમી ભક્તો જીવન્મુક્તિનાં ઉત્તમ સુખો ભોગવે છે અને અંતે હરિની પવિત્ર હજૂરમાં જઇ સદાના મુક્ત થઇ પરમાનંદ ભોગવતા રહે છે.

૫૬

સંત લક્ષણ ત્રીસ સોહામણાં, ચિત્તવૃત્તિ જેની થઇ શાંત,
એવા જન હરિતણા. (ટેક)
બ્રહ્માનંદ બ્રહ્મરસ ભોગિયા, જીવ-ઈશ્વર ભાંગી ભ્રાંત–એવા૦
દયાદાન દાસાતન અતિ ઘણાં, જ્ઞાનભકિત વિવેક વૈરાગ્ય–એવા૦
ક્ષમાવંત તપે નહિ તાપમાં, આશારહિત અમલ અનુરાગ–એવા૦
અક્રોધ ઇન્દ્રિજિત અનુભવી, કવિ કોમળ શીલ સંતોષ–એવા૦

આશારહિત અમૃતવાણી વદે, સેહેજાનંદ આનંદ કોશ—એવા૦
શુદ્ધ સ્નેહી સ્વારથ નવ મળે, પરમારથ ઉપર પ્રીત—એવા૦
શશી સૂરજવત્ સાક્ષી રહે, ઉદાર અર્ણવની રીત—એવા૦
હરખ શોકવિષે ડોલે નહિ, અર્ધનિમિષ તજે નહિ નામ—એવા૦
સુરતરુ સુરધેનું ચિંતામણિ, મળતાં પોહોંચે મનકામ—એવા૦
પરિપૂર્ણ લક્ષણ સંતનાં, બતરીશમાં ઓછાં બે—એવા૦
કહે પ્રીતમ સદ્ગુરુ સંતને, સઉ સોંપીને શરણે રહે—એવા૦

## ૭૧–હરિજનોની રીતભાત કેવી હોય તે વિષે

હરિજનો બીજી કોઇ પણ ચીજ કરતાં પ્રભુને વધારે ઇચ્છે છે; એટલુંજ નહિ પણ બીજી જે જે ચીજોને ઇચ્છવી પડે છે, તે પણ એટલાજ કારણુસર કે, એ ચીજો પ્રભુની આપેલી છે અને એ ચીજોને ઇચ્છવાનો પ્રભુનો હુકમ હોય છે, એમ જાણીને જરૂર જેટલીજ તે બીજી વસ્તુઓની ચાહના રાખે છે. જેમકે, માબાપ, બાયડીછોકરાં, ધંધોરોજગાર, ખાવુંપીવું અને બીજી એવીજ કેટલીક જિંદગીની જરૂરિયાતની બાબતો તથા જિંદગીની ફરજોને પ્રભુપ્રેમને ખાતરજ ભોગવે છે અને એ સૌ વસ્તુને પ્રભુની આપેલી સમજીને પ્રથમ પ્રભુને ચાહીને પછીજ બીજે નંબરે તે જરૂરની બાબતોને સૌસોના દરજ્જા પ્રમાણે ચાહે છે, પણ એવી લૌકિક ચાહના છતાં પણ ભકતોનો આત્મા તો પ્રભુપ્રેમને લીધે ઈશ્વરના અલૌકિક સ્વરૂપના આનંદમાંજ રમ્યા કરતો હોય છે.

પ્રભુપ્રેમથી હરિજનોના હૃદયમાં ઊપજતા આ જાતના આનંદની ખરી ખૂબી હજુ આપણે સમજી શકીએ નહિ; કારણ કે આપણે દુનિયાદારીની જંજાળોને મુખ્ય સમજીએ છીએ અને પ્રભુને તો કચારેકજ આપણા હૃદયમાં આવવા દઇએ છીએ, તેથી પાણીમાં રહ્યા છતાં પણ કમળનું પાંદડું જેમ પાણીથી ભીંજાય નહિ, તેમ વ્યવહારમાં રહ્યા છતાં સંસારનાં સુખદુઃખથી લેપાય નહિ એવા પ્રેમી ભક્તોની ઉત્તમતા પણ આપણે સમજી શકતા નથી. પ્રભુપ્રેમથી હરિજનોમાં આવેલી એ ઉત્તમતા કેવી હોય છે, તેને માટે સાધુઓએ કહ્યું છે કે:–

"જેમ વહાણ ગમે તે દિશામાં ફરે તોપણ તેમાં રહેલા હોકાયંત્રનો કાંટો તો ઉત્તર દિશા તરફજ રહે છે, તેમજ ભકતો ગમે તેવી સ્થિતિમાં હોય, ગમે તે દેશમાં રહેતા હોય, ગમે તે ભાષા

બોલતા હોય અને ગમે તે ધંધોરોજગાર કરતા હોય, પણ તેઓનાં અંતઃકરણો તો પ્રભુમાંજ રમતાં હોય છે.”

૫૬

ધન્ય ધન્ય એ સંત સુજાણને, જેનું ઊલટી પલટયું આપ;
એવા જન હરિતણા. (ટેક)
આપ ટળી મળ્યા ભગવાનમાં, જેના આપમાં હરિનો વ્યાપ–એ૦
જેના શીશમાં શીશ છે શામનું, જેના નેણમાં નાથનાં નેણ–એ૦
જેના મુખમાં મુખ મહારાજનું, જેના વેણમાં વહાલાનાં વેણ–એ૦
જેના કાનમાં કાન શ્રીકૃષ્ણના, જેના નાકમાં નાસિકા નાથ–એ૦
જેની જિહ્વામાં જિહ્વા જીવનની, જેના હાથમાં હરિના હાથ–એ૦
જેના હૃદયમાં હૃદય હરિતણું, જેના પાવમાં હરિનો પાવ–એ૦
જેમ હીરો હીરા વડે વેધિયો, તેમ થયો તે સહજ સમાવ–એ૦
એમ સંતમાં રહ્યા શ્રીહરિ, માટે સંત તે સુખનો ધામ–એ૦
ધર્મ, ભક્તિ, વૈરાગ્ય ને જ્ઞાન જો, તેને રહેવાનું સંત છે ઠામ–એ૦
એવા સંતશિરોમણિ ક્યાં મળે, જેણે દેહબુદ્ધિ કીધી દૂર–એ૦
કહે નિષ્કુલાનંદ એને સંગે, ઊગે અંતરે આનંદ સૂર–એ૦

## ૭૨–આપણે આ જગતમાં શા માટે પેદા થયા છીએ?

જેમ એક નિશાળિયો નિશાળમાં ભણીને સુખી થવા ચાહે છે, તેમ આપણે પણ આ જગતમાં ઈશ્વરને જાણીને મોક્ષ મેળવવા આવ્યા છીએ.

જેમ એક નોકર પોતાના શેઠની નોકરી કરીને સુખી થવા ચાહે છે, તેમ આપણે પણ પ્રભુની સેવા કરીને મોક્ષ મેળવવાને માટેજ ઉત્પન્ન થયા છીએ.

આ જગત કંઇ આપણું હમેશનું રહેઠાણ નથી. અહીં તો આપણે થોડા દિવસના મુસાફર છીએ. આપણું હમેશનું રહેઠાણ તો આપણા સર્વશક્તિમાન પવિત્ર પિતા પ્રભુના પરમધામમાં છે; માટે યાદ રાખજો કે કાંઇ ખાવાપીવા, પહેરવાઓઢવા, ગાવાનાચવા, ધનમાલ મેળવવા અને મોજમજા મારવા માટેજ કાંઇ પ્રભુએ આપણને ઉત્પન્ન કર્યા નથી; પણ ઈશ્વરનો અખંડ આનંદ મેળવવા માટેજ તેણે આપણને ઉત્પન્ન કર્યા છે અને તોપણ અફસોસની વાત એ છે કે આપણે તો એકનું બીજુંજ કરી બેઠા છીએ. જેમકે:—

એક શેઠે પોતાના નોકરને કાંઇક કામે મોકલ્યો, ત્યાં રસ્તામાં મદારીની રમત થતી હતી, તે રમત જોવા માટે એ નોકર ત્યાં ઊભો રહ્યો અને શેઠનું કામ ભૂલી ગયો. અંતે રમત ખલાસ થયા પછી તે પોતાના શેઠ પાસે ગયો, ત્યારે શેઠે પૂછ્યું કે, "આટલી બધી વાર કેમ લાગી?" ત્યારે તે નોકરે કહ્યું કે, "સાહેબ! રસ્તામાં રમત થતી હતી તે જોવા હું ઊભો રહ્યો તેથી કામ કરવું ભૂલી ગયો છું." એ સાંભળીને શેઠે તેને રજા આપી, તેથી તે બેદરકાર નોકરના બહુ બૂરા હાલ થયા.

તેજ પ્રમાણે પરમાત્મારૂપી શેઠે આ જગતમાં આપણને ભક્તિ કરવા તથા મોક્ષ મેળવવા માટે મોકલ્યા છે; પણ આપણે તો મદારીની રમત માફક બાયડીછોકરાં, નાતજાત અને મોજમજા વગેરેમાં ફસાઇ ગયેલા છીએ; તેથી ઇશ્વિરરૂપી શેઠની ભક્તિરૂપી નોકરી કરવાની વાત ભૂલી ગયા છીએ.

જેમ કોઇ મૂર્ખ માણસ કુશકા રાખીને દાણાને ફગાવી દે છે અને કાચને રાખીને હીરાને ફેંકી દે છે, તેજ પ્રમાણે આપણે પણ થોડા વખતનાં જગતનાં સુખોને માટે હરિરૂપી હીરો ગુમાવી દઇએ છીએ; પણ એ બહુ મોટી નુકસાની છે. એક દોઢિયા માટે આખું રાજ્ય આપી દેવું તેના જેવું એ છે.

### દોહરા

જો પ્રભુ ભવજલ તરનકું, દિયો મનુષ્ય તન નાવ;
મુક્ત કહે ભજ તાહીકું, મત ચૂકે અબ દાવ.
મુક્ત મનુષ્ય તન પાયકે, જો ન ભજત જદુનાથ;
સો પીછે પસ્તાયગો, બહોત ઘસેગો હાથ.
મુક્ત મનુષ્ય તન પાય કે, કરત ન હરિસેં હેત;
પાપભાર શિર પર ભરે, જીવત જેસે પ્રેત.
રાત ગમાયા સોય કર, દિવસ ગમાયા ખાય;
હીરા જન્મ અમોલ થા, કોડી બદલે જાય.
કહેતા હું કહ જાત હું, કહા બજાઉં ઢોલ;
સ્વાંસા ખાલી જાત હે, તીન લોકકા મોલ.
મનુષ્યજન્મ દુર્લભ હય, મિલે ન વારંવાર;
તરુવરસે પત્તા ખરે, ફીર ન લાગે ડાર.

## ૭૩–ઈશ્વર ઉપર આપણે શા માટે પ્રેમ રાખવો જોઇએ?

ઈશ્વર ઉપર પ્રેમ રાખવાનાં કારણો જો આપણે સમજીએ તો આપણે વધારે સારી રીતે પ્રભુપ્રેમી થઇ શકીએ.

મહાત્માઓ કહે છે કે, પ્રભુ ઉપર પ્રેમ રાખવાનાં મુખ્ય બે કારણો છે. તેમાં પહેલું એ કેઃ—

રાજાની દોસ્તી કરવાનું સૌને મન થાય છે; કારણ કે બીજા બધા માણસો કરતાં તે અધિકારમાં મોટો છે; એટલુંજ નહિ પણ તેની દોસ્તીથી મોટો લાભ મળે છે, માટે સૌ માણસો રાજાની દોસ્તી કરવાની ઇચ્છા રાખે છે, ત્યારે ભાઇઓ! વિચાર કરો કે, અનંત બ્રહ્માંડનો નાથ મહાન પ્રભુ તો મહારાજાઓનો પણ મહારાજા અને દેવોનો પણ દેવ છે. એની દોસ્તી કરવા માટે તે કોને ઇચ્છા ન થાય? કારણ કે મહાન પ્રભુથી મોટો કોઈ નથી કે તેનો બરોબરિયો પણ કોઈ નથી. તે ભલામાં ભલો છે, રૂડામાં રૂડો છે, રૂપાળામાં રૂપાળો છે. તેના કરતાં વધારે કોઈ સત્તાવાન નથી, તેના કરતાં વધારે કોઇ ઐશ્વર્યવાળું નથી, તેના કરતાં વધારે કોઈ ડાહ્યું નથી અને તેના કરતાં વધારે બીજી કોઇ આનંદની વસ્તુ નથી; ટૂંકામાં આપણને જે સારામાં સારું જોઇએ તે પ્રભુમાં છે અને તેમાંથી સર્વ મળી શકે તેમ છે, માટે આપણે પરમકૃપાળુ જગન્નિયંતા ઉપર પવિત્ર પ્રેમ રાખવો જોઇએ.

પ્રભુ ઉપર પ્રેમ રાખવાનું બીજું કારણ એ છે કે, તેણે આપણને ઉત્પન્ન કર્યા, તે આપણું પોષણ કરે છે, તેની ઇચ્છાથીજ આપણને જિંદગી મળેલી છે, તેની કૃપાથીજ આપણને સર્વ જાતનાં સુખો મળે છે અને તેજ આપણો મોક્ષદાતા છે; માટે તેના ઉપર શુદ્ધ મનથી અખંડિત પ્રેમ રાખવો જોઇએ. બાપે કરેલા ઉપકારો માટે છોકરાં તેને કુદરતી રીતે ચાહે છે અને જંગલી જનાવરો પણ પોતાના પાળનારને ચાહે છે, ત્યારે આપણે તો ઉત્તમ મનુષ્ય છીએ અને તેમાં પણ રૂડા ધર્મવાળા તથા અનુકૂળ સાધનોવાળા છીએ, માટે આપણી ઉપર અગણિત ઉપકાર કરનાર સર્વશક્તિમાન જગત્પિતા પરમાત્મા ઉપર આપણે અનન્ય ભાવથી સદાસર્વદા પ્રેમ રાખવો જોઇએ. એ પ્રભુ સાથે પ્રેમ કરવાનું કારણ છે. હવે આપણે એ જાણવું જોઇએ કે, આપણે કેવી રીતે પ્રભુ ઉપર પ્રેમ રાખી શકીએ? એને માટે મહાત્માઓ કહે છે કેઃ—

તનથી, મનથી અને ધનથી ઈશ્વરમયજ રહેવું અને સર્વભાવથી ઈશ્વરનીજ ઇચ્છા રાખવી એનું નામ પ્રભુપ્રેમ છે.

તનથી ઇચ્છવું એટલે કે જે જે કામો કરવાં તે સર્વે પ્રભુને અર્થેજ કરવાં અને ભગવદર્પણજ કરવાં જોઇએ.

મનથી ઇચ્છવું એટલે કે સદાસર્વદા દરેક પળે મનમાં ઈશ્વરનુંજ સ્મરણ રાખવું, ઈશ્વરનુંજ ચિંતન કરવું અને વ્યવહારનાં કામકાજ કરતાં છતાં પણ મનમાંથી ઈશ્વરી ભાવનાને ખસવા દેવી નહિ.

ધનથી ઇચ્છવું એટલે કે વ્યવહારમાં, પરમાર્થમાં કે દાનધર્મમાં જે ધન વાપરવું તે પોતાની બડાઇ બતાવવાને ખાતર અભિમાનથી નહિ પણ જગતમાં પ્રભુનો મહિમા વધે, મનુષ્યજાતમાં ધર્મ વધે અને આપણાં ભાઇબહેનોમાં સુખ વધે માટે પ્રભુને અર્થે ધન ખર્ચવું જોઇએ.

આવી રીતે તનથી, મનથી ને ધનથી પ્રભુપરાયણ થઇ જવાય એજ પ્રભુપ્રેમનું લક્ષણ છે, એજ પ્રેમલક્ષણા ભક્તિની ઉત્તમતા છે અને એવી રૂડી જિંદગી ગાળવી એજ હરિજનોની બલિહારી છે. આવો પ્રેમ જેની ઉપર કરીએ તે પ્રભુ કેવો હોય ? એને માટે કબીર સાહેબ કહે છે કેઃ—

ઐસા દેશ હમારા સાધો ! ઐસા દેશ હમારા હૈ. (ટેક)
અલખ અચિંત્ય અરૂપ અનામી,
ગુણ અવગુણ તેં ન્યારા હૈં— ઐ૦
અગમ અગાધ અનંત અનાદિ,
અચલ અખંડ અપારા હૈ— ઐ૦
સત્ ચિત્ આનંદ પરમ મનોહર,
સબ જીવનકા પ્યારા હૈ— ઐ૦
મનસે પરે બુદ્ધિસે બાહેર,
નિર્ભય રામ બિચારા હૈ— ઐ૦
કહત કબીર સુનો ભાઇ સાધો,
એ પ્રભુ હમ નિરધારા હૈ— ઐ૦

---

## ૭૪–ઈશ્વરભક્તિ કરવાની બે રીતો

પ્રભુની ભક્તિ કરવાની બે રીતો છે. પહેલી બહારથી ભક્તિ કરવી તે અને બીજી અંતરમાંથી ભક્તિ કરવી તે.

ઘણાં માણસો બહારની ભક્તિ કરે છે, પણ અંતરની ભક્તિ કરતાં નથી અને ઘણાં માણસો અંતરની ભક્તિ કરે છે પણ બહારની ભક્તિ કરતાં નથી; પણ એ બન્ને જાતની ભક્તિ કરવાની જરૂર છે.

બહારની ભક્તિ એટલે કે હાથ જોડવા, પગે લાગવું, સાષ્ટાંગ દંડવત્ કરવા, કોઇ પણ પવિત્ર વસ્તુ પ્રભુની પાસે ધરવી, તિલક કરવું, માળા પહેરવી, સંન્યાસી હોય તેણે દંડ ધારણ કરવો, જોગી હોય તેણે શરીરે રાખ ચોળવી, જટા વધારવી અથવા ચોક્કસ જાતનાં પોતાના સંપ્રદાય પ્રમાણેનાં ભગવાં વગેરે કપડાં પહેરવાં; એ બધાં ભક્તિનાં બહારનાં ચિહ્ન છે.

જો કે બહારથી હાથ જોડવા, ડોકું નમાવવું કે દંડવત્ કરવા એ બધું અંતરના પ્રેમ વિના નકામું છે, તોપણ તે કરવાની ઘણી જરૂર છે; કારણ કે અંતરમાં રહેલા પ્રેમને દેખાડવાની તે બહારની નિશાનીઓ છે.

જ્યારે કોઇ પણ ઘરની અંદર આગ લાગે છે, ત્યારે તેનો ધુમાડો જેમ બહાર નીકળે છે, તેમ જેઓના અંતરમાં સાચી ભક્તિ હોય છે, તેઓ બહારથી પણ તેવીજ નિશાનીઓ ધારણ કરે છે; કારણ કે જેમ ધુમાડાથી અગ્નિની ખબર પડે છે, તેમ ભક્તિની બહારની નિશાનીઓથી અંદરના પ્રભુપ્રેમની ખબર પડે છે, માટે તેમ કરવાની દરેક માણસને ઘણી જરૂર છે.

અંતરમાં પ્રભુપ્રેમ વિના ભક્તિનાં બહારનાં ચિહ્નો ધારણ કરવાં એ ઢોંગ છે.

જેના અંતરમાં સાચો પ્રભુપ્રેમ કે ભાવભક્તિ ન હોય છતાં પણ દેખાદેખીને લીધે, લોકલાજને લીધે, શરમાશરમે કે પોતાના કાંઈ ખાસ સ્વાર્થને માટે જેઓ બહુ બહુ રાખ ચોળે અથવા ડોકમાં માળાકંઠીના મોટા ઝૂડાઓ ઘાલીને ફરે તેઓને ઢોંગી સમજવા. જેમ કોઇ ગરીબ માણસ શ્રીમંતના જેવાં લૂગડાં પહેરીને–શ્રીમંતના જેવો ડોળદમાક રાખીને ફરે છે, તેને જેમ આપણે ઢોંગી ને લુચ્ચો સમજીએ છીએ, તેમજ જેઓ અંતરના પ્રેમ વિના સૂકાટાટ જેવા હોય અને છતાં પણ બહારથી ભક્તિનો મોટો આડંબર રાખનારા હોય તેઓને પણ એવાજ ઢોંગી સમજવા.

જેનું મોઢું સારું ન હોય તેઓ બીજાઓની પાસે રૂપાળા લાગવા સારુ પોતાને મોઢે પાવડર લગાડીને ફરે છે અને મફતના મનમાં મલકાઈને પોતાના મનને પોતેજ ઠગે છે, તેઓ તથા જેઓ

પોતાના ખિસ્સામાં પૈસા ન હોય છતાં પણ બહારથી નવલશા હીરજી જેવા થઇને ફરે છે, તેઓના જેવાજ ભક્તિના બહારના ડોળ-ઘાલુઓને પણ સમજવા.

આવા ડોળઘાલુ ભક્તો દરરોજ દર્શન કરવા જાય છે, કીર્તનો કરે છે, ભજનો ગાય છે, હરિકથાઓ સાંભળે છે, ભગવાનની મોટી મોટી વાતો કરે છે અને વખતે બહારની સેવાસ્મરણમાં પણ કેટલોક વખત ગાળે છે; પણ તેઓનાં અંતરમાંથી પાપ ગયેલાં હોતાં નથી. કામ, ક્રોધ, લોભ, અદેખાઈ, માન અને ઝેરવેર તેઓના અંતરમાં ભરેલાં હોય છે; છતાં બહારથી તેઓ ભક્તિના ડોળ દેખાડે છે, પણ યાદ રાખવું કે, જ્યાંસુધી આપણાં અંતઃકરણો શુદ્ધ થાય નહિ ત્યાંસુધી ભક્તિના બહારના શણગારોથી અને ઉપર ઉપરના ખાલી ઢોંગસોંગથી કાંઇ આત્માનું કલ્યાણ થાય નહિ. માટે સૌ ભાઈ-ઓએ અંતઃકરણ પવિત્ર કરવાની બાબતમાં વધારે ધ્યાન આપવું જોઈએ, છેવટ સુધી ખાલી ઢોંગમાંજ નહિ રહી જવું જોઇએ.

ખરા ભક્તો કાંઇ ઢોંગી હોતા નથી અને તેઓ એવા બહારના ડોળદમાક ઉપર ઝાઝો આધાર પણ રાખતા નથી. તેઓ તો હમેશાં પ્રભુપ્રેમને લીધે આનંદમાંજ હોય છે અને બીજાઓ જે તેમની પાસે જાય તેઓને પણ આનંદી બનાવે છે; કારણ કે ભક્તિનું લક્ષણ પ્રભુપ્રેમમાંથી ઊપજતો આનંદ છે; માટે મોટા ભક્તો બહારનાં ચિહ્નો કરતાં અંતરના આનંદ ઉપરજ વધારે ભાર મૂકે છે, આટલું છતાં પણ બહારથી ભક્તિ દેખાડવાની પણ ઘણી જરૂર છે; કારણ કે જેમ દરેક લશ્કરને પોતાનો વાવટો હોય છે અને જેમ દરેક ખાતાના સિપાઇઓને પટો હોય છે, તેમ ભગવાનના દરેક ભક્તને દુનિયામાં પોતાની ભક્તિ જાહેર કરવા માટે બહારનાં ચિહ્નો હોવાં જોઇએ.

ઘણાં માણસોને અંતરમાંથી પ્રભુ ઉપર હેત હોય છે અને તે માટે તેઓ યથાશક્તિ ખર્ચો પણ કરે છે; છતાં પણ તેઓ ભક્તિનાં બહારનાં ચિહ્નો ધારણ કરતા નથી; કારણ કે તેઓ ભગતડા, કે પ્રેમલા કહેવાય એ તેઓને પસંદ પડતું નથી, તેથી તેઓ બીજા હરિજનોમાં ભળતા નથી; એટલુંજ નહિ પણ તેઓ કંઠી, માળા કે તિલક રાખવા ચાહતા નથી અને તેઓ એમ સમજાવે છે કે, એમાં શું છે ? પણ તેઓ એમ કરે છે તેનું કારણ એજ છે કે, તેઓનાં અંતરમાં રહેલો ભાવ પૂરેપૂરો ખીલેલો હોતો નથી અને

તેઓમાં જાહેર હિંમત હોતી નથી, એટલે તેઓ લોકલાજ અને શરમને ખાતર ભક્તિના બહારના મેદાનમાં આવી શકતા નથી. એ લોકોને પણ એટલા કાચા ભક્ત સમજવા. સાચા ભક્તો કાંઈ પ્રભુની સેવા કરવામાં એવા મોળા હોય નહિ, માટે એવા લોકોને પણ સાચા ભક્ત ન સમજવા.

ટૂંકામાં અંતરના ભાવ વિના બહારનો ડોળ જેમ નકામો છે, તેમજ જેઓ અંતરમાંથી રૂડા હોય છતાં પણ જેઓ ભક્તિનાં બહારનાં ચિહ્નો ધારણ કરતા નથી, તેઓને પણ એટલા કાચા ભક્ત સમજવા. આવું ન થાય માટે આપણે સૌએ આપણને પેદા કરનારા પરમકૃપાળુ પરમાત્માને અંતરમાંથી તેમજ બહારથી માન દેતાં શીખવું જોઈએ; અને યાદ રાખજો કે, જ્યારે આપણામાં સાચી દીનતા આવે, ત્યારેજ મહાન પ્રભુને પવિત્ર અંતઃકરણનું એવું સાચું માન આપી શકાય છે; માટે જો તમારી ભક્તિને સફળ કરવી હોય તો હમેશાં એવીજ ભાવના રાખજો કેઃ—

### દોહરા

મો મેં ગુણ કછુ હય નહિ, તુમ ગુણ ભરે હો ઝાઝ;
ગુણ અવગુણ ન વિચારીએ, બાંહ ગ્રહેકી લાજ.
નહિ વિદ્યા નહિ બાહુબળ, નહિ ખરચનકો દામ;
તુલસી મો સમ પતિતકી, તુમ પત રાખો રામ.
કયા મુખ લે બિનતિ કરું, લાજ આવત હૈ મોહી;
તુમ દેખત ઔગુન કરું, કૈસે ભાવું તોહી.
ઓગુન કિયે તો બહુ કિયે, કરત ન માની હાર;
ભાવે બંદા બખશીયે, ભાવે ગરદન માર.
મેં અપરાધી જનમકા, નખશિખ ભરા બિકાર;
તુમ દાતા દુઃખભંજના, મેરી કરો સંભાર.
ઊંચે પાની ના ટિકે, નીચેહી ઠહરાય;
નીચા હોય સો ભરપીયે, ઊંચ પિયાસા જાય.
નાનક નાના હો રહો, જેસી નાની દૂબ;
ઓર ઘાસ સૂક જાયગી, દૂબ ખૂબકી ખૂબ.
લઘુતાસે પ્રભુતા વધે, પ્રભુતાસે પ્રભુ દૂર;
કીડી મિસરી ખાત હૈ, હસ્તી ફાકત ધૂળ.

## ૭૫–પરમાત્માના ગુણ ગાવાથી દાનનું ફળ મળી રહે છે

દાન એટલે શું? આપણે સમજીએ છીએ કે, બારસ અમાસે, વૈધૃતવ્યતિપાતે, સંક્રાંતિ કે ગ્રહણ વખતે તથા મરતી વખતે અને મરનારની પછવાડે જે કાંઈ આપવું તેનું નામ દાન. બાવાસાધુને ચપટી ચોખા કે લોટ આપવો, ભિખારીઓને વધ્યુંઘટ્યું કે એઠું-જૂઠું ખાવાનું આપવું, કોઇ ગરીબ માણસને ફાટેલાં કપડાં કે જૂની ચોપડીઓ આપવી અને કોઇને દોઢિયું દક્ષિણા આપવી કે તીર્થોમાં સરામણાં સરાવી બ્રાહ્મણો જમાડવા તેનું નામ દાન. કોઇ તરસ્યાને પાણી પાવું, ભૂખ્યાને ભોજન આપવું, અજાણ્યાને રસ્તો બતાવવો, મુસાફરોને ઉતારો આપવો, કોઈ બીમારને દવા આપવી અથવા બતાવવી, કોઇ દુઃખીને દિલાસો આપવો, કોઇ સગાંવહાલાંને તેના કામકાજમાં જરૂરને વખતે કાંઇ મદદ કરવી અને દુનિયાદારીના વ્યવહારમાં આપણી જિંદગી દરમિયાન દરરોજ અથવા જ્યારે અને ત્યારે બધા લોકો સાથે આપણાથી બની શકે તેવી કાંઇક છૂટ મૂકીને ઉદારતાથી વર્તવું તેનું નામ દાન. ઘણાં માણસોને આ બધાં દાન સાધારણ લાગે છે; પણ એવાં નાનાં દાનોની પણ કેટલી મોટી કિંમત છે, એ કાંઇ જાણો છો? મહાત્માઓ કહે છે કે, કોઈ પણ રીતે હમેશાં જેને ત્યાં નાનોમોટો દાનનો પ્રવાહ વહે છે, તે ભાગ્યશાળી છે; કારણ કે દાન એટલે શું, એ તમને ખબર છે? સંતો કહે છે કે, દાન એટલે જિંદગી સુધારવાની દવા, દાન એટલે સાંકડી થઈ ગયેલી અંતરની વૃત્તિઓને પહોળી કરનારી હવા, દાન એટલે જગતમાં ઈશ્વરી સ્નેહ ફેલાવનારી કળ, દાન એટલે મનુષ્યના સ્વાર્થને હદમાં રાખનારી લગામ, દાન એટલે મનુષ્યને ઊંચે ચડાવનારી સીડી, દાન એટલે ભાઇબંધી વધારનાર કીમિયો, દાન એટલે ધર્મનો વહેતો ઝરો, દાન એટલે ઈશ્વરી રસ્તામાં આગળ વધતાં શીખવનારી નિશાળ, દાન એટલે ઈશ્વરી કૃપા ખેંચવાનો સંચો, દાન એટલે જગતના સૌ જીવોમાં ઈશ્વરનું ચૈતન્ય દેખાડનાર દૂરબીન, દાન એટલે સ્વર્ગના દરવાજા ઉઘાડવાની કૂંચી અને દાન એટલે આત્માનું પરમાત્મા તરફનું ખેંચાણ; કારણ કે દાનથી એ બધું થઇ શકે છે, માટે આપણાં ઉત્તમ ધર્મશાસ્ત્રોમાં ઠેકાણે ઠેકાણે વારંવાર દાન આપવાની આજ્ઞાઓ છે; છતાં પણ યાદ રાખજો કે, આ બધું અનંત બ્રહ્માંડના નાથની કૃપાથી ને તેને રિઝ-

વવા સારુજ થાય છે અને ઈશ્વર તો ત્યારેજ રાજી થાય છે કે, જ્યારે માણસો પોતાના આત્માનું સ્વરૂપ ઓળખી ઈશ્વરનો મહિમા સમજીને ઈશ્વર તરફ ખેંચાય. એ વિના માન મેળવવા સારુ, નામ કાઢવા સારુ, બડાઇ બતાવવા સારુ, દેખાદેખીથી, લોકલાજથી, ચાલતા આવેલા રિવાજને ખાતર, કાંઇક સ્વાર્થને ખાતર, લાગવગને લીધે ફરજિયાત આપવું પડે તે અને એવાંજ બીજાં ઘણાં કારણો સારુ જે દાન અપાય તે દાનથી કાંઇ એવા મોટા લાભ થતા નથી; તોપણ ધીરે ધીરે એ બધા લાભ થવાનો રસ્તો એ દાન છે, માટે દાન આપવું એ મનુષ્ય જાતની જિંદગીની દરરોજની મુખ્ય ફરજ છે.

ભાઇઓ ! આવી ખૂબીવાળું જે દાન તે આપવાનું મુખ્ય કારણ શું ? એજ કે ઈશ્વરનું સ્વરૂપ ઓળખવું અને ઈશ્વરની પાસે પહોંચવું; અને દાન આપવાનું ફળ શું ? એજ કે ઈશ્વરમય થઇ ઈશ્વર પાસે પહોંચી ઈશ્વરના ગુણ ગાયા કરવા. આવી રીતે વિચારતાં એમજ જણાય છે કે, ઈશ્વરની તરફ ખેંચાઇને ઈશ્વરનું સ્વરૂપ ઓળખતાં શીખવું એજ દાન આપવાનો મૂળ હેતુ છે; અને ઈશ્વરમય થઇ ઈશ્વરના ગુણ ગાયા કરવા એજ દાન આપવાનું ફળ છે. માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, જે સ્નેહના સાગર, દયાના ભંડાર, નોધારાના આધાર, આનંદના અવતાર, મોક્ષદાતા મહાન ઈશ્વરનાં ગુણગાન કરે છે તેને હરિજનોને દાન આપવાનું ફળ મળી જાય છે; કારણ કે દાન આપવાથી જે ફળ મળે છે તેજ ફળ ઈશ્વરના ગુણ ગાવાથી મળી રહે છે; એટલુંજ નહિ પણ દાન આપવામાં કેટલીક જાતની બારીકીઓ છે, કેટલીક અડચણો છે અને કેટલાંક માણસો બિચારાં એવા ખરાબ સંજોગમાં હોય છે કે, તેઓથી દાન આપવાનું બની શકતું નથી; પણ સર્વશક્તિમાન પવિત્ર પિતા પરમાત્માના ગુણ ગાવા એ તો સૌથી સહેલાઇથી બની શકે તેમ છે, માટે ઈશ્વરના ગુણ ગાવા એ દાન આપવા કરતાં ઉત્તમ વાત છે. માટે ભાઇઓ ! ઈશ્વરનો મહિમા સમજીને, ઈશ્વરમય થઇને અંતરના ઉમળકાથી સર્વશક્તિમાન મહાન ઈશ્વરના ગુણ ગાઓ, ઈશ્વરના ગુણ ગાઓ.

રામ રતન ધન પાયો, મૈયા મેં તો રામ૦ (ટેક)
સતસંગત સદ્ગુરુકી કૃપાસેં, (૨)
તો ભાગ્ય બડો બની આયો મૈયા મેં તો—રામ૦
ખરચ્યો ન ખૂટે, વાકું ચોર ન લૂંટે, (૨)

તો દિન દિન હોત સવાયો મૈયા મેં તો–રામ૦
નીર ન ડૂબે વાકો અગ્નિ ન જાલે, (૨)
તો ધરણી ધર્યો ન સમાયો મૈયા મેં તો–રામ૦
નામકો નાવ ભજનકી બતિયાં, (૨)
તો ભવસાગરસેં તાર્યો મૈયા મેં તો–રામ૦
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધર નાગર, (૨)
તો ચરણુકમલ ચિત્ત લાયો મૈયા મેં તો–રામ૦

## ૭૬–બીજાઓની રસોઇ પવિત્ર બ્રાહ્મણોને ખપે નહિ, તેમ અંદરથી તાળી લાગ્યા વગરના ઉપદેશકોની વાતો ભક્તોને કામ લાગતી નથી

કોઇએક મંદિરમાં વ્યાસજી મહારાજ કથા વાંચતા હતા, ત્યાં બહાર ગામથી આવેલા એક ભક્ત તે કથા સાંભળવા ગયા. એ પછી કથા ઊઠી ત્યારે તે વ્યાસે પોતાનાં વખાણુ સાંભળવાની ઇચ્છાથી મનમાંથી જરા ફુલાઇને થોડી ખુશામત કરતાં કરતાં કહ્યું કે, “કેમ ભક્તરાજ! કથા કેવી લાગી? અમારું તો એ પ્રમાણે ચાલે છે, તમે પ્રસન્ન થયા હો તો બસ. અહીંના લોકો બધા અજ્ઞાની, તે કાંઇ વિદ્વત્તામાં સમજે નહિ; એટલે અમે તો આવી રીતે ચલાવ્યે જઇએ છીએ. તમારા જેવા કોઇ આવી નીકળે ત્યારે વળી રસ જામે, બાકી બધું ઠીકાઠીક છે.”

વ્યાસજી મહારાજ જ્યારે આ પ્રમાણે વાત કરતા હતા, ત્યારે ભક્ત પોતાની પાસેનું પછેડીમાં બાંધેલું પડીકું છોડવા લાગ્યા. ને તે પડીકું હાથમાં લઈને કહ્યું કે, “લો મહારાજ! આ બદામી હલવો, બહુ મોડું થઇ ગયું છે માટે જરા નાસ્તો કરી લો. પછી આપણે તમારી કથાની વાતો કરીએ. અમારા દેશમાં આવો હલવો-બલવો મળે નહિ, પણુ અહીં આવતાં રસ્તામાં ભૈયાની દુકાને બહુ સારો માલ જોયો તેથી સાધુઓ સારુ બશેર લઇ લીધો; પણુ પ્રથમ તમેજ મળી ગયા, માટે હવે એ રાખી લો. સાધુઓ સારુ વળી બીજો લઇ લઇશું.” એ સાંભળીને વ્યાસજીએ કહ્યું: “ભક્ત! એ અમને ખપે નહિ. મારે નાસ્તાની જરૂર નથી. મારે ઘેર ખીચડીને ભાજીરીંગણાંનું શાક તૈયાર છે.” ભક્તે કહ્યું: “મહારાજ! ઘેર જઇને ખીચડી ખાશો તે કરતાં અહીં આ હલવોજ ખાઇ લો ને! મેં એ ભૈયાને પૂછ્યું હતું કે, ‘તમે જાતે કેવા?’ ત્યારે તેણે કહ્યું કે,

અમે સરવરિયા બ્રાહ્મણ." વ્યાસે કહ્યું: "પણ હું ઔદીચ્ય બ્રાહ્મણ છું. અમને એનું ખપે નહિ." એ સાંભળી ભક્તે કહ્યું કે:-

"વ્યાસજી મહારાજ! જેમ તમને બ્રાહ્મણોને બીજા કોઇની તૈયાર રસોઈ ખપે નહિ, તેમજ ભક્તોને પણ જે ભક્ત ન હોય તેની વાતો ગમતી નથી. કથામાં મોટા મોટા શબ્દો વાપરતાં તમને બહુ સારી રીતે આવડે છે, ભાષા પણ આલંકારિક વાપરો છો, લટકાંમટકાં પણ ઠીક કરી જાણો છો, વાતને લડાવતાં પણ આવડે છે, કથા સાંભળનારી બાઇઓને રાજી રાખવાની કૂંચીઓ પણ તમારી પાસે સારી છે, આજુબાજુનાં દૃષ્ટાંતો પણ ઠીક આપો છો, મહેનત પણ ખૂબ લો છો અને વાતો પણ શાસ્ત્રનીજ કરો છો; છતાં પણ તેમાં મને હજી એક બાબતની ખામી દેખાય છે અને તે પ્રભુપ્રેમ–ભગવદ્‌આવેશની. વ્યાસજી! મને માફ કરજો, પણ જો સાચું કહેવા દો તો તમને બહારનું બધું આવડે છે, પણ હજી તમારો માંહેલો મર્યો નથી, હજી તમારા અંતરમાંથી તાળી લાગી નથી અને એ વિનાની બહારની ખૂબીઓ અમને કાંઈ કામની નથી. અંતરનો પ્રેમ હોય અને બહારની સફાઇ ન હોય તો તે અમારે ચાલી શકે, પણ બહારનો ભભકો સારો હોય ને અંદર પોલ હોય તો તે અમારામાં ચાલી શકે નહિ. વ્યાસજી મહારાજ! અમે ઉપરનો રંગ નથી જોતા, અમે તો અંદરનો માલ જોઇએ છીએ. માટે ભાઇ! જ્યારે તમારી ઉપર પ્રભુની કૃપા ઊતરી છે, શાસ્ત્રની વાતો તમારા મગજમાં રમી રહી છે અને ધર્મનો ઉપદેશ કરવા સારુ તમને મેદાન મળેલું છે; ત્યારે શુદ્ધ–અશુદ્ધમાં, ચીપી ચીપીને બોલવામાં, આલંકારિક શબ્દરચના કર્યા કરવામાં અને બહારની પંડિતાઇ બતાવવામાંજ નહિ રહી જતાં, અંતરમાં ભગવદ્‌આવેશ ભરાય તેમ કરો, એટલે તમારી કથા હાલના કરતાં સેંકડોગણી ઉત્તમ અસર કરનારી થઈ શકશે અને ત્યારેજ તે ભક્તોને કામ લાગશે. માટે ભાઈ! છેવટ સુધી પંડિતાઇમાંજ નહિ રહી જતાં ભક્ત થઇને સરલતામાં આવો, સરલતામાં આવો; અને બહારના બીજા જ્ઞાનમાંજ નહિ રહી જતાં ઈશ્વરી જ્ઞાનનો લહાવો લો, ઈશ્વરી જ્ઞાનનો લહાવો લો!

### દોહરા

ગંગા, જમના, સરસ્વતી, સાત સમુદ્ર ભરપૂર;<br>
તુલસી ચાતક કે મતે, બિન સ્વાતિ સબ ધૂર.

કબીર સીપ સમુદ્રકી, રટે પિયાસ પિયાસ;
ઔર બુંદ કો ના ગ્રહે, સ્વાતિ બુંદકી આસ.

## ૭૭–પોતાના દોષ જોવા અને પ્રભુનો મહિમા સમજવો એજ ભક્તિમાર્ગનું તત્ત્વ છે

ઘણી વખત આપણે મૂંઝાયા કરીએ છીએ કે, ધર્મ એટલે શું? અને ધર્મની એટલી બધી વિધિઓ તે આપણાથી કેમ પાળી શકાય? કારણ કે ઘણા તરફથી આપણને એમ કહેવામાં આવે છે કે, પ્રભુના અવતારોને માનવા એ ધર્મ છે. ત્યારે બીજાઓ કહે છે કે, અવતારોને માનવા નહિ પણ એક ઈશ્વરનેજ માનવો એ ધર્મ છે. કેટલાકો કહે છે કે, જીવદયામાં ધર્મ છે, ત્યારે બીજાઓ કહે છે કે, બળિદાનો આપવામાં ધર્મ છે. કેટલાકો કહે છે કે, મૂર્તિપૂજામાં ધર્મ છે, ત્યારે બીજાઓ કહે છે કે, મૂર્તિની પૂજા કરવી એ અધર્મ છે. કેટલાકો કહે છે કે, પુનર્જન્મ માનવો તેમાં ધર્મ છે, ત્યારે કેટલાકો કહે છે કે, પુનર્જન્મ માનવાની જરૂર નથી; કેટલાકો કહે છે કે, કર્મના નિયમો સમજીને તે પાળવા એ ધર્મ છે; કારણ કે કર્મના કાયદામાંથી કોઇ પણ છટકી શકતું નથી, ત્યારે બીજાઓ કહે છે કે, કર્મ તો જડ છે અને કર્મનો ફળદાતા ઈશ્વર છે, માટે ઈશ્વરની કૃપા માનવી એ ધર્મ છે. કેટલાકો કહે છે કે, શ્રાદ્ધ વગેરે શાસ્ત્રમાં કહેલી ક્રિયાઓ કરવી તેનું નામ ધર્મ છે, ત્યારે બીજાઓ કહે છે કે, એ ક્રિયા જેઓને માટે કરવામાં આવે છે, તેઓને તે પહોંચતી નથી, માટે એ કરવાની જરૂર નથી. કેટલાકો કહે છે કે, બાળવિધવાનાં પુનર્લગ્ન કરવાં એ ધર્મ છે અને કેટલાકો કહે છે કે, પુનર્લગ્ન કરવાં એ અધર્મ છે, કેટલાકો કહે છે કે, મનુષ્યજાત સાથે અભેદ વૃત્તિથી ભ્રાતૃભાવ રાખવો એ ધર્મ છે, ત્યારે બીજાઓ કહે છે કે, અધિકારભેદ પ્રમાણે વર્ણાશ્રમના ધર્મ પાળવા એ ધર્મ છે. કેટલાકો કહે છે કે, ઈશ્વરમાંથી જીવો બનેલા છે એમ માનવું એ ધર્મ છે, ત્યારે બીજાઓ કહે છે કે, જીવો ઈશ્વરના બનાવેલા નથી, પણ અનાદિ છે, એમ માનવું એ ધર્મ છે. કેટલાકો કહે છે કે, વિશ્વાસથીજ તરી શકાય છે, ત્યારે બીજાઓ કહે છે કે, વિશ્વાસમાં કાંઇ વળે નહિ પણ જ્ઞાનથીજ મોક્ષ મળી શકે છે; અને કેટલાકો કહે છે કે, મુક્તિ થાય ત્યારે

આત્મા પરમાત્મામાં મળી જાય છે, એમ માનવું એ ધર્મ છે, ત્યારે બીજાઓ કહે છે કે, આત્મા કદી પણ કોઇ પણ રીતે પરમાત્મામાં મળી શકેજ નહિ, એમ માનવું એ ધર્મ છે. આવી રીતે ચોતરફથી ધર્મને માટે એક એકથી વિરુદ્ધ ઘણી બાબતો આપણુને બતાવવામાં આવે છે. તેમાં આ તો હજી મુખ્ય બાબતો છે, પણ એ દરેક બાબતની અંદર પાછી બીજી સેંકડો ક્રિયાઓ હોય છે અને તેમાં પણ ઘણી વાતો માની લેવાની હોય છે. એ બધામાં જો આપણે ઊતરીએ તો આપણું કોકડું ગૂંચવાઇ જાય અને એનો નિર્ણય કરવા બેસીએ તો ઘણીએ જિંદગીઓ ચાલી જાય; તોપણ કાંઇ પરિણામ આવે નહિ; અને તેમ છતાં પણ પ્રસંગોપાત્ત વારંવાર એની એ વાતો આપણે કાને આવ્યાજ કરે છે, એટલે એ વખતે આપણુને એમ લાગી આવે છે કે, ધર્મ એટલે શું ? એનો કાંઇ ટૂંકો અર્થ અને સહેલો રસ્તો મળી જાય તો ઠીક. એ માટે એક ભાવિક જિજ્ઞાસુના પૂછવાથી એક જ્ઞાની મહાત્માએ કહ્યું છે કે:—

"આપણે પોતે પોતાના દોષ જોવા અને સર્વશક્તિમાન મહાન પ્રભુનો મહિમા સમજવો, તેનું નામ ધર્મ છે. આપણા પોતાના દોષ જોયા કરવાથી આપણી ભૂલો સમજાતી જાય છે, આપણી નબળાઈ સમજાઇ જાય છે અને પાપ થવાનાં ઠેકાણાં તથા તેનાં કારણો સમજાઇ જાય છે. એમ થવાથી આપણામાં દીનતા આવતી જાય છે અને જેમ જેમ દીનતા આવતી જાય છે તેમ તેમ સર્વશક્તિમાન પરમ પવિત્ર પિતા મહાન પરમાત્માને શરણે જવાની ઇચ્છા વધતી જાય છે. એ પછી પ્રભુના શરણના બળથી શુદ્ધ થયેલા જીવને પ્રભુનો અલૌકિક મહિમા સમજાતો જાય છે. એ વખતે એક નાનકડી કીડી કે બાવળનું એક નાનું પાંદડું જોઇને પણ તેને એમ લાગી જાય છે કે:—

'અહો! ધન્ય છે! દયાળુ પ્રભુ! તને ધન્ય છે! અનંત બ્રહ્માંડના માલિક, તને ધન્ય છે! જીવોને જીવન આપનાર તને ધન્ય છે! અરે, તેં જ્યારે આ નાનકડી કીડીમાં આટલી બધી બુદ્ધિ આપી છે, આટલી બધી શક્તિ આપી છે અને તારું પોતાનું ચૈતન્ય આપેલું છે, ત્યારે તારામાં તે કેટલું બધું હશે ? આહા ! તું તો તુંજ છે. તારી ખૂબી કાંઇ ઓરજ છે! ઓ પ્રભુ! હે દેવાધિદેવ! ઓ સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથ! આ નાનકડાં

બાવળનાં પાંદડાંમાં તેં જે અદ્‌ભુત કારીગીરી કરી છે, તે તારા વિના જગતમાં બીજું કોણ કરી શકે તેમ છે? એ પાંદડાંની અંદરનું વણાટકામ જોવા જેવું છે, તેની ઉપરનું નાજુક અસ્તર ખૂબીદાર છે, તેના રેસાઓની સરખાઇ ઇજનેરી કળાનો ઉત્તમ નમૂનો છે, એ અસ્તર ઉપરનું ઢાંકણુ અજબ તરેહનું છે, તેની અંદરનો માવો ચમત્કારિક છે અને એ માવાને ફેરવનારી નળીઓની રચના અમારી અક્કલને ગૂંચવી નાખે તેવી છે; એટલુંજ નહિ પણ વળી એ પાંદડાંના રસની નળીઓ જુદી છે, દવા તરીકેના ગુણુની શક્તિ જુદી છે, રંગને પકડનારાં પરમાણુઓ જુદાં છે, હવા ચૂસનારી નળીઓ જુદી છે, પ્રકાશની અસર ફેલાવનારાં પરમાણુઓ જુદાં છે, વૃદ્ધિ પામનારી શક્તિ જુદી છે, હિલચાલ કરનારી શક્તિ જુદી છે અને નાશ પામનારી શક્તિ પણ એ પાંદડાંમાં જુદી રહેલી છે. ઓ મહાન પ્રભુ! એક બાવળના પાંદડામાં આટલી બધી ખૂબી! હજી તો અમે જાણુતા નથી કે, બીજી કેટલી બધી જાતની શક્તિ તેમાં રહેલી છે? એ દરેક શક્તિઓ કેમ કામ કરે છે? ક્યાં રહે છે? કેમ ઉત્પન્ન થાય છે? કોની સાથે તેનો સંબંધ છે? કઇ ચીજો તેની મદદગાર છે? તેના શું હેતુઓ છે? અને તેનો શામાં લય થાય છે? તે કાંઇ પણ અમે જાણુતા નથી. ઓ દયાના સાગર! ઓ જ્ઞાનના ભંડાર! ઓ સર્વશક્તિમાન પવિત્ર પિતા પરમાત્મા! તું જ્યારે એક બાવળના પાંદડામાં તારું આટલું બધું ઐશ્વર્ય મૂકી શકે છે, ત્યારે તેં અમોને કેટલું બધું ઐશ્વર્ય આપ્યું હશે? અને તારા પોતામાં એ કેટલું બધું હશે? ઓ નાથ! મારી અક્કલ અહીં પીગળી જાય છે, મારું અભિમાન અહીં તૂટી જાય છે અને મારું મન અહીં ઠરી જાય છે. હવે તને છોડીને હું શું કરું? હવે તને છોડીને હું ક્યાં જાઉં? હવે તને છોડીને હું બીજા કોને ભજું? પ્રભુ! ઓ વહાલા પ્રભુ! હવે મારો આનંદ તું છે, મારું જીવન તું છે અને મારું સર્વસ્વ તું છે. તારા આકર્ષણુમાંથી છૂટીને હવે હું બીજે ક્યાં જઇ શકું? મારા દોષ સમજાયા ને તારો મહિમા સમજાયો પછી હવે મને બીજી કઇ ચીજમાં મોહ રહી શકે? પ્રભુ! ઓ પ્રભુ! ઓ વહાલા પ્રભુ!! હે નાથ! હવે તો તું મારો, મારો ને મારોજ છે અને હું તારો, તારો ને તારોજ છું.'

"ભાઇઓ! આવી રીતે જ્યારે જીવ પ્રભુની સાથે તન્મય થઈ

જાય છે, ત્યારે તેની જિંદગીમાં કામ લાગી શકે અને દુનિયાને ઉપયોગી થઇ શકે, તેવા સિદ્ધાંતો તેના હૃદયમાં એની મેળે મેળે પ્રગટ થઇ જાય છે. તે સિદ્ધાંતો પ્રમાણે ચાલી તે પ્રભુપ્રેમમાંજ પોતાનું જીવન ગાળે છે. એવા ભક્તને પછી અમુક બાબતો માનવી ને અમુક ન માનવી, એ વાતની દરકાર રહેતી નથી; કારણ કે તે પોતેજ ધર્મરૂપ બની જાય છે અને યાદ રાખજો કે એ બધું પોતાના દોષ જોવાથી ને પ્રભુનો મહિમા સમજવાથી થઇ શકે છે; માટે ધર્મની બહારની તકરારો છોડી દઇને સહેલો ને સત્ય રસ્તો પકડવા સારુ પોતાના દોષ જોવાય અને પ્રભુનો મહિમા સમજાય તેમ કરો અને એમ કરવા સારુ શુદ્ધ અંતઃકરણથી દીનતાપૂર્વક હમેશાં એવીજ પ્રાર્થના કરતા રહો કેઃ—

૫૬

શરણ ખરું છે તમારું, પ્રભુજી મારે શરણ ખરું છે તમારું.
અનુગ્રહ નાથ અપાર કીધા છે, (૨)
હૃદયથકી ના વિસારું, હાં હાં રે પ્રભુ હૃદયથકી૦ પ્રભુજી૦
પ્રતિપાલન પ્રભુ ધર્મ તમારો, (૨)
સર્વતણું કરો સારું, હાં હાં રે પ્રભુ સર્વ૦ પ્રભુજી૦
નિષ્કૃતિ પાપતણી કેમ થશે? (૨)
નિંદ્ય કૃતિ જો વિચારું, હાં હાં રે પ્રભુ નિંદ્ય૦ પ્રભુજી૦
ભજન કરી ભગવંત અંતરમાં, (૨)
મંગળ ધ્યાન હું ધારું, હાં હાં રે પ્રભુ મંગળ૦ પ્રભુજી૦

## ૭૮–સચ્ચિદાનંદ પ્રભુના ગુણ ગાવાથી થતા ફાયદા

ઉત્તમમાં ઉત્તમ ભાવનાવાળા મહાપવિત્ર પ્રાચીન આર્ય ઋષિઓનાં શુદ્ધ અંતઃકરણમાં થયેલી ઇશ્વરી પ્રેરણાથી રચાયેલાં સત્‌શાસ્ત્રોમાં કહ્યું છે કે, જેણે પક્ષીઓને પાંખો આપી છે, ઝાડોને ફળ આપ્યાં છે, ફૂલોમાં સુગંધ મૂકી છે, આકાશને વિશાળતા આપી છે, તારાઓને પ્રકાશ આપ્યો છે, ધાતુઓમાં કીમતીપણું મૂક્યું છે, બચ્ચાંઓમાં નિર્દોષપણું મૂક્યું છે, પ્રાણીઓને પોતપોતાના બચાવનાં સાધનો આપ્યાં છે, મનુષ્યને બુદ્ધિ આપી છે, જળના જીવોને તેવી રીતનું રક્ષણ આપ્યું છે, દેવોને દેવપણું આપ્યું છે, જીવોને જીવન આપ્યું છે, જગતને ઉન્નતિના ક્રમમાં મૂક્યું છે અને જેણે પોતાના બધા ગુપ્ત ભેદોની ચાવીઓ માણસોના સુખને

માટે આ જગતમાં ફેંકી દીધેલી છે, જેણે મનુષ્યને તારવા માટે મનુષ્યના આત્મા સાથે સીધો સંબંધ રાખેલો છે, તે પરમ કૃપાળુ પિતા સર્વશક્તિમાન મહાન પરમાત્માના ગુણો ગાવાથી તે ગાનાર હરિજનને તપ કરવાનું ફળ મળે છે; તે દયાળુના ગુણો ગાવાથી શાસ્ત્રનો અભ્યાસ કરવાનું ફળ મળે છે; તે અવિનાશીના ગુણ ગાવાથી યજ્ઞ કરવાનું ફળ મળે છે; તે ગુણાતીતના ગુણ ગાવાથી વેદ ભણવાનું ફળ મળે છે; તે જ્ઞાનસ્વરૂપના ગુણ ગાવાથી જ્ઞાન મેળવ્યાનું ફળ મળે છે અને તે પ્રેમસ્વરૂપના ગુણ ગાવાથી દાન આપવાનું અવિનાશી ફળ મળે છે. કારણ કે એ છ પ્રકારનાં જુદાં જુદાં જે કામો છે તેનો હેતુ ઈશ્વરનો મહિમા સમજીને ઈશ્વરમય થવું એજ છે અને તેનું ફળ પણ ઈશ્વરનો મહિમા સમજી ઈશ્વર-મય થઈને અખંડ આનંદ ભોગવવો એજ છે. એ હેતુ ઈશ્વરના ગુણ ગાવાથી પાર પડે છે ને એ ફળ પણ ઈશ્વરના ગુણ ગાવાથી મળી રહે છે; માટે હેતુ અને ફળ એ બન્ને બાબત સિદ્ધ થાય એવી પ્રબળ શક્તિ મહાન પ્રભુના ગુણ ગાવામાં છે; તેથી ઉપર કહેલા બધા પ્રકારના ધર્મો સર્વશક્તિમાન પવિત્ર પિતા પરમાત્માના ગુણ ગાવામાં આવી જાય છે. માટે જો એ બધાં ફળ બહુજ સહેલાઈથી ને જલદી જલદી મેળવવાં હોય તો ઈશ્વરમય થઈને પરમકૃપાળુ મહાન ઈશ્વરના ગુણ ગાઓ, મહાન ઈશ્વરના ગુણ ગાઓ, એટલુંજ નહિ પણ સર્વશક્તિમાન મહાન પ્રભુના નામ વિના બધું અંધારુંજ છે." હરિજનો ગાય છે કેઃ–

હરિનામ બિના નર એસા હય,
દીપકબિના મંદિર જેસા હય. હરિ૦
જેસે શશીબિના રજની સોહી હય;
જેસે બિનાલૂનકી રસોઇ હય,
જેસે ગુરુબિનાકા ચેલા હય. હરિ૦
જેસે પુરુષબિનાકી નારી હય,
જેસે પુત્રબિનાકી માતારી હય;
ગીનકા ઘર પુત્ર જેસા હય. હરિ૦
ઠુંઠરબિના વૃક્ષ બનાયા હય,
જેસે સૂમ સંચરી માયા હય;
જલબિના સરોવર જેસા હય. હરિ૦

## ૭૯–ઈશ્વરકૃપા વિના જીવથી મોક્ષ મેળવી શકાય નહિ

કોઇ નાનો છોકરો ઝાડ ઉપરનું ફળ તોડીને ખાઇ લેવા ચાહે, પણ તે ઠીંગણો હોવાને લીધે ફળ લઇ શકે નહિ; પરંતુ જ્યારે તેનો બાપ તેને તેડીને ઊંચો કરે ત્યારેજ તે ફળ લઈ શકે છે; તેમજ મનુષ્ય કાંઇ પોતાના પુરુષાર્થથી મોક્ષ મેળવી શકે નહિ, પણ ઈશ્વિર જ્યારે તેની ઉપર કૃપા કરે ત્યારેજ તે મોક્ષ મેળવી શકે છે.

દૂરની ચીજને જેમ આપણે સાદી આંખે દેખી શકતા નથી, પણ દૂરબીનથી તે જેમ સાફ દેખી શકાય છે, તેમ પ્રભુકૃપા વિના આપણે કાંઇ પણ કરી શકતા નથી. પ્રભુકૃપાથીજ બધું થાય છે.

અંધારામાં રહેલો માણસ જેમ અજવાળાની મદદ વિના કાંઇ પણ દેખી શકે નહિ, તેમજ પ્રભુકૃપા વિના આપણે કાંઇ પણ કરી શકીએ નહિ, ત્યારે મોક્ષ તો ક્યાંથીજ મેળવી શકીએ? માટે આપણને દર પળે પ્રભુકૃપાની જરૂર છે.

બીમાર માણસ જેમ બીજાની મદદ વિના ઊઠીબેસી શકે નહિ, તેમ પ્રભુકૃપા વિના એકલા જીવથી પણ કાંઈ થઇ શકે નહિ.

જીવ વિનાનો દેહ જેમ મુડદું કહેવાય છે ને એ મુડદાથી જેમ કાંઇ પણ થઇ શકે નહિ, પણ જો તેમાં જીવ હોય તોજ બધું થઇ શકે; તેમજ પ્રભુકૃપા વિના પણ કાંઇ થઇ શકે નહિ, કારણ કે પ્રભુકૃપા વિના આપણે તો ખાલી શબ જેવાજ છીએ, માટે આપણને દરેક પળે પ્રભુકૃપાની જરૂર છે.

કોઇ પણ લશ્કરની ટુકડી જ્યારે લડાઇમાં ફતેહ કરીને આવે છે, ત્યારે તેનું માન તે લશ્કરને ચલાવનાર કમાન્ડરને મળે છે; તેમજ આપણે પણ જે જે રૂડાં કામો કરીએ છીએ તેનું માન મહાન ઈશ્વિરનેજ ઘટે છે.

આપણે જાણીએ છીએ કે ફળફૂલનાં ઝાડો જમીનમાંથી થાય છે, પણ જો સૂર્યની મદદ તેઓને ન હોય તો એકલી જમીનથી કાંઈ ફળફૂલ થઇ શકે નહિ; તેમજ આપણે જે જે કાંઇ સારાં કામો કરીએ છીએ, તે સર્વ ઈશ્વિરકૃપાથીજ થાય છે, માટે તેનું માન ખાસ પ્રભુનેજ આપવું જોઇએ.

લખવા માટે આપણી પાસે ગમે તેવી સારી કલમ હોય, પણ જો શાહી ન હોય તો એકલી કલમથી કાંઇ લખી શકાય નહિ;

તેમ પ્રભુકૃપા વિના આપણા એકલા પુરુષાર્થીથી પણ કાંઇ વળે નહિ.

ખેડૂતો બહુ મહેનત કરીને ખેતરો ખેડીને બીજ વાવે છે, પણ માત્ર પોતાની મહેનત ઉપરજ ભરોસો રાખી શકતા નથી; તેથી અંતે ઊંચા હાથ જોડીને દીનતાપૂર્વક કહે છે કે, “હે પ્રભુ! અમે તો બધું કરી ચૂકયા છીએ. હવે તો તું કૃપા કરતો કામ થાય.”

**દોહરા**

માણુસ જાણે મેં કર્યું, મન મિથ્યા મલકાય;
નરનાથી શું નીપજે? ધણીનું ધાર્યું થાય. ૧
અખિલ જનોને અંતરે, રુચે થવાને રાય;
ફાંફાં મારે ફરી ફરી, ધણીનું ધાર્યું થાય. ૨
વ્હાણુ ચડીને વાણિયા, ધન લેવાને ધાય;
લાવે કે આવે નહિ, ધણીનું ધાર્યું થાય. ૩
કર્તાની કરુણા વિના, કશું ન કરી શકાય;
ધરી રહે સૌ ધારણા, ધણીનું ધાર્યું થાય. ૪
ભલું સરોવર જળ ભર્યું, સન્મુખથી સુકાય;
પીવા જતો પાછો ફરે, ધણીનું ધાર્યું થાય. ૫
કાપે ઊંદર કરંડિયો, સાપ ઊંદરને ખાય;
ઉદ્યોગે અવળો પડે, ધણીનું ધાર્યું થાય. ૬
પ્રભાતથી સૌ પરવરી, જર લેવાને જાય;
અદકું કે ઓછું મળે, ધણીનું ધાર્યું થાય. ૭
ભાણે ભરિયાં ભોજનો, જમ્યા વિના રહી જાય;
આશા અંતરમાં રહે, ધણીનું ધાર્યું થાય. ૮
ઈશ્વરની ઇચ્છા વિના, કદી ન કદમ ભરાય;
વિચાર સૌ વાંકા પડે, ધણીનું ધાર્યું થાય. ૯
પ્રાણી કરે પ્રયત્ન પણ, બને અદૃષ્ટ બનાવ;
સવળા કે અવળા પડે, પાસા કેરા દાવ. ૧૦
વિશ્વપતિની કૃપા વિના, કામ ન સિધે કોય;
ખાંતે ખેડે ક્ષેત્ર પણ, હરિ કરે તે હોય. ૧૧

(કે૦ દ૦ ડા૦)

## ૮૦–સત્સંગમાં વપરાતી ભગવાનના નામની ધૂનો

ઝાડને જેમ પાણીની જરૂર છે અને શરીરને જેમ ખોરાકની જરૂર છે, તેમ જીવને જપની ઘણી જરૂર છે; પણ ઘણાંક માણુસો

એમ કહે છે કે, જપધ્યાન કરતી વખતે ઘણાએ વિચારો આવ્યા કરે છે. તેનો ઇલાજ હરિજનો માટે એ છે કે, જ્યારે જપ વખતે ભગવાન સિવાયનો બીજો વિચાર મનમાં આવે, ત્યારે નીચે લખેલી ધૂનોમાંથી કોઇ પણ ધૂન વારંવાર બોલ્યાથી જીવ ઈશ્વર સાથે અનન્ય થઇ જાય છે:—

## ધૂનો

(૧) જય કૃષ્ણ કૃષ્ણ, જય કૃષ્ણ કૃષ્ણ—

(૨) જય રાધે કૃષ્ણ, જય રાધે કૃષ્ણ—

(૩) હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે—

(૪) વિઠ્ઠલ રુખમાઇ, વિઠ્ઠલ રુખમાઇ શ્યામળા—

(૫) પ્રહલાદ ભણે, રામાકૃષ્ણા ગોવિંદા;
સબ સંત ભણે, નરહરિ વિઠ્ઠલ ગોપાલા—

(૬) હરિ રે રામ રામ રામ, સીતા રામ રામ રામ—

(૭) જય જય રામચંદ્ર રઘુવીર, સીતા રામચંદ્ર રઘુવીર—

(૮) રઘુપતિ રાઘવ રાજા રામ, પતિતપાવન સીતારામ—

(૯) રાધે કૃષ્ણ પ્રભુ કુંજબિહારી,
મોરલીધર ગોવર્ધનધારી—

(૧૦) જય જય યશોદા નંદનકી (૨)
દશરથસુત આનંદ કંદનકી—

(૧૧) જય જય ગોવર્ધનધારી, મુકુન્દ માધવ ગિરિધારી—

(૧૨) રામાકૃષ્ણ ગોવિંદ ગોપાળ હરે,
ગોપાળ હરે ગોપાળ હરે—

(૧૩) નરહરિ નંદલાલ ભજો ગોવિંદ ગોપાળ—

(૧૪) હરિ નારાયણ ગુરુ નારાયણ—

(૧૫) રામ કૃષ્ણ ગોવિંદ વાસુદેવ ગોવિંદ—

(૧૬) રામચંદ્ર રઘુવીર, જય જય રામચંદ્ર રઘુવીર—

(૧૭) હરિ નારાયણ હરિ, હરિ નારાયણ હરિ;
હરિ નારાયણ હરિ, નારાયણ નારાયણ હરિ;
હરિ નારાયણ હરિ, હરિ નારાયણ હરિ—

(૧૮) હરિ હરિ નારાયણ હરિ—

(૧૯) શ્રીમન્નારાયણ નારાયણ નારાયણ—

(૨૦) રણછોડ રંગી, મારા જન્મોજન્મના સંગી;
રણછોડ રાયા, મુને લાગી તમારી માયા;
રણછોડ રસિયા, મારા હૃદયકમળમાં વસિયા—
(૨૧) તેરી બન જાયેગી, તેરી તો બન જાયેગી;
તેરી બન જાયેગી, ગોવિંદ ગુણ ગાયે સેં.
(૨૨) હરિ મોટા, હરિ મોટા, સૌથી મોટા હરિ મોટા;
બાકી સર્વ ગપોટા, સૌથી હરિ મોટા હરિ મોટા.
(૨૩) સચ્ચા સચ્ચા હે નામ, તેરા હરિ વિઠ્ઠલા;
હરિ વિઠ્ઠલા, પ્રભુ વિઠ્ઠલા, સચ્ચા૦
(૨૪) હમારા રામ ધની હયજી, હમારે કયા કમી હયજી?
હમારા રામ ધની હયજી, હમારે કયા કમી હયજી?
(૨૫) હમરી રામ રામ સબસે, હમરી રામ રામ સબસે;
હમસે તુમસે ગુરુ ગોવિંદસેં, સાધુ ભક્ત સંતોંસેં. હમરી૦

## ૮૧—શ્રદ્ધા રાખવાથી થતા ફાયદા

વિશ્વાસ છે તે ઝાડનાં મૂળ જેવો છે. મૂળ વિના ઝાડ રહી શકે નહિ, તેમ વિશ્વાસ વિના માણસ મુક્તિ મેળવી શકે નહિ.

સ્વર્ગની નિસરણીનું પહેલું પગથિયું વિશ્વાસ છે.

સર્વ સદ્‌ગુણોના ખજાનાની ચાવી વિશ્વાસ છે.

અંધારા જંગલમાં જેમ દીવો અજવાળું આપે છે, તેમ વિશ્વાસથીજ ઈશ્વરી સત્ય જ્ઞાન મળી શકે છે.

વહાણ વિના સમુદ્ર તરી શકાય નહિ, તેમ વિશ્વાસ વિના પ્રભુ પાસે જઈ શકાય નહિ.

બીજમાંથી ઝાડ અને પછી ફળ થાય છે, તેમ વિશ્વાસમાંથી ઈશ્વરી જ્ઞાન અને મોક્ષરૂપી ફળ થાય છે.

સારા ગુરુ, ઘણા પૈસા કે મોટી ઉંમર થાય તે પછી અમે ભજન કરીશું; એમ જેઓ કહે છે તેઓ વિશ્વાસી નથી, તેઓને કાચા સમજવા.

જેને તરતાં ન આવડે તે પાણી તપાસ્યા કરે છે, પણ જેને તરતાં આવડે તે તો કૂદી પડે છે; તેમજ જેને પ્રભુ ઉપર પૂરો ભરોસો ન હોય તેઓજ આજુબાજુના સંજોગ જોયા કરે છે. વિશ્વાસી તો પ્રભુના નામ ઉપર એકદમ કૂદી પડે છે ને સંસારસમુદ્ર તરી જાય છે.

અરીસો સાફ ન હોય તો તેમાં જેમ કાંઇ દેખાય નહિ તેમજ હૃદય મલિન હોય ત્યાંસુધી વિશ્વાસ અને સત્ય માર્ગ મળે નહિ.

વિશ્વાસ એ એક પુલ છે કે જે જમીન ઉપરથી પરબારો મોક્ષમાર્ગમાં ચાલ્યો જાય છે.

પાણી વિના ઝાડ જેમ ફળ આપી શકે નહિ, તેમ વિશ્વાસ વિના માણસો પણ ફળ મેળવી શકે નહિ.

ચાહીને જે માણસ વિશ્વાસ રાખવા લાયક વાતો ન માને અને સત્સંગમાં ન ભળે તેનામાં જે કાંઇ હોય તે પણ જતું રહે છે.

મહાન પ્રભુને છોડીને જેઓ બીજાં દેવદેવીઓની કે પીરપયગંબરોની માનતા કરે છે, તેઓને ઓછા વિશ્વાસુ જાણવા; કારણ કે જે રૂપાને માટે તમારી પાછળ ફરે છે, તેઓને જ્યારે સોનું મળશે, ત્યારે તેઓ તમને છોડી દેશે; તેમજ માનતા કરનારાઓનાં જ્યારે ધારેલાં કામ થાય અથવા ન થાય, ત્યારે તેઓ પણ પ્રભુને છોડી દે છે; માટે કોઈ પણ જાતની એવી માનતા કરનારાઓને પૂરા વિશ્વાસુ સમજવા નહિ,

વિશ્વાસથી આપણો પ્રભુપ્રેમ વધે છે અને વિશ્વાસથી પ્રભુને ખાતર દુઃખ ખમવાની આપણામાં શક્તિ આવે છે.

દીવાદાંડી ખરાબાથી વહાણુને બચાવી લે છે, તેમ વિશ્વાસની ઢાલ વડે પાપથી બચી શકાય છે.

સ્વચ્છ પાણીમાં જેમ સૂર્યનું ચોખ્ખું પ્રતિબિંબ પડે છે, તેમ પ્રભુ ઉપરના વિશ્વાસથી જેઓનાં હૃદય પવિત્ર થયેલાં હોય, તેઓને ઈશ્વરી સત્ય રસ્તો મળે છે.

જે ઘરના પાયા ઢીલા હોય તે ઘર પડી જાય છે, તેમજ જેનામાં વિશ્વાસ ન હોય તેનાં કામો પણ પ્રભુ સુધી ન પહોંચી શકે તેવાં ઢીલાં હોય છે.

કોઇ પણ જાતના અગ્નિ વિના દીવો બળી શકે નહિ, તેમજ વિશ્વાસ વિના કલ્યાણ થાય નહિ.

અન્નથી જેમ શરીરને પોષણ મળે છે તેમ વિશ્વાસથી આત્માને પોષણ મળે છે. ઝાડના રોપાને તાજા રાખવા માટે જેમ હમેશાં પાણી પાવું જોઇએ, તેમ આપણા વિશ્વાસને મજબૂત કરવા માટે શાસ્ત્રનો અભ્યાસ તથા સત્સંગ કરવો જોઇએ.

જેઓ ભગવાન ઉપર ભરોસો રાખે તેઓ ભાગ્યશાળી છે; કારણ કે તેઓ શાંતિમાં રહી શકે છે અને નિરાંતે સૂઇ શકે છે.

ઘણાએ ઑફિસવાળાઓ રોકડાં નાણાં આપતા નથી પણ ચેક આપે છે. એ ચેક તે ઑફિસના વિશ્વાસને લીધે માણસો લે છે; તેમજ પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને આપણે પ્રભુના નામનો ચેક લેવો જોઇએ.

કબૂતરો તૂટી ન પડે તેવા ખડકો ઉપર પોતાના માળા બાંધે છે અને પછી બેફિકરપણે બહાર ઊડયા કરે છે, તેમજ આપણે વિશ્વાસથી પ્રભુરૂપી ખડકને પકડીને પછી દુનિયાદારીનાં કામકાજ કરવાં જોઇએ.

મુડદાને લૂગડાંઘરેણાં પહેરાવ્યાથી તે કાંઇ શોભે નહિ, તેમજ પ્રભુ ઉપરના વિશ્વાસ વિનાના માણસોને પણ મુડદા જેવા સમજવા અને તેઓનાં શ્રદ્ધા વિનાનાં કર્મકાંડોને બહારનો શણગાર સમજવો; કારણ કે મુડદાંઓ જેમ શણગારવાથી શોભે નહિ, તેમ વિશ્વાસ વિનાનાં કર્મકાંડો પણ ફળ આપી શકે નહિ.

દોહરા

જીવ જીવકે આશરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવીર આશરે, કયું બિગડેગો કાજ?
તુલસી લોહા કાષ્ટ સંગ, ચલત ફિરત જળમાંય;
બડે ન બૂડન દેત હે, જાકી પકડે બાંય.
આશા તો એક રામકી, બીજી આશ નિરાશ;
નદીકિનારે ઘર કરો, કદી ન મારે પ્યાસ.
એક ભરૂસો, એક બલ, એક આશ વિશ્વાસ;
સ્વાતિ બુંદ રઘુનાથ હે, ચાતક તુલસીદાસ.
કાહુ કે ધન ધામ હય, કાહુ કો પરિવાર?
તુલસી મો સમ દીનકું, સીતારામ આધાર.

## ૮૨–મહાત્માઓનાં ચરિત્ર અને ગુણગાનથી શાસ્ત્રોના અભ્યાસનું ફળ મળી શકે છે

એક ભક્તરાજ મહારાજ કહેતા કે, માણસોની જિંદગી સુધારવામાં મહાત્માઓનાં ચરિત્રો જેટલી અસર કરી શકે છે, તેટલી અસર બીજી કોઇ પણ વસ્તુથી થઇ શકતી નથી; એટલુંજ નહિ પણ શાસ્ત્રમાં એમ કહેલું છે કે, મહાત્માઓનાં ચરિત્ર સાંભળવાથી અને તેનાં ગુણગાન કરવાથી શાસ્ત્રનો અભ્યાસ કરવાનું ફળ

મળે છે. આ વાત સાંભળીને એક માણસને સંશય થયો કે, એમ કેમ બની શકે છે? મહાત્માઓના ગુણ ગાવામાં શાસ્ત્રનું ફળ કેવી રીતે મળી શકે છે? ત્યારે તે ભક્તે કહ્યું કે:—

"ભાઈ! શાસ્ત્ર શીખવાનો હેતુ શું છે? એજ કે આપણને આ કામ કરવું લાયક છે ને આ કામ કરવું લાયક નથી એ સમજવું; થઇ ગયેલાં પાપોની માફી માગતાં શીખવું; ફરીથી બીજાં નવાં પાપ ન થાય એવા ઉપાયો કરવા; હૃદયમાં ભગવદાવેશ ભરાય તેમ કરવું; પોતાના સ્વાર્થને અંકુશમાં રાખવો; જગતનું મિથ્યાપણું સમજવું; આપણો જન્મ માત્ર આપણે પોતાને માટેજ નહિ, પણ જગતને માટેજ છે એમ સમજવું; આત્માનું બળ સમજવું; સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથનો મહિમા સમજવો અને પરમાત્માની સાથે આત્માનો તાર જોડી રાખવો, એ શાસ્ત્ર શીખવાનું ફળ છે અને મહાત્માઓનાં ચરિત્રોમાં પણ અનુભવસિદ્ધ એની એજ વાતો હોય છે; એટલુંજ નહિ પણ શાસ્ત્રો તો માત્ર ઉપદેશ આપે છે, પણ મહાત્માઓ તો એ ઉપદેશ અનુભવમાં મૂકીને જગતની આગળ નમૂનારૂપે પોતાનો પ્રત્યક્ષ દાખલો દેખાડે છે. માટે શાસ્ત્રના અભ્યાસ કરતાં પણ મહાત્માઓનાં ચરિત્રો હરિજનો ઉપર વધારે અસર કરી શકે છે; કારણ કે મહાત્માઓની વાતો કરીએ એટલે સ્વાભાવિક રીતેજ તેના ગુણની વાતો નીકળે છે અને પછી તેઓમાં એ ગુણો કેમ આવ્યા એ વાત નીકળે છે. તેમાં ઊંડા ઊતરતાં અંતે એમ સમજાય છે કે, કોઇએ બહુજ પવિત્રતા રાખેલી હોય છે, કોઇએ બહુજ નીતિ પાળેલી હોય છે, કોઇએ બહુજ સેવા કરેલી હોય છે, કોઇએ બહુજ વૈરાગ્ય રાખેલો હોય છે, કોઇએ બહુજ નામસ્મરણ કરેલું હોય છે, કોઇએ પ્રભુને ખાતર બહુજ દુઃખો ખમેલાં હોય છે, કોઇએ પોતાનાં ભાઈબહેનોમાં બહુજ જ્ઞાન ફેલાવેલું હોય છે, કોઇએ પોતાના સ્વાર્થનો મોટો ભોગ આપેલો હોય છે, કોઇએ આકરાં તપ કરેલાં હોય છે, કોઈ દયાની મૂર્તિરૂપે હોય છે, કોઇ સત્યના નમૂનારૂપે હોય છે, કોઈ ધર્મના અવતાર જેવા હોય છે અને કોઇ આનંદના મહાસાગર જેવા હોય છે. એવા થતાં તેઓને કેટલી મહેનત પડી? વચમાં શી શી અડચણો આવી? એ અડચણોને તેઓ કેમ તોડી શકયા? અગાઉ તેઓ કેવા હતા ને પાછળથી તેઓ કેવા થઇ પડયા? પ્રથમ તેઓના હૃદયમાં પ્રભુપ્રેમ કેમ જાગ્યો? પછી તેને શું

પોષણ મળ્યું? કેવી રીતે તે વધ્યો? અને પ્રથમ આપણા જેવા હોવા છતાં થોડા વખતમાં તેઓ પ્રભુના માર્ગમાં કેમ આગળ નીકળી ગયા? તથા અંતે લોકોએ તેઓને મહાત્મા તરીકે કેમ માન્યા? એ બધી મુદ્દાની વાતો ખાસ જાણવા જેવી હોય છે. એ વાતોના પેટામાં પાછી બીજી ઘણીએ જનસ્વભાવની જાણવા જેવી રમૂજી બાબતો છે. તે બધું રસિક વાણીમાં ઉત્તમ વક્તાને મોઢેથી જ્યારે સાંભળીએ, ત્યારે એ દાખલાઓની આપણી જિંદગી ઉપર જાદુના જેવી અસર થાય છે; એટલુંજ નહિ પણ એમાંથી જે ગુણો આપણી પ્રકૃતિને અનુકૂળ હોય તે તરફ સ્વાભાવિક રીતેજ આપણું મન ખેંચાઇ જાય છે અને એની મેળે મેળે એ દાખલાઓ આપણા મનને ગમ્યા કરે છે. તેથી મન તેમાં રમ્યા કરે છે, એટલે ધીરે ધીરે તે આપણી રહેણીકરણી ઉપર અસર કરી શકે છે, તેથી આપણી જિંદગી સુધરતી જાય છે; માટે ભાઇઓ! યાદ રાખજો કે, શાસ્ત્રનો અભ્યાસ કરવાથી જે ફળ મળે છે, તે ફળ મહાત્માઓનાં ગુણગાન કરવાથી મળી શકે છે; માટે ઓ હરિજનો! જો સહેલાઈથી જિંદગી સુધારવી હોય, પાપથી બચવું હોય, આત્મિક બળ સમજીને પ્રભુના માર્ગમાં આગળ વધવું હોય, પોતાનું તથા પોતાનાં ભાઈબહેનોનું કલ્યાણ કરવું હોય અને અખંડ આનંદ-રૂપ સર્વશક્તિમાન પરમાત્મા સાથે આત્માનો તાર જોડી રાખી તેનો આનંદ લૂંટવો હોય, તો સંતોનાં, મહાત્માઓનાં, આચાર્યોનાં, ભક્તોનાં, સાધુઓનાં ને આગળ વધેલા હરિજનોનાં ચરિત્રો સાંભળો ને બીજાઓને સંભળાવો; કારણ કે એ સહેલો ને રસિક માર્ગ છે, માટે જિંદગી સુધારવા સારુ મહાત્માઓના ઉત્તમ ચરિત્રના નમૂનારૂપ દાખલાઓને તમારી નજર સામે રાખો ને એમાં મનને રમાડ્યા કરો; એટલે તમારા અંતરની ભાવના પ્રમાણે તેઓનાં ચરિત્રોનું બળ તમોને મળવા લાગશે, તેથી શાસ્ત્રનો અભ્યાસ કરવાનું ફળ મળી રહેશે; માટે મહાત્માઓનાં ચરિત્રો સાંભળ્યા કરો, તેનું મનન કર્યા કરો, તેનું અવલોકન કર્યા કરો અને તેને તમારી પોતાની જિંદગીમાં ઉતારવાની તજવીજ કર્યા કરો; એટલે તમે પણ મહાત્માઓ જેવા થઈ શકશો; કારણ કે મહાત્માઓને માટે પ્રભુના પ્યારા ભક્તો કહે છે કેઃ—

### દોહરા

ધન્ય ભૂમિ, ધન્ય ગામ તે, જ્યાં સંત બિરાજે આઇ;

સબી ભૂમિ પાવન કરે, હિલીમિલી હરિજશ ગાઇ.
ભક્તકા મહિમા અધિક, પાર ન પામે કોય;
જ્યાં ભક્તજન પગ ધરે, અડસઠ તીરથ સોય.
ભક્તસંગ છાંડું નહિ, સદા રહું તીન પાસ;
જહાં ન આદર ભક્ત કો, તહાં ન મેરો વાસ.
ફિરત ધામ વૈકુંઠ તજ, ભક્ત જનનકે કાજ;
જોજો ભક્ત મન ભાવહીં, ધારત સોહી તન સાજ.
સૂર્ય સંત તમકું હરે, તાતે ભયે સમાન;
મુક્ત બહાર તમ રવિ હરે, સંત હરત અજ્ઞાન,
પારસમેં ઓર સંતમેં, બડો અંતરો જાન;
વો લોહા કંચન કરે, વો કરે આપ સમાન.
જ્યું મેં દુર્લભ સંતકું, ત્યું મોહે દુર્લભદાસ;
મુક્ત કહે શ્રીમુખ કહ્યો, સંતમહિમ અવિનાશ.

---

## ૮૩–આપણા બળથી માયા નહિ છૂટે, પણ પ્રભુ કૃપા કરશે ત્યારેજ છૂટશે; અને પ્રભુના નિયમો પાળીશું ત્યારેજ પ્રભુ કૃપા કરશે

એક રાજાને ત્યાં ચોકી કરવા સારુ મોટા વાઘ જેવો જબરજસ્ત કૂતરો પાળેલો હતો. એ કૂતરો રાજાના મહેલમાં બારણા પાસે બેઠો રહેતો અને કોઇ પણ અજાણ્યા માણસને અંદર જવા દેતો નહોતો. બહારનાં માણસો એ કૂતરાને ધમકાવે, ખાવાનું આપે કે લાડ કરે, તોપણ તે કોઇને અંદર જવા દેતો નહોતો; પણ જ્યારે રાજા કહે કે, “ટીપુ! ચૂપ, અહીં આવ.” એટલે તુરત તે કૂતરો પૂંછડી હલાવતો હલાવતો તેની પાસે ચાલ્યો જતો હતો. એ પછી જ્યારે રાજા આપણને માન આપે ત્યારે તે કૂતરો પણ આપણી સાથે હળી જાય અને આપણી ઇચ્છા પ્રમાણે ચાલે; કારણ કે એ પાળેલા કૂતરાને કાંઇ આપણી સાથે દોસ્તી કે વેર હોતું નથી; તે તો પોતાના ધણીની ઇચ્છા મુજબ કરે છે. જો રાજા તેને કોઈની ઉપર ઉશ્કેરી મૂકે તો તેને ફાડી ખાય અને જો રાજા તેને સલામ કરવાનું કહે, તો તે નમીને સામા માણસના પગ ચાટવા લાગે. મતલબ કે એ કૂતરો કાંઇ પોતાની ખાતર આપણી સામે ડોળા કાઢીને આપણને બિવરાવતો નથી, પણ પોતાના ધણીનું ઘર

સાચવવા સારુ ધણીના હુકમ પ્રમાણે તે કરે છે અને ધણીનાં વહાલાં સગાંઓ, ધણીના દોસ્તો તથા ધણીના નોકરો સાથે તે બહુ પ્રેમભાવથી વર્તે છે.

ભાઇઓ! આવીજ રીતે માયા છે તે પ્રભુની દાસી છે. એ સ્વર્ગનાં બારણાંની ચોકીદાર છે. પ્રભુની ઓળખાણ વિનાનાં નાલાયક માણસો તેમાં દાખલ ન થઇ જાય માટે માણસોની પરીક્ષા લેવા સારુ પ્રભુએ તેને આ દુનિયામાં ને સ્વર્ગના દરવાજામાં રાખેલી છે. એને આપણી સાથે કાંઇ વેર નથી, તોપણ તે આપણી મહેનતથી જવાની નથી. જ્યારે તેને પ્રભુ હુકમ કરે કે, દૂર થા! ત્યારેજ તે દૂર થાય તેમ છે અને પ્રભુ કોને માટે એમ હુકમ કરે? પોતાના વહાલા ભક્તો અને પોતાના પ્રેમી હરિજનોને માટેજ. એ સિવાયના અજાણ્યા લોકોને માટે કાંઇ એવો હુકમ થાય નહિ. માટે સંસારસાગર તરવા સારુ ને જિંદગીની સાર્થકતા કરવા સારુ જો માયાને જીતવી હોય તો પરમકૃપાળુ, દીનદયાળુ, સર્વશક્તિમાન મહાન પ્રભુનું શરણ ધરો, પ્રભુના સેવક થાઓ, જગતમાં પ્રભુપ્રેમ ફેલાવવા માટે પ્રભુના સિપાઈ બનો અને ધર્મના રસ્તામાં રહી મહાપ્રભુના પવિત્ર પગલે પગલે ચાલો, એટલે પ્રભુના વહાલા થઇ શકશો. એ નક્કી વાત છે કે, પોતાનાં વહાલાંઓ માટે દયાળુ પ્રભુ કાંઇ માયાને આડી રહેવા દેશે નહિ. માટે જ્યારે આપણાં આચરણો સુધરશે, ત્યારે તુરતજ આપણા કહ્યા વિના પરમકૃપાળુ પરમાત્મા આપણા રસ્તામાંથી તેને ખેંચી લેશે; માટે માયાને જીવતા સારુ માયાની સાથે લડાઇ ન કરો; પણ અનંત બ્રહ્માંડના નાથની કૃપામાં આવો, એટલે એની મેળે માયા જતી રહેશે; એટલુંજ નહિ પણ જ્યારે આપણે પ્રભુના થઇ જઇશું અને પ્રભુ આપણો થઇ જશે ત્યારે ઊલટી માયા આપણી દાસી બની જશે; પણ એ બધું આપણા અભિમાનથી નહિ, પણ ધર્મના બળથી અને પ્રભુના નિયમો પાળ્યાથી થાય છે. માટે ભાઇઓ! માયાને જીતવા સારુ પ્રભુના માર્ગમાં આવો, પ્રભુના માર્ગમાં આવો! અને પ્રભુના માર્ગમાં કરવાનું શું છે? એજ કે:—

### દોહરા

નારાયણ આ જગતમેં, યહ દો વસ્તુ સાર;
સબસેં મીઠો બોલવો, કરવો પર ઉપકાર.
તુલસી આ જુગ આયકે, કર લીજે દો કામ;

દેનેકુ ટુકડા ભલા, લેનેકુ હર નામ.
કબીર કહે કમાલકું, દો બાતાં સિખ લે;
કર સાહેબકી બંદગી, અરુ ભૂખેકું કુછ દે.

## ૮૪—ભક્તિ એટલે શું ?

સદ્ગુરુઓ કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો; મહાત્માઓ કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો; હરિજનો કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો; આપણી આજુબાજુના ભલા માણસો કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો; પવિત્ર ધર્મશાસ્ત્રો કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો; દુનિયાના જુદા જુદા બધા ધર્મો જુદી જુદી રીતે કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો; અને પ્રભુ કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો તથા આપણું અંતર પણ અંદરથી એમજ કહે છે કે, ભક્તિ કરો, ભક્તિ કરો; એટલુંજ નહિ પણ દરેક જગ્યાએથી આપણને સૌને વારંવાર એમ પણ કહેવામાં આવે છે કે, આ સંસાર સ્વપ્ના જેવો છે, જિંદગી ક્ષણભંગુર છે, દેહ પાણીના પરપોટા જેવો છે, અહીંની સગાઇઓ ઘડીક વારની છે, માલમિલકત અહીંજ રહી જવાની છે, મફતની હાયવોયમાં કાંઇ વળવાનું નથી, માયા મિથ્યા છે અને ઇશ્વર સત્ય છે, માટે ભક્તિ કરી લો, ભક્તિ કરી લો. આવી રીતે બધી તરફથી ભક્તિ ઉપર ભાર મૂકવામાં આવે છે પણ ભક્તિ એટલે શું ? તેનો સાચો અર્થ તો કોઇક જ્ઞાની સાધુઓ કે પ્રેમી ભકતોજ સમજી શકે છે અને એ સમજનારાઓમાંથી પણ કોઇક ભાગ્યશાળી મહાત્માઓજ તે પ્રમાણે પાળી શકે છે; કારણ કે ભક્તિ એ કાંઇ બહારની વસ્તુ નથી, પણ અંદરનો પ્રેમ છે. એને માટે એક મહાન ભક્તરાજ કહેતા કેઃ–

“ આપણો જીવ એ ઇશ્વરનો અંશ છે, પણ તે ઇશ્વરથી જુદો પડી ગયો છે; તેથી પાછો ઇશ્વરને મળવા સારુ તે તલપે છે. જીવનો એ તરફડાટ તથા તેને અંગે તેને આગળ વધારનારી જે ક્રિયાઓ થાય છે, તેનું નામ ભક્તિ છે. આમ હોવાથી દરેક જીવ પરમાત્મા તરફ ખેંચાયલા રહે છે અને તેમાં પણ જાગેલા જીવના અંતરમાં એ સ્વાભાવિક ખેંચાણ બહુ વધી જાય છે, એ ખેંચાણને શાસ્ત્રમાં પ્રભુપ્રેમ કહે છે અને એ સત્ય પ્રેમ જ્યારે વધી જાય ત્યારે તે ભક્તિ કહેવાય છે; તેથી જેનો પ્રભુપ્રેમ વધી જાય તે ભકતોનાં આચ-

રણો બદલાઇ જાય છે; કારણ કે પ્રભુ તરફનું ખેંચાણ વધી જવાથી આ દુનિયાની દરેક માયિક વસ્તુઓ તેને ફિક્કી લાગે છે, શાસ્ત્રના દરેક વચનમાં તે સત્ય જોઇ શકે છે, મહાત્માઓના સંગમાંજ તેને રહેવું ગમે છે અને પ્રભુના માર્ગમાં ચાલવાનું તેનામાં બળ આવી જાય છે, તે વ્યવહારનાં ક્ષણિક સુખો તરફ બેદરકાર રહે છે અને જ્યારે કોઇ સગાંવહાલાં એ બાબતમાં તેની ઉપર કાંઇ દબાણ કરે ત્યારે તે કહે છે કે:–

"'ભાઇઓ ! મારા અંતરની ઇચ્છા મને મારા કિરતાર તરફ જવાનો હુકમ કરે છે, એને તમે કેમ અટકાવી શકશો ? અરે, મને કહો તો ખરા કે, મહાન પ્રભુના આકર્ષણમાં આવી જવાથી મજબૂત થઇ ગયેલી મારી ઇચ્છાને આ જગતની કઇ વસ્તુ રોકી શકશે ? હવે મને રોકી રાખવાની ફોગટની મહેનત કરો મા; કારણ કે તમારા વૈભવો, તમારા મોજશોખો, તમારી ખૂબસૂરતીઓ, તમારાં સુખો, તમારી લાલચો અને તમારાં સ્નેહનાં ખેંચાણો કરતાં મને મારા પ્રભુપ્રેમમાંથી ઘણું વધારે મળેલું છે. તમારાં દુનિયાદારીનાં એ બધાં સુખો સર્વશક્તિમાન મહાન પ્રભુના આનંદસાગરની આગળ એક ટીપા બરાબર પણ નથી. માટે હવે તમે મને પાછો કેમ ફેરવી શકશો ? હવે તો મને એ આનંદના મહાસાગરમાં જવા દો, જવા દો અને જો બને તો તમે પણ મારી સાથે ચાલો.'

"જેના અંતરમાં ભક્તિની આવી ઊંડી તાળી લાગી જાય છે, તેના દિલમાં પછી ઈશ્વર માટે એવી તાલાવેલી થાય છે કે, એ સ્થિતિમાં આવ્યા વિના કોઇ પણ રીતે આપણે તેનું માપ કરી શકીએ નહિ અને તેનું ભજન એવી ઊંડી લાગણીનું હોય છે કે, તે ઝીણી વાતો હાલમાં આપણે સમજી શકીએ તેમ નથી. ખાસ જરૂર વિના તે માથું ઊંચું કરતાજ નથી અને જ્યારે કાંઇ કહેવું પડે ત્યારે તો તે એમજ કહે છે કે, ભજન કરવાની મારી એકાંત જગ્યામાં શું ખજાનો છે, એ તમને ખબર છે ? એ એકાંત ખૂણા ઉપર તો આ આખી દુનિયાની સઘળી દોલત કુરબાન છે, એ એકાંત ખૂણા માટે સાતે સમુદ્રનાં ચૌદે રત્ન મને આપી દેવામાં આવે તોપણ મારે મન તે ધૂળની ચપટી બરાબર છે; એ મારા એકાંત ખૂણા માટે કુબેરનો ભંડાર પણ મારે મન ધોબીના કાંકરા જેવો છે અને મારા વહાલાને યાદ કરવાના એ એકાંત ખૂણાના બદલામાં મને ઇન્દ્રાસન આપવામાં આવે તો એ ઇન્દ્રાસનને પણ હું ઠોકર

માર્યો વિના રહું નહિ; કારણ કે એ બધી દોલતને ભેળી કરીએ તોપણ તે થોડી છે અને વળી નાશવંત છે; પણ મારા એકાંત ખૂણામાં તો જેમાંથી અનંત બ્રહ્માંડો થયાં છે, એવો મારો અવિનાશી વહાલો બિરાજે છે, એટલે તેને છોડીને બીજી દોલતની દરકાર તે હું શા માટે કરું? પારસને છોડીને પથ્થર લેવા તે કોણ જાય? હું તો એજ માગું છું કે, હે પરમકૃપાળુ પિતા! મારા હૃદયના એકાંત ખૂણામાં તમારો અવિચળ વાસ રહેજો, તમારો અવિચળ વાસ રહેજો."

ભાઇઓ! બહારથી દેખી શકાય એવા કાંઇ પણ કારણ વિના સ્વાભાવિક રીતેજ જેમ લોઢું લોહચુંબક તરફ ખેંચાઇ જાય છે, તેમ કાંઇ પણ સ્વાર્થ વિના જેનો આત્મા પરમાત્મા તરફ ખેંચાઇ જાય છે, તે કાંઇ એટલેથીજ અટકતા નથી. તેઓ તો અનુભવસિદ્ધ એમજ કહે છે કે, મારું મૂઠી જેવડું જિગર પ્રભુપ્રેમને લીધે કેટલું બધું ખીલે છે એ તમને ખબર છે? જ્યારે તેમાં ભગવદ્‌આવેશ ભરાય છે, ત્યારે આ જગત તેની આગળ રમકડા જેવું થઇ જાય છે, ત્યારે સૂર્યચંદ્ર તેની આગળ લખોટા જેવા બની જાય છે, ત્યારે આકાશી તારાઓની ઊંચાઇ મટી જાય છે, ત્યારે મહાસાગર ચાના પ્યાલા જેટલો થઇ જાય છે, ત્યારે સાત સ્વર્ગ તેમાં સમાઇ જાય છે અને જ્યારે એ મૂઠી જેટલા હૃદયમાં પ્રભુપ્રેમ આવે છે, ત્યારે આકાશ પણ તેની આગળ નાનું બિંદુ જેવું થઇ જાય છે; તો પછી આ દુનિયાદારીની નજીવી નજીવી વસ્તુઓની તો વાતજ શું કરવી?

ભાઇઓ! જે હૃદય આવાં વિશાળ થતાં હશે તેનો આનંદ કેવો અલૌકિક હશે? એ ખ્યાલ તો કરો! અને જેનાં હૃદય આવાં મોટાં થઇ જાય, તે આપણી નજીવી ચીજોમાં કેમ પડયા રહી શકે? એ વિચાર તો કરો! તેઓ તો પ્રભુના તાનમાં ગુલતાન થઇને મસ્ત બની જાય છે અને બધે ઠેકાણે એની એ વસ્તુ જોતા જોતા એમજ કહ્યા કરે છે કે, "ઓ વહાલા! ઓ વહાલા! તારામાં સૂર્ય કરતાં વધારે પ્રકાશ છે, તારામાં ચંદ્ર કરતાં વધારે શીતળતા છે, તારામાં ગુલાબ કરતાં વધારે નાજુકાઈ છે, તારામાં દ્રાક્ષાસવ કરતાં વધારે મીઠો નશો છે, તારામાં આકાશ કરતાં વધારે મોટાઈ છે, તારામાં કામદેવ કરતાં વધારે ખૂબસૂરતી છે, તારામાં સ્વર્ગના નંદનવન કરતાં વધારે શોભા છે અને ઇચ્છિત ફળ આપનાર કલ્પ-

વૃક્ષ કરતાં પણ તારી દૃષ્ટિમાં વધારે સારાં ફળ આપવાનું બળ છે. અહો ! વહાલા ! તું તે તુંજ છે, તને મૂકીને હવે અમે બીજા કોને ભજીએ ? હવે તો તારા સૌંદર્યમાં ને તારી મસ્તીમાંજ અમારી જિંદગી પૂરી થાય એમજ ઇચ્છીએ છીએ. ધન્ય છે વહાલા ! તને ધન્ય છે !"

ભાઇઓ ! આવી રીતે કાંઇ પણ કારણ વિના સ્વાભાવિક રીતેજ આત્મા પરમાત્મા તરફ ખેંચાય અને તેમાં તન્મય થાય તેનુંજ નામ ભક્તિ છે. એ ભક્તિનેજ અનન્ય ભક્તિ કહે છે, એ ભક્તિનેજ પ્રેમલક્ષણા ભક્તિ કહે છે, એ ભક્તિનેજ પરાભક્તિ કહે છે. નારદજીએ, શુકદેવજીએ, સનકાદિકોએ, મહાદેવજીએ, યોગેશ્વરોએ અને શ્રીકૃષ્ણ ભગવાને તથા બીજા અનેક ભક્તોએ જે ભક્તિનો મહિમા વારંવાર ગાયેલો છે, તે ભક્તિ આત્માનું પરમાત્મા તરફનું ખેંચાણ એજ છે. એ સિવાયની ભક્તિને નામે ચાલતી બહારની ક્રિયાઓ એ તો " સાપ ગયા ને લીસોટા રહ્યા " તેના જેવી બાબત છે. એમાં કાંઈ શુક્કરવાર વળે તેમ નથી. માટે ભાઇઓ ! જો સાચી ભક્તિ કરવી હોય તો આત્માને પરમાત્માની પાસે જવા દો, એટલે કે બહારના ઉપલકપણામાં ને આપલપોપલિયાપણામાંજ નહિ રહી જતાં, જેમ બને તેમ પ્રભુપ્રેમ વધે અને અંતરમાં તાળી લાગે તેમ કરો. એ તાળી લાગેલી સ્થિતિ કેવી હોય છે એને માટે મહાત્માઓ કહે છે કેઃ—

### દોહરા

પહીચાના તબ જાનીએ, હરિસેં લાગે મન;
રાતદિવસ ના વીસરે, જ્યું કરપનકું ધન.
લાગી લાગી કયા કરે, લાગી નાહીં એક;
લાગી સોઈ જાનિયે, જો કરે કલેજે છેક.
માંસ ગયા પિંજર રહા, તાકન લાગે કાગ;
સાહેબ અજ હું ન આઇયા, કોઈ મંદ હમારા ભાગ.
કબીર પ્યાલા પ્રેમકા, અંતર લિયા લગાય;
રોમ રોમ મેં રમ રહા, ઔર અમલ કયા ખાય ?
શીશ ઉતારી ભોંય ધરે, ઉપર રાખે પાંવ;
દાસ કબીરા યોં કહે, એસા હોય તો આવ.
યહ તો ઘર હે પ્રેમકા, મારગ અગમ અગાધ;
શીશ કાટ પગ તલ ધરે, તબ નિકટ પ્રેમકા સ્વાદ.

તુલસી રઘુવીર અંક બિન, સાધનતા સબ સૂન;
સૂન આગે જો એક મિલે, તો એક એક દશ ગુન.
સબ દેખે પરખે લિખે, બહુત કહે કયા હોય ?
તુલસી સીતારામ બિન, અપનો નાહી કોય.
તીન ટુક કોપીન કે, અરુ ભાજી બિન લોન;
તુલસી રઘુવીર ઉર વસે, ઇન્દ્ર બાપડો કોન ?

## ૮૫–બધી જાતના વેપારમાં ખોટ જવાનો સંભવ છે, પણ ભક્તિના વેપારમાં ખોટજ નથી

દુનિયાદારીનો ખાધેલો ને વ્યવહારમાં પહોંચેલો વિચિત્ર બુદ્ધિવાળો એક બુઢ્ઢો અનુભવી દલાલ હતો. તે રજાને દિવસે પોતાના દોસ્તો સાથે ઘરમાં બેઠો બેઠો કાવો પીતો હતો ને વેપાર–ધંધાની વાતોના તડાકા મારતો હતો. એ વખતે દેશમાંથી આવેલા તેના દોસ્તના દીકરાએ તેને કહ્યું કે, "કાકા ! મને વેપાર કરવાની મરજી છે, માટે ખોટ ન જાય એવો કાંઇ ધંધો બતાવો." ત્યારે તે દલાલે કહ્યું કે, "ભાઈ! મારી એકસઠ વરસની ઉંમર થઇ, તેમાં ચાલીસ વરસ થયાં બહુ ધ્યાન રાખીને હું બધી જાતના વેપાર જોઉં છું; પણ ખોટ ન જાય એવો કોઇ પણ વેપાર મેં હજી સુધી જોયો નથી. મારા બાપ નોટનો વેપાર કરતા, તેમાં લાંબા થઇ ગયા હતા; મારા દાદા રૂનો વેપાર કરતા, તેમાં ત્રણ વખત દેવાળું કાઢવું પડયું હતું; મારા કાકાને અફીણના વેપારમાં અફીણ ખાવું પડયું હતું; મારા મોટા ભાઇ શૅરનો વેપાર કરતા તેમાં લાખના બાર હજાર થઈ ગયા હતા; મારા નાના ભાઇએ દાણાનો વેપાર કર્યો હતો તેમાં તે ખુવાર થઇ ગયો હતો; મારા મામા વહાણનો વેપાર કરતા તેમાં મૂડી ખોઇ બેઠા હતા; મારો ભત્રીજો ઝવેરાતનો વેપાર કરતો તેમાં ફસાઇ ગયો હતો; મારો સસરો દાણાનો વેપાર કરતો તેમાં દેવાળું કાઢયું હતું; મારો એક સાળો કરિયાણાનો વેપાર કરતો, તેમાં તે માર્યો ગયો હતો; બીજો સાળો ઘીતેલનો વેપાર કરતો તે પણ પોક મૂકતો હતો; ત્રીજો સાળો ખેતીનો ધંધો કરતો તેણે પણ માથે ચોફાળ ઓઢયો હતો; મારો એક દોસ્ત લોઢાનો વેપાર કરતો તેના પણ બાર વાગ્યા હતા; બીજો દોસ્ત કોલસાનો વેપાર કરતો તેમાં ઠાર થઈ ગયો હતો; ત્રીજો દોસ્ત લાક-

ડાનો વેપાર કરતો તેમાં લાંબો થઇ ગયો હતો; ચોથો દોસ્ત કંટ્રાક્ટ લેવાનું કામ કરતો તે પણ માથે હાથ દઇને રોયો હતો; મારા પહેલા શેઠ કાપડના વેપારમાં વેતરાઈ ગયા હતા; એ પછીના શેઠ મિલના વેપારમાં માર્યા ગયા હતા; એ પછીના શેઠ ઘોડાના વેપારમાં ઠગાઇ ગયા હતા; એ પછીના શેઠ વિલાયતી વેપારમાં વેચાઈ ગયા હતા; એ પછીના શેઠનાં નાણાં વ્યાજ ખાવા સારુ કરેલી ધીરધારમાં ઊડી ગયાં હતાં અને એ પછીના શેઠનું સટ્ટામાં સત્યાનાશ થયું હતું. મેં કાંઇ દુનિયા જોવામાં બાકી રાખ્યું નથી. ચાલીસ વરસમાં અઢાર તો શેઠ બદલેલા છે અને અઠ્ઠાવીશ જાતના ધંધા તો હું જાતે કરી ચૂક્યો છું, પણ હજી મેં એકે ધંધો એવો નથી જોયો કે જેમાં કાંઇ પણ ખોટ જતી ન હોય, તેમજ એવો પણ ધંધો નથી જોયો કે જેમાં નફો મળતો ન હોય. જો કે બધા વેપારમાં કાંઈ વારે વારે ખોટ જતી નથી અને મેં ઉપર ગણાવ્યા તે બધા વેપારમાં તે બધા લોકોએ પ્રસંગોપાત્ત સારી પેઠે માલ પણ માર્યો હતો, એ વાત સાચી; પણ હજુ સુધી ખોટ વિનાનો વેપાર મેં જોયો નથી અને ખોટ વિનાનો વેપાર દુનિયામાં હોય એમ હું માનતો પણ નથી." એ સાંભળીને ત્યાં આગળ બેઠેલા એક ભકતે કહ્યું કેઃ—

"ખોટ વિનાનો વેપાર હું જાણું છું; એટલુંજ નહિ પણ અમને એવો વેપાર કરતાં આવડે છે કે, જેમાં કોઇ કાળે કાંઈ પણ ખોટ જતી નથી." એ સાંભળીને ત્યાં બેઠેલા સૌ લોકો અજબ થયા અને વિચારવા લાગ્યા કે ખોટ ન જાય એવો ધંધો તે કયો હશે ? એટલામાં તે બુઢ્ઢા કાકાએ કહ્યું કે, "તમે ભક્ત થઇને તોપ મારો મા. અમારાથી કાંઇ દુનિયા અજાણી નથી. અમે બધી જાતની હજામત કરીને બેઠા છીએ ને સોળે સરાવ્યાં છે. આવા અજાણ્યા છોકરાઓ પાસે એવી વાતો કરો તે ચાલે, કાંઈ અમારી પાસે એ ચાલે ? જો ખોટ વિનાનો ધંધો બતાવો તો સો સો રૂપિયાની શરત ! બોલો કબૂલ છે ?"

ભકતે કહ્યુંઃ "શરત કરવી એ તમારા જેવા દોઢિયાંવાળાનું કામ, એ અમારું કામ નહિ. કાકા ! તમે બધા ધંધા જોયા પણ યાદ રાખજો કે, જ્યાંસુધી ખોટ વિનાનો ધંધો જોયો નથી ત્યાંસુધી તમે ખોટમાંજ છો ને ત્યાંસુધી ભલે તમે તમારા મનમાં તમોને પક્કા સમજ્યા કરો, પણ અમે તો તમને કાચાજ સમજીએ છીએ,

એ ખોટ વિનાનો ધંધો તે ભક્તિ છે, ખોટ વિનાનો ધંધો તે સર્વ-શક્તિમાન મહાન પ્રભુનો માર્ગ છે, ખોટ વિનાનો ધંધો તે અકળ ગતિવાળા નિરંજન નિરાકાર સર્વવ્યાપક શરણાગતવત્સલ કલ્યાણકારી મહાન પરમાત્માનું સ્વરૂપ ઓળખવું તે છે; ખોટ વિનાનો ધંધો તે પ્રભુપ્રેમ છે, ખોટ વિનાનો ધંધો તે અંતરની પવિત્રતા છે, ખોટ વિનાનો ધંધો તે પોતાનું પોતાપણું ભૂલી જઇને જગતના જીવોની સેવામાં લાગી જવું તે છે, ખોટ વિનાનો ધંધો તે આપણી જિંદગીનાં બધાં કર્મો પ્રભુપ્રીત્યર્થે કરવાં તે છે, ખોટ વિનાનો ધંધો તે મહાન પ્રભુનું પવિત્ર નામસ્મરણ છે; ખોટ વિનાનો ધંધો તે હરિજનો ઉપર હેત રાખવું ને તેઓના સત્સંગમાં મચ્યા રહેવું એ છે, ખોટ વિનાનો ધંધો તે કોઇ પણ જાતનાં નાનાંમોટાં પાપથી બચવું તે છે, ખોટ વિનાનો ધંધો તે ભગવદ્દાશરાનું બળ રાખવું તે છે; ખોટ વિનાનો ધંધો તે જેમ પ્રભુ રાખે તેમ રાજી રહેવું એ છે અને ખોટ વિનાનો ધંધો તે મહાઆનંદરૂપ, શાંતિના સમુદ્ર, અનંત બ્રહ્માંડના નાથ, પરમકૃપાળુ પવિત્ર પિતા મહાન પરમાત્માની સાચી ભક્તિ, ભક્તિ ને ભક્તિ એજ છે. એ વેપારમાં ખોટજ નથી; એટલુંજ નહિ પણ એ ભક્તિના વેપારમાં મહાત્માઓના આશીર્વાદ છે, દેવોની મદદ છે અને પ્રભુની કૃપા છે તથા નફામાં સ્વર્ગનું રાજ્ય ને મુક્તિનાં અનંતકાળનાં અખંડ સુખો છે; માટે કાકા! તમે સોળે સરાવ્યાં છે, પણ હવે આ સત્તરમું સરાવી જુઓ! જ્યાંસુધી એ ખોટ વિનાનો ધંધો નહિ કરો ત્યાંસુધી મોટી ખોટમાંજ રહી જશો. માટે એવી ખોટમાં ન રહી જવાય એ સંભાળજો અને ખાતરી રાખજો કે, પ્રભુનું નામ લીધેલું કદી પણ વ્યર્થ જતું નથી માટેઃ-

### દોહરા

રામનામ રટતે રહો, જબલગ ઘટમેં પ્રાન;<br>
કબહુક દીન દયાળકું, ભનક પડેગી કાન.<br>
રામનામ કહેતે રહો, ધરે રહો મન ધીર;<br>
કબહુક કાજ સુધારહી, કૃપાસિંધુ રઘુવીર.<br>
રામનામ આરાધવો, તુલસી વૃથા ન જાય;<br>
લડકાઇ કો પોખનો, આગે હોત સહાય.<br>
રામનામકી લૂંટ હે, લૂંટ સકે તો લૂંટ;<br>
અંતકાળ પસ્તાયગો, પ્રાણ જાયગો છૂટ.

## ૮૬--સતી થવા જાય તે અગ્નિથી કેમ ડરે? તેમજ ભક્ત થવા ઇચ્છે તે ત્યાગ કરવાથી કેમ ડરે?

એક શેઠિયાએ કોઇ મહાત્માને કહ્યું કે, "મહારાજ! હવે હું ભક્ત થવા ઇચ્છું છું, માટે મારું કલ્યાણ થાય એવો કાંઇક રસ્તો બતાવો." ત્યારે મહાત્માએ પૂછ્યું કે, "શ્રીમંતાઇના મોજશોખ-માંથી ભક્ત થવાની ઇચ્છા કેમ થઇ?" એ સાંભળીને તે ગૃહસ્થે કહ્યું કે, "મહારાજ! બધી વાતમાં બહુ બહુ તરફડિયાં માર્યાં, પણ ક્યાંએ ખરો આનંદ મળતો નથી. આજ દિવસ સુધી લોચા વાળ-વામાં કાંઈ બાકી ન રાખ્યું, પણ પરિણામ જોયું તો હાયવોય વિના બીજું કાંઇ દીઠું નહિ. સુખની આશાએ જેમ જેમ વૈભવો તરફ દોડું છું તેમ તેમ ઉપાધિ વધતી જાય છે અને માનમરતબા તરફ દોડું છું તેમ તેમ બહારથી તથા અંદરથી અપમાનના ધક્કા વાગતા જાય છે. એથી હું તો હવે થાક્યો છું. માટે હવે તો મન-માં એમ થાય છે કે, આપના જેવા મહાત્માઓના ચરણમાં મન ઠરે અને જીવને શાંતિ મળે તો ઠીક; એમ ધારીને હવે હું ભક્ત થવા ઇચ્છું છું."

એ સાંભળીને મહારાજે કહ્યું કે, "બહુ ખુશીની વાત. જેનાં મહાભાગ્ય હોય તેને એ વાત સૂઝે અને જેનું કલ્યાણ થવાનું હોય તે ભક્ત થઈ શકે; પણ ભાઈ! ભક્ત થવું એ મુશ્કેલ છે; કારણ કે તેમાં પોતાની વહાલી વસ્તુઓનો ત્યાગ કરવો પડે છે; માટે તમોને જે બહુ વહાલા છે અને જેને ખૂબ સાચવીને બેંકમાં ને તિજોરીમાં છૂપી રીતે મૂકી રાખ્યા છે તથા જેને મેળવવા સારુ બહુ જાતના અ-ધર્મ કર્યા છે, તે પૈસામાંથી મોટી રકમ પરમાર્થમાં ખરચો અને મન તૃપ્ત થાય ત્યાંસુધી પ્રથમ પોતાને હાથે ખૂબ ધર્મ કરીને પછી ભક્ત થવા આવો." એ સાંભળીને તે શેઠિયો વિચારમાં પડી ગયો. જરાવાર મહારાજ સામું જોઈ રહ્યો અને પછી નીચું મોં કરી ભોંય ઉપર આંગળી વડે લીટા તાણતો તાણતો જરા હસીને બોલ્યો કે, "હા મહારાજ! વાત તો સાચી છે, થવું તો એમજ જોઇએ; પણ હજી મારામાં એટલું બળ નથી. પ્રભુએ તો ઘણુંએ આપ્યું છે, પણ જીવ એવો અભાગિયો છે કે, ખરચવાની મરજી થતી નથી. હેં મહા-રાજ! ખૂબ ધર્મ કર્યા વિના ભક્ત નહિ થવાય?"

ત્યારે મહારાજે કહ્યું કે, "સતી થવા જવું ને અગ્નિથી ડરવું

એ કેમ બને? એ તો મોટી નામોશી કહેવાય. તમે ભક્ત થવા ઇચ્છો છો ને ત્યાગ કરવાથી કેમ ડરો છો? યાદ રાખજો કે, આપણી શક્તિના પ્રમાણમાં મહાન પ્રભુને અર્થે મોટામાં મોટો ત્યાગ ન કરીએ ત્યાંસુધી ભક્ત થઈ શકાતું નથી; માટે આપણી પાસે જે જાતની સમૃદ્ધિ હોય, જે જાતના ગુણ હોય અને જે જાતનું બળ હોય તેનો ધર્મને અર્થે મોટો ભોગ આપવો જોઇએ; કારણ કે જ્યાંસુધી આપણી વહાલી વસ્તુનો મોટો ભોગ આપીએ નહિ, ત્યાંસુધી સાચા ભક્ત થઈ શકાય નહિ; માટે જો ભક્ત થવું હોય તો તમારી શક્તિના પ્રમાણમાં ત્યાગ તો કરવોજ પડશે. પછી હમણાં નહિ તો ધીરે ધીરે, પણ જે સાચી વસ્તુ તરફ તમારો આત્મા ખેંચાયલો છે તેને ખાતર ખોટી વસ્તુઓ તજવી તો પડશેજ. સોયને બદલે હાથીદાંત મળે, ચણોઠીને બદલે મોતી મળે, કાચના કટકાને બદલે હીરો મળે અને કપડાંના કટકાને બદલે ખોબો ભરીને સોનામહોર મળે એ તે કોણ છોડી દે? તેમજ આપણે તો એકનું અનંતગણું આપી શકે એવા સર્વશક્તિમાન મહાન પ્રભુને અર્થે આપણાં ગરીબ ભાઇબહેનોને માત્ર થોડું ખાવાનું, વખતે કાંઇ કપડાં, થોડી ચોપડીઓ, મોઢાના ઉપદેશની વાતો કે થોડુંઘણું ધનજ આપીએ છીએ; પણ દયાના સાગર, નોધારાના આધાર, દેવોના દેવ, ભક્તવત્સલ, અનંત બ્રહ્માંડના પરમપવિત્ર પિતા પરમાત્મા તો તેના બદલામાં આપણને દેવપણું, સ્વર્ગનું રાજ્ય અને અનંતકાળનાં મોક્ષધામનાં અખંડ સુખો આપે છે. માટે ભાઇઓ! જો ભક્ત થવું હોય તો પ્રભુને અર્થે ત્યાગ કરતાં ડરો મા, ડરો મા; પણ જ્યારે બને ત્યારે તે ફેંકતાજ રહો; કારણ કે અનુભવી ભકતો કહી ગયા છે કેઃ—

### દોહરા

કહા કરીએ કહા જોડીએ, થોડે જીવન કાજ;
છાંડી છાંડી સબ જાત હે, દેહ ગેહ ધન રાજ.
ધન જોબન યું જાયગો, જા વિધિ ઊડત કપૂર;
નારાયણ ગોપાળ ભજ, ક્યું ચાખે જગ ધૂર!
એક દિન એસા હોયગા, કોઉ કીસીકા નાહી;
ઘરકી નારી કોન કહે, એ તનકી નાડી નાહી.
જાના હૈ રહના નહિ, મરના બીશવા બીશ;
દો દિન દુનિયા કે લિયે, મત ભૂલો જગદીશ.

ચાહ ગઈ, ચિંતા ગઈ, મનમેં નહિ પરવાહ;
જાકે મનમેં ચાહ નહિ, સો શાહનકો શાહ.

## ૮૭–બીજું બધુંજ કરવાની ફુરસદ છે અને માત્ર પ્રભુ ભજવાની આપણને ફુરસદ નથી!

ઘણાં માણસો કહે છે કે, "પ્રભુની ભક્તિ કરવી અમને બહુ ગમે છે, પણ વખત મળતો નથી એટલે લાચાર છીએ. જો ફુરસદ મળતી હોય તો અમે તો એજ કામ કર્યાં કરીએ." આવી રીતે ઘણાં માણસો કહ્યા કરે છે, પણ માણસોના સ્વભાવના અનુભવી જ્ઞાની મહાત્માઓ કહે છે કે, એ વાત ખોટી છે. એ તો માત્ર એક જાતનું બહાનું છે. પ્રભુ ભજવાની મને ફુરસદ નથી, એમ કહેવું એ ઈશ્વર ઉપર મને પ્રેમ નથી, એમ કહેવા બરાબર છે; પ્રભુ ભજવાની મને ફુરસદ નથી, એમ કહેવું એ પોતાના ધર્મ ઉપર વિશ્વાસ નથી, એમ કહેવા બરાબર છે; પ્રભુ ભજવાની ફુરસદ નથી એમ કહેવું, એ મને મારા આત્માના કલ્યાણની દરકાર નથી, એમ કહેવા બરાબર છે; અને પ્રભુ ભજવાની મને ફુરસદ નથી, એમ કહેવું એ મને સ્વર્ગ ગમતું નથી પણ નરક ગમે છે, એમ કહેવા બરાબર છે; કારણ કે પ્રભુને ન ભજવાથી એ બધું થાય છે; માટે ભાઇઓ! યાદ રાખજો કે, પ્રભુ ભજવાની અમને ફુરસદ નથી, એમ સમજવું એ એક જાતની આપણા મનની નબળાઇ છે. અમને વખત મળતો નથી એટલે શું કરીએ? એવી રીતે પોતાના મનને સમજાવી ભક્તિ ન કરવી એ પોતાનેજ ઠગવા બરાબર છે; અને જે મહાન પ્રભુએ આપણને ઉત્પન્ન કર્યા, આયુષ્ય આપ્યું, શરીરની સુખાકારી આપી, ધન આપ્યું, બુદ્ધિ આપી, બળ આપ્યું, સદ્ગુરુઓ આપ્યા, પવિત્ર શાસ્ત્રો આપ્યાં અને બીજી ઘણી જાતની અનુકૂળતાઓ આપી તે મહામંગળકારી, શાંતિદાતા, સર્વશક્તિમાન પ્રભુને ભજવાની અમને ફુરસદ નથી, એમ કહેવું એ આપણી સૌથી મોટામાં મોટી નાલાયકી છે ને એ સૌથી વધારે નિમકહરામપણું છે.

ભાઇઓ! આપણને ગામગપાટા મારવાની ફુરસદ મળે, આપણને તેરીમેરી કરવાની ફુરસદ મળે, આપણને મોજશોખ કરવાની ફુરસદ મળે, આપણને ધંધોરોજગાર કરવાની ફુરસદ મળે, આપણને પારકે ઘેર ધક્કા ખાવાની ફુરસદ મળે, આપણને

આપણાં બૂરાં વ્યસનો ચાલુ રાખવાની ફુરસદ મળે, આપણને લડા-ઇટંટા કરવાની ફુરસદ મળે, આપણને નાટકચેટક જોવા જવાની ફુરસદ મળે, આપણને ઠઠ્ઠામશ્કરી કરવાની ફુરસદ મળે, આપણને બાયડીઓ સાથે ટાયલાં કરવાની ફુરસદ મળે, આપણને બીજાઓ-ના અવગુણ જોવાની ફુરસદ મળે, આપણે કાંઇ લાગતુંવળગતું ન હોય તેવી બાબતોમાં પણ પંચાત કરવાની ફુરસદ મળે, આખી દુનિયાની ફોગટની હાયવોય કરવાની ફુરસદ મળે, કોઇકના ઉઠા-મણામાં જવાની ફુરસદ મળે, સગાંવહાલાંઓની નિંદા કરવાની ફુરસદ મળે અને ઊંઘ ન આવતી હોય તોપણ આળસુ થઇને પ-થારીમાં પડયા રહેવાની ફુરસદ મળે, પણ આપણું અંધેર તો જુઓ ! કે પ્રભુ ભજવાની ફુરસદ ન મળે ! બધી બાબતની ફુર-સદ ! માત્ર ભક્તિ કરવાનીજ ફુરસદ નહિ !

ભાઇઓ ! આવી પોલ તે કયાં સુધી ચાલશે ? આવી રીતે આપણે આપણા મનને કયાં સુધી ઠગ્યા કરીશું ? આવી નબળાઇ કયાં સુધી રાખી મૂકીશું ? આ ભૂલમાંથી છૂટવાનો આરો કયારે આવશે ? અને એ મહાપાપનું શું પરિણામ આવશે ? એનો જરા વિચાર તો કરો ! હાલમાં આપણને જ્યારે ઘણી જાતની અનુકૂળ-તા છે, ત્યારે આપણે કહીએ છીએ કે, અમને પ્રભુ ભજવાની ફુર-સદ નથી, પણ મોત પછી જ્યારે આપણી પાસે કાંઇ પણ સાધન નહિ રહે, ત્યારે નરકના ધગધગતા મહાભયંકર અગ્નિ વખતે પ્રભુ કહેશે કે, મને તમારું કલ્યાણ કરવાની ફુરસદ નથી, ત્યારે આ-પણા શું હાલ થશે ? એનો ખ્યાલ તો કરો ! માટે ભાઇઓ ! પરમ-કૃપાળુ આનંદદાયક, શાંતિદાતા સર્વશક્તિમાન મહાન ઈશ્વરની ભક્તિ કરવાની જેમ બને તેમ જલદીથી હમણાં ને હમણાંજ આ-પણે ફુરસદ લેવી જોઇએ, હમણાંને હમણાંજ ફુરસદ લેવી જોઇએ; નહિ તો રખડી પડીશું, માટે સંભાળજો.

### દોહરા

કાલ કરંતો આજ કર, આજ કરંતો અબ;<br>
અવસર વીત્યો જાત હે, ફીર કરેગો કબ ?<br>
આજ કહે મેં કલ ભજું, કાલ કહે પુનિ કાલ;<br>
આજ કાલ કે કરતહી, અવસર જાસી ચાલ.<br>
પાવ પલકી ખબર નહીં, કરે કલકી બાત;<br>
જીવ ઉપર જમ ફિરત હે, જ્યું તેતર પર બાજ.

કબીર પગડા દૂર હય, બીચમેં ખડી હય રાત;
ક્યા જાણું ક્યા હોયગી, રવિ ઊગતે પરભાત.
તુલસી વિલંબ ન કીજીએ, ભજ લીજે રઘુવીર;
તન તરકસતે જાત હે, શ્વાસ સારખે તીર.
શ્વાસે શ્વાસે રામ ભજ, મિથ્યા શ્વાસ મત ખોય;
ના જાનું એ શ્વાસકી, આવન ફિર નહિ હોય.
એ દુનિયામાં આયકે, છોડ દેહી તું એંટ;
લેના હોય સો લેહી લે, ઊઠ જાત હે પેંટ.

## ૮૮–મોટો કોણ? મુડદાંને જિવાડે તે કે પાપથી બચાવે તે?

એક વખત પ્રસંગોપાત્ત હરિજનોની મંડળીમાં વાત નીકળી કે, ફલાણો માણસ સાપ ઉતારવામાં બહુ હોશિયાર છે, ત્યારે એક જણે કહ્યું કે, "અમારા ગામમાં શેરખાં શિકારીને સાપ કરડ્યો હતો, તેથી તે મરવાની અણી ઉપર હતો; એટલામાં એક સાધુ આવી નીકળ્યો. તેણે દૂર બેઠે બેઠે મંત્ર ભણીને સાપ ઉતાર્યો, તેથી તે તરત ઊઠીને બેઠો થયો ને સાંજે પાછો પોતાને કામે ગયો." એ સાંભળીને બીજા માણસે કહ્યું કે, "અમારે ત્યાં એક પંજાબી ફકીર આવ્યો હતો, તે એવો હોશિયાર કે કાંઇ વાતજ ન પૂછો. એ વખતે હીરો ગાંધી મરવા પડેલો, ત્રણ દિવસ થયાં સન્નિપાત થયો હતો ને તેને ભોંયે લીધો હતો; એટલામાં એક ફકીર આવી પહોંચ્યો. તેણે ત્રણ ફૂંક મારી તેથી તે બચી ગયો. એ વાતને ઘણાં વરસ થઇ ગયાં, પણ હજી તે તરકટી વાણિયો જીવે છે ને નવા નવા પ્રપંચો કર્યા કરે છે." એ સાંભળી ત્રીજાએ કહ્યું કે, "આપણે જાણતા નથી, બાકી દુનિયામાં એવા ઘણાએ પડ્યા છે. એમ તો જુઓને આપણા દરબાર કસૂંબો લીધા પછી વાતોએ ચડે, ત્યારે ટાઢા પહોરે ગપ્પાં મારતા કહે છે કે, હુસેનિયો નામે મારી પાસે એક સિપાઇનો છોકરો હતો, તે ગિરનાર ઉપરથી લાકડાં કાપીને ગુજારો ચલાવતો ને નવરો હોય ત્યારે આપણે ત્યાં આવી હોકાપાણી ભરી આપતો. એક દિવસ તેને કોઇ સાધુ મળી ગયો. તેણે એ છોકરા પાસે ગાંજો મંગાવ્યો. છોકરાનો દિવસ આવતો, એટલે તે ગાંજો લઈ ગયો, તેથી ખુશી થઇને તે સાધુએ કહ્યું કે, 'કાલે તારી મરજી પડે એટલું ત્રાંબુ લઈ આવજે' પણ એ ગરીબ માણસ પાસે ત્રાંબુ ક્યાંથી હોય? તેની પાસે બે કોરીના દોકડા હતા તે લઇ ગયો; એટલે

તે સાધુએ બધા ઢોકડાની એક ભઠ્ઠી મૂકીને અર્ધા કલાકમાં સોનું બનાવી આપ્યું. એ વખતે તે છોકરો ત્યાં પાસે બેઠો હતો, પણ માંહી શું ચીજ નાખી તે કાંઈ તેને ખબર પડી નહિ. કાંઇક પાંદડું નીચોવીને બેત્રણ ટીપાં રસ નાખ્યો તેથી ત્રાંબાનું સોનું બની ગયું. એ પછી બે દહાડા રહીને હુસેનિયાએ મને એ વાત કહી, ત્યારે મેં બહુ તપાસ કરી પણ એ સાધુ ન મળ્યો. મહાત્માઓની શું વાત કરવી ? એ તો ઘડીકમાં ન્યાલ કરી દે ને બેડો પાર કરી દે. ગાંજાની એક ચલમમાં રાજી થઇને એટલું બધું સોનું બનાવી દીધું. આજે એ હુસેનિયો મોટો જમાદાર થઇ પડેલો છે. બે તો બાયડી પરણેલો છે ને બધાને લૂંટી ખાય છે. મફતનું સોનું મળી જાય તેને શું પરવા? જે ન કરે તે થોડું." એ સાંભળીને એક માણસે કહ્યું કે, "અમારા ગામમાં ઉકલો નામે કોળી છે, તે તરવામાં એવો તો હોશિયાર છે કે, એની કોઇ જોડી ન મળે. એણે ઘણાંએ માણસોને ડૂબી મરતાં બચાવ્યાં છે, પણ એનાં આચરણો જોયાં હોય તો તોબા! એવો ખરાબ માણસ છે કે, જો એની એકાદી વાત સાંભળો તો ફરીથી તેનું મોઢું જોવું ન ગમે, પણ તેમ છતાં એણે ઘણા માણસોના જીવ બચાવ્યા છે; કારણ કે તરવાના હુન્નરમાં એના જેવો બીજો કોઈ ન મળે. એ બાબતમાં એની હિંમત અદ્ભુતજ!" એ પછી એક માણસે કહ્યું કે, "એક અમારો નાતીલો છે, તેની પાસે કાંઇ એવું જાદુ છે કે, સૌ કોઇ અજબ થઇ જાય. જે ચીજ માગો તે એ માણસ જ્યાં બેઠો હોય ત્યાં આવી પડે. બરફી જોઇએ તો બરફી, સાકર જોઇએ તો સાકર, ફૂલના હાર જોઇએ તો તે તૈયાર અને રેલવેની ટિકિટોનો પણ ઢગલો કરી આપે. અમે ઘણી વખત તેની મંગાવેલી મીઠાઈ ખાધેલી છે."

આ બધી વાતો સાંભળીને ત્યાં બેઠેલા એક ભક્તે કહ્યું કે, "એ બધી વાતો સાચી; કારણ કે આ દુનિયામાં બહુ રત્નો પડેલાં છે, એટલુંજ નહિ પણ દયાળુ પ્રભુએ માણસોને કેટલી બધી જાતની શક્તિ આપીને મોકલ્યા છે તેની કાંઈ હદ નથી; માટે માણસોથી ન બની શકે એવું આ જગતમાં કાંઈ પણ નથી. આમ હોવાથી જુદા જુદા માણસોમાં વત્તાઓછા જુદા જુદા ગુણો હોય છે. કોઇ ચાંદીનું સોનું બનાવે છે, કોઈ જમીનની અંદરનું ધન બતાવી આપે છે, કોઈ ભૂતભવિષ્યની વાતો કહે છે, કોઈ ફૂંક મારીને દરદો સારાં કરે છે

અને કોઈ મુડદાંઓને જીવતાં કરે છે. એ બધા ગુણો બહુ સારા છે અને તે જગતને જરૂરના છે; પણ એમાં કાંઇ મોટી વાત નથી; કારણ કે એવા ગુણોથી કે ચમત્કારોથી કાંઈ સ્વર્ગ મેળવી શકાતું નથી. માત્ર એટલાથીજ કાંઇ હૃદયમાં પ્રભુપ્રેમ આવતો નથી અને એથી કાંઇ પોતાનાં કે બીજાઓનાં પાપ ધોવાતાં નથી; એટલે એ ચીજો આપણે શું કામની? અમે તો તેનેજ મોટા મહાત્મા સમજીએ છીએ કે, જે પોતે પાપમાંથી છૂટી પ્રભુને ઓળખે અને બીજાઓને પાપમાંથી છોડાવી સ્વર્ગમાં લઈ જાય.

"જે સાધુએ સાપ ઉતાર્યો, તે સાધુ પેલા મિયાંભાઇને હિંસા કરતાં અટકાવી શક્યો? જે માણુસ ડૂબી મરતાંઓને બચાવે છે તે માણુસ પોતાનાં આચરણ સુધારી શક્યો? જે ફકીર ફૂંક મારીને રોગ સારા કરે છે તે ફકીર સારા થનાર માણુસના સ્વભાવ બદલી શકે છે? જે સાધુ ત્રાંબામાંથી સોનું બનાવી શકે છે તે સાધુ જેને સોનું બનાવી આપે તેનું કલ્યાણ કરી શકે છે? અને જે માણુસ પોતાની મરજી પડે તે ચીજો મંગાવી લોકોને અજબ કરે છે, તે માણુસ બીજાઓને પાપમાંથી છોડાવી શકે છે? કહો કે નહિજ. ત્યારે જેનાથી પોતાના આત્માનું કલ્યાણ ન થાય, પોતાના બંધુઓને ધર્મના રસ્તામાં ન લઇ જવાય અને પોતાના પેદા કરનાર, મોક્ષસુખ આપનારા મહાન પ્રભુને ન ઓળખાય તે ગુણો ને તે ચમત્કારો હરિજનોને શું કામના? ભાઇઓ! અમે એવી ચીજોની કાંઇ બહુ કિંમત સમજતા નથી અને એવા માણુસોને કાંઈ મોટા સમજતા નથી; પણ જે પોતે રૂડા થાય, પોતાનાં પવિત્ર આચરણોથી જગતમાં રૂડી અસર કરે, પોતાના બંધુઓને પાપથી છોડાવી પોતાની સાથે સ્વર્ગને દોરે, પોતાનાં શુદ્ધ અંતઃકરણો પ્રભુપ્રેમથી તરબોળ કરે અને જગદ્ગુરુ, આદિનાથ, સંસારસાગર તરવાની પાજરૂપ, સર્વશક્તિમાન, આનંદસ્વરૂપ, શાંતિદાતા મહાન પ્રભુને પોતે ઓળખે અને બીજાઓને ઓળખાવે તેનેજ અમે મોટા મહાત્મા કહીએ છીએ, તેનેજ અમે માનીએ છીએ, તેનેજ અમે નમીએ છીએ અને અમે તેવાજ થવા ઇચ્છીએ છીએ; કારણ કે એજ સાચો કીમિયો છે ને એજ સાચો ચમત્કાર છે. ભાઇઓ! જરા વિચાર તો કરો કે, જે ત્રાંબામાંથી સોનું બનાવે તે સાચો કીમિયાગર કે જે જીવમાંથી શિવ બનાવે તે સાચો કીમિયાગર? અને જે ફૂંક મારીને મુડદાંઓને જિવાડે તે મોટો

મહાત્મા કે જે નરકના અગ્નિમાંથી છોડાવીને અનંતકાળનાં મોક્ષ-ધામનાં સુખ અપાવે તે મોટો મહાત્મા? માટે ભાઇઓ! જેનાં પોતાનાં પાપ છૂટ્યાં હોય અને જે બીજાઓનાં પાપ છોડાવી શકે તેવા હોય, તે મહાત્માઓને શરણે જાઓ, તે સદ્ગુરુને શરણે જાઓ; એટલે તેની સાથે તમારું પણ કામ થઇ જશે. એ સંતો કેવા હોય તેને માટે હરિજનો કહે છે કેઃ–

**દોહરા**

સંત ન છાંડે સંતતા, કોટિક મિલે અસંત;
મલયાગિરિ ભુજંગ લગે, શીતલતા ન તજંત.
તન કર, મન કર, વચન કર, દેત ન કાહુ દુઃખ;
તુલસી પાતક જરત હે, દેખત ઉનકો મુખ.
તન કર, મન કર, વચન કર, કાહુકું દુઃખાવત નાહીં;
તુલસી એસે સંતજન, રામ હૃદય જગ માંહીં.
અષ્ટ સિદ્ધિ નવનિધકી, ઉરમેં લેશ ન આશ;
મુક્ત કહે તેહી સંતસેં, મિલે પ્રગટ અવિનાશ.
ગાંઠે દામ ન બાંધ લે, નહિ નારીસેં નેહ;
કહે કબીર તા સાધકી, હમ ચરનનકી ખેહ.
નર તન ધરી જાકું નહિ, સંત અસંત પિછાન;
મુકત કહે તાકો નહિ, કોટી જન્મ કલ્યાન.
બડભાગીસે હોત હે, સાચે સંતકી સેવ;
મુક્ત કહે તેથી રીઝત હે, અલખ નિરંજન દેવ.

---

## ૮૯–વિશાળ તળાવમાંથી આવતા મોટા નળોની સાથે જે પોતાની નળી જોડી દે, તેને ઘેર બેઠે પાણી મળે છે; તેમજ જે સત્સંગમંડળીમાં ભળી જશે તેને ઘેર બેઠે ઈશ્વરી જ્ઞાન મળવા લાગશે

મુંબઇમાં પ્રથમ પાણીનું બહુ દુઃખ હતું, પીવાલાયક મીઠું પાણી લોકોને સહેલાઇથી મળતું નહિ. થોડાક કૂવા હતા પણ તેમાંનું પાણી બહુ સારું નહોતું અને તે પણ થોડી વારમાં ખૂટી જતું, તેથી એ પાણી મેળવવા માટે ભારે દોડાદોડી ને બહુ ધક્કા-મુક્કી થતી હતી. એક ડોશી કહેતાં કે, "અમે રાતના ત્રણ વાગે ઊઠીને છેક કોટના મેદાનમાં પાણી ભરવા જતાં, એ વખતે પણ

ત્યાં ભીડ થઇ જતી અને જો જરા મોડાં પહોંચીએ તો પછી વાટકે વાટકે પાણી ઉલેચવું પડતું. એ તળિયાના પાણીમાં બહુ કચરો આવતો, તેથી એજ વખતે તે કામમાં આવતું નહિ. તેને ઘણો વખત રહેવા દઇએ ત્યારે કચરો નીચે બેસતો. એ પછી બેત્રણ વખત ગાળીએ ત્યારે ઘણા વખત પછી માંડ માંડ એ પાણી પીવાલાયક થતું. પાણીનું આવું દુઃખ જોઇને નામદાર સરકારે લોકો ઉપર દયા કરી થોડે દૂર ડુંગર ઉપર એક મોટું તળાવ બંધાવ્યું ને એ તળાવમાંથી આખા શહેરમાં બધે ઠેકાણે મોટા નળો મુકાવ્યા. એ મોટા નળની સાથે જે લોકોએ પોતાના નાના નળો જોડી દીધા, તેઓને વગર મહેનતે પોતાને ઘેર બેઠે છેક પાંચમે માળે પણ ચોખ્ખું મીઠું પાણી મળવા લાગ્યું અને જેઓએ એ મોટા નળોની સાથે પોતાની નળી ન જોડી તેઓ પાણી વિના હેરાન થવા લાગ્યા.”

આ દાખલો આપીને એક ભક્તરાજ મહારાજ કહેતા કે, આવીજ રીતે ઘણાજ પ્રભાવવાળા, સુંદર કાંતિવાળા, સંસારસાગર તરવાની પાજરૂપ, ધર્મને સ્થાપન કરનારા, પરમકૃપાળુ અવિનાશી પરમાત્માએ સનાતનધર્મનું પવિત્ર તળાવ બંધાવ્યું છે. એ તળાવમાંથી જે મોટા નળો નીકળ્યા, તે સત્સંગની મંડળીઓ છે, તે પ્રાર્થના કરવાનાં મંદિરો છે, તે હરિકથા કરવાની જગ્યાઓ છે અને તે ભજન કરાવનારી હરિજનોની મંડળીઓ છે. એ સત્સંગના મોટા નળ સાથે જે પોતાની નાની નળી જોડી દે, એટલે કે જે સત્સંગની મંડળીમાં મચ્યા રહે, જે જ્યારે બને ત્યારે અલૌકિક ઈશ્વરના અદ્ભુત મહિમાની કલ્યાણકારક વાતો સાંભળ્યા કરે, જે પોતાનાં ભાઇબહેન ભકતોની સાથે મળીને ભજન કરે અને જે સેવા કરતાં કરતાં સંતોના ચરણમાં પડ્યા રહે; તેઓના હૃદયમાં, જેનો પાર પામી શકાતો નથી, જેનું સ્વરૂપ સહેલાઇથી જાણી શકાતું નથી, જેમાં કોઇ પણ વખતે કાંઇ પણ ફેરફાર થતો નથી, જેને કોઇની પણ ઉપમા આપી શકાતી નથી, જેની કાંઇ પણ સીમા નથી, જે અપાર મૂર્તિવાળા છે, જે સ્વયંપ્રકાશ છે, જે અજન્મા છે, જે અચિંત્ય છે અને જે આનંદરૂપ છે, તે સર્વશક્તિમાન મહાન પ્રભુનું ચોખ્ખું સત્ય જ્ઞાન એની મેળે મેળે સત્સંગને પ્રતાપે ઘેર બેઠે મળવા લાગશે. માટે ભાઇઓ ! સુંદર મોટા તળાવમાંથી નીકળેલા મોટા નળની સાથે તમારો નાનો નળ જોડી દો, એટલે

કે ધર્મ પાળવા માટે ઊભી થયેલી સત્સંગની મંડળીમાં મળી જાઓ, હરિજનોના દોસ્ત થાઓ અને પ્રભુપ્રેમીઓના દોસ્ત થાઓ, એટલે તેઓની સાથે તમારો પણ બેડો પાર થઇ જશે; કારણ કે મહાત્માઓએ કહ્યું છે કેઃ—

**દોહરા**

બિન સત્સંગ ન હરિકથા, તા બિન મોહ ન જાત;
મોહ ગયે બિન રામપદ, હોત ન દઢ અનુરાગ.
સત્સંગ કો ફલ એહી હૈ, સંશય રહે ન લેશ;
રહે સ્થિર શુચિ સરલ ચિત્ત, જાને નહિ કો કલેશ.
એક ઘડી આધી ઘડી, આધીમેં પુનિ આધ;
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ.
બહુત પુન્ય કરી મિલત હે, જ્ઞાનીકો સંગ આય;
સબ ગ્રંથનકો તત્ત્વ સો, પલમેં દેત બતાય.
કોટિ જન્મ કે પુણ્ય જબ, ઉદય હોત એક સંગ;
છૂટત મનકી મલિનતા, અરુ ભાવત સતસંગ.
મિલન ચાહો પરબ્રહ્મકું, તો કરના સત્સંગ;
મુક્ત કહે સદ્ગ્રંથકો, એ સિદ્ધાંત અભંગ.
સર્વ સ્વર્ગ અપવર્ગ સુખ, ધરી તુલા એક સંગ;
તુલે ન તાહી સકલ મિલી, જો સુખ લવ સત્સંગ.

## ૯૦–આપણાં કામો પ્રભુને કેવી રીતે અર્પણ થઈ શકે?

ભક્તિમાર્ગનો એ મુખ્ય સિદ્ધાંત છે કે, આપણાં બધાં કર્મ પ્રભુને અર્પણ કરી દેવાં જોઇએ; તેથી ધર્મના દરેક ગ્રંથોમાં વારંવાર એ વાત આવ્યા કરે છે અને બધા મહાત્માઓ પણ પ્રસંગોપાત્ત એનો એ ઉપદેશ કર્યા કરે છે; છતાં પણ ઘણાં માણસો જેમ જોઈએ તેમ ખુલ્લી રીતે એ બાબત સમજી શકતાં નથી, તેથી તેનો વધારે ખુલાસો કરવાની જરૂર છે. એ માટે એક મહાત્મા કહેતા કેઃ–

અર્પણવિધિમાં ધર્મનાં ઘણાં અંગો આવી જાય છે ને એથી સહેલી રીતે આપણી જિંદગી સુધરી શકે છે. જેમકે ભગવદ્–ઇચ્છાને આધીન થઇને જિંદગી ગાળવાથી, એટલે કે જેમ પ્રભુ રાખે તેમ રાજી રહીને જિંદગીનાં કામકાજો કરવાથી, તે કામો પ્રભુને અર્પણ થઇ શકે છે. રાગદ્વેષ રાખ્યા વિના, આસક્તિ રાખ્યા વિના અને

ફળની ઇચ્છા રાખ્યા વિના ફરજ બજાવવાને ખાતર જિંદગીનું કર્ત-વ્ય સમજીને જે કામો કરવામાં આવે તે કામો પ્રભુને અર્પણ થઇ શકે છે. સર્વશક્તિમાન મહાન ઈશ્વર તરફ આપણું અંતઃકરણ સદા ઝૂકેલું રહે ને દર પળે તેનો ઉપકાર માનતાં માનતાં જિંદ-ગીની ફરજો બજાવ્યા કરીએ, તો તે કર્મો પ્રભુને અર્પણ થઇ શકે છે. જગતમાં ઈશ્વરી સ્નેહ વધારવા માટે પ્રભુપ્રીત્યર્થે આપણાં ભાઇ-બહેનોનાં કલ્યાણનાં જે કામો કરીએ, તે કામો પ્રભુને અર્પણ થઇ શકે છે. આપણી જિંદગી ઉત્તમ રીતે ગાળવા માટે અને પ્રભુને રસ્તે ચાલવા માટે શુદ્ધ અંતઃકરણથી આપણા પવિત્ર ધર્મના જે જે નિયમો પાળીએ, તે તે કર્મો પ્રભુને અર્પણ થઇ શકે છે. આપણો અહંભાવ છોડીને અને મહાન ઈશ્વરની કૃપા સમજીને જે કામો કરીએ તે કામો પ્રભુને અર્પણ થઇ શકે છે; અને સ્વાભા-વિક રીતેજ આપણો જીવ ઈશ્વર તરફ ખેંચાયા કરે, તેને માટે તલપ્યા કરે અને તેના વિરહથી રડ્યા કરે, એવી તાલાવેલીની સ્થિ-તિમાં જે કામો થાય તે કામો પ્રભુને અર્પણ થઇ શકે છે.

છાપામાં નામ આવે ને લોકોમાં વખાણ થાય તે સારુ જે કામો કરવામાં આવે, તે કામો પ્રભુને અર્પણ થઇ શકતાં નથી. માન મેળ-વવાની અને ખિતાબો મેળવવાની લાલચે જે કામો કરવામાં આવે તે કામો પ્રભુને અર્પણ થઇ શકતાં નથી. સગાંવહાલાં, મિત્રો અને નોકરો કે જેમનો આપણી ઉપર હક હોય, તેઓને કાંઇ જરાતરા આપીને મનમાં ફુલાયા કરીએ ને એમ સમજ્યા કરીએ કે અમે બહુ કરીએ છીએ, તે કામો કાંઈ પ્રભુને અર્પણ થઇ શકતાં નથી. ઘેર પુત્રપ્રાપ્તિ સારુ કે ધન મેળવવા સારુ જે જપતપ કરવા કે કરાવવામાં આવે તે આપણા સ્વાર્થનાં કર્મો પ્રભુને અર્પણ થઈ શકતાં નથી. લોકલાજને લીધે દેખાદેખીથી જે કામો કરવામાં આવે તે કામો પ્રભુને અર્પણ થઇ શકતાં નથી. દેશની, નાતની કે કુળની રૂઢિને લીધે ફરજિયાતપણે જે કામો કરવામાં આવે તે કામો પ્રભુને અર્પણ થઇ શકતાં નથી. મનમાં હલકી જાતની ઇચ્છાઓ ભરી રાખીને લોભે લોભે જે કામો કરવામાં આવે તે કામો પ્રભુને અર્પણ થઇ શકતાં નથી. જીવ બાળીને કે મન કોચવીને અને મોઢું બગાડીને જે કામો કરવામાં આવે તે કામો પ્રભુને અર્પણ થઇ શકતાં નથી. ધર્મગુરુઓ સંકલ્પ કરાવે, પાણી મુકાવે ને 'શ્રીકૃષ્ણાર્પણમસ્તુ' અથવા 'બ્રહ્માર્પણ' એમ મોઢેથી બોલાવે, તેથી

કાંઇ તે કામો પ્રભુને અર્પણ થઇ જતાં નથી અને દયાળુ ઈશ્વરે કૃપા કરીને આપણને રૂપિયો આપ્યો હોય, ત્યારે તેમાંથી પરાણે પરાણે ન ચાલે ત્યારે માંડ માંડ પાઇ બે પાઇ ખરચીને મનમાં મરડાયા કરીએ તે કામો કાંઇ ઈશ્વરને અર્પણ થઇ શકતાં નથી, પણ જ્યારે અંતરમાં એમ લાગે કે, 'હું તે કોણ? હું શું વિસાતમાં? મારું શું ગજું? મારાથી શું થઈ શકે? હું તો કાલ સવારે આગના ભડકા વચ્ચે ચિતામાં ફુંકાઈ જવાનો છું. જે બલિહારી છે તે તો મારા નાથની છે. જીવન આપવા વખતે પણ તેણે મને પૂછ્યું નથી અને મરણ વખતે પણ તે કાંઇ મને પૂછવાનો નથી. હું તો ખાલી હાથે પાછો જવાનો છું. મારું અહીં શું છે? જે છે તે મારા પ્રભુનું આપેલું છે, માટે તેને અર્થે તેના પવિત્ર નામથી મારાં ભાઇબહેનોને આપવું એ મારી ફરજ છે. એમાં હું નવાઇ શું કરું છું કે અભિમાન કરું? ને મારું મારું કર્યા કરું? એટલુંજ નહિ પણ મારે હાથે કરીને જો કાંઇ બને તો મારે તો ઊલટો તેનો ખાસ વધારે ઉપકાર માનવો જોઇએ, કારણ કે તેણે કૃપા કરીને મને પોતાનું ઐશ્વર્ય ને પોતાના ગુણો આપ્યા ત્યારે મારાથી કંઈક બની શકે છે; નહિ તો મારાથી શું બને? મને માત્ર નિમિત્ત થવામાં તેણે પસંદ કર્યો એ તેમનીજ કૃપા છે; કારણ કે જો તેણે મને જિંદગી ન આપી હોત તો હું શું કરી શકત? મને કોઇ મહારોગી બનાવ્યો હોત તો હું શું કરી શકત? મને સારી બુદ્ધિ ન આપી હોત તો હું શું કરી શકત? મને ધન ન આપ્યું હોત તો હું શું કરી શકત? મને આવો રૂડો ધર્મ ન આપ્યો હોત તો હું શું કરી શકત? અને જો તે સર્વશક્તિમાન પરમ કૃપાળુ પિતા તરફથી મને ઘણી જાતની અનુકૂળતા ન મળી હોત તો હું કાંઈ પણ કરી શકત નહિ.' માટે ભાઇઓ! શુદ્ધ અંતઃકરણથી એમજ સમજો કે, 'હે અનંત બ્રહ્માંડના નાથ! જે બલિહારી છે તે તારીજ છે, જે ખૂબી છે તે તારીજ છે, જે તત્ત્વ છે તે તારુંજ છે અને જે જીવન છે તે તારુંજ છે. મારું એમાં કાંઈ પણ નથી. હું તો નિમિત્તમાત્ર છું.' આમ સમજીને ઝૂકી પડેલા હૃદયથી કાંઇ પણ સ્વાર્થ વિના ઉત્તમ લાગણીથી પ્રભુપ્રીત્યર્થે જે કામો કરવામાં આવે, તે કામો એની મેળે મેળે ઈશ્વરને અર્પણ થઈ જાય છે; માટે ભાઇઓ! એવી રીતે પ્રભુનો મહિમા સમજીને, જગતનું મિથ્યાપણું સમજીને અને જગતના જીવો સાથેની ઈશ્વરી

સગાઈ સમજીને પ્રભુપ્રીત્યર્થે નિષ્કામ કર્મો કરવાની તજવીજ કરો.

**દોહરો**

તુલસી જગમેં યું રહે, જ્યું જીભ્યા મુખમાંહિ;
ઘીવ ઘણા ભક્ષણ કરે, તોભી ચિકની નાંહિ.

## ૯૧--આપણે બધી વાતમાં પક્કા પણ પ્રભુભજન-માંજ કાચા, એમ કાં?

દુનિયાદારીની ઘણી બાબતોમાં આપણે કેટલું બધું ધ્યાન આપીએ છીએ અને વ્યવહારનાં ઘણાં કામોમાં આપણે કેટલા બધા પક્કા છીએ તે કાંઈ કોઇના ધ્યાન બહાર નથી; કારણ કે આપણી અને આપણા પડોશીઓની જિંદગીના વ્યવહારમાં દર રોજ આપણે જોઇએ છીએ કે, હજી તો જમવાનો વખત થયો ન હોય એટલી વારમાં તો 'કેમ ભટ્ટ! કેટલી વાર? એ કયાં ગઈ? જલદી કર, બહુ ભૂખ લાગી છે.' એ પછી જમવા બેસીએ ત્યારે કહીએ છીએ કે, 'આ કઢી બરાબર નથી, એમાં મીઠા લીંબડાની ખામી છે, આજે પત્તરવેલિયાં બહુ મજાનાં બન્યાં છે, પણ હજી જો એમાં આંબલી જરા વધારે હોત તો કાંઇ ઓર મજા પડત, ગરીબ માણુસ સમજીને આપણે ચલાવી લઇએ છીએ, બાકી આ રસોઇયો બરાબર નથી; જુઓ આજે ભાત ગાળી નાખ્યો છે; અરે યાર! તમે લોભ કરો છો. આ પોરિયાથી કાંઇ ચાલે? કોઇ ફક્કડ રસોઇયો રાખો; બેચાર રૂપિયા વધારે આપવા પડે તો શું થયું? પણ ખાધેપીધે તો સુખી થઇએ.'

એ પછી પાણી પાવાની વાત આવે ત્યારે પણ એમજ કે, 'આપણા કૂવાનું પાણી બગડી ગયું છે હો, એ કોઈ પીશો મા! રામા! મીઠી વાવનું પાણી લાવજે. અરે કયાં ગઇ? સાંભળે છે કે? છાપામાં આવ્યું છે કે, નળના પાણીમાં જીવડાં પડી ગયાં છે, માટે ધ્યાન રાખીને ગાળજે. આપણો દૂધવાળો દેખાય છે તો સારો, પણ મને એના દૂધનો ભરોસો નથી; એ લોકો દગો કર્યા વિના રહે નહિ; ભીખુને કહી દો કે પાસે ઊભો રહીને ભેંસ દોવરાવજે. આ દાડમનું શરબત બહુ ફર્સ્ટકલાસ કે, પણ બહુ મોંઘું છે એ પીડા છે. સાંભળ્યું? બધા બેઠા હોય ત્યારે એ શીશો કાઢીશ મા! તું તો જાણે નવલખી નાગરદાસની દીકરી! બધાંની વચ્ચે શરબ-

તનો શીશો લાવીને મૂકે ને સૌને તાણુ કરી કરીને પાય; પણ એક એક શીશાના બાર બાર આના પડે છે, એ કાંઇ ખબર છે?' ભાઇઓ! આવી રીતે આ બધી બાબતોમાં આપણે પક્કા, પણ ધર્મની વાતમાં સાવ મોટું મીંડું! એનું કાંઈ ધાર્યું? આ બધી બાબતોમાં આપણે જેટલું ધ્યાન રાખીએ છીએ, જેટલા ઊંડા ઊતરીએ છીએ, જેટલી માથાકૂટ કરીએ છીએ અને વારે વારે એની એ વાતો જેટલી કરીએ છીએ, તેટલી કોઈ દિવસ પ્રભુની વાતો કરીએ છીએ? નહિ; કારણ કે આપણને જેવાં દુનિયાદારીનાં ઘડીક વારનાં માયિક સુખો વહાલાં છે, તેવો પ્રભુ વહાલો નથી, તેથી આપણે આપણા નજીવા સ્વાર્થમાં પક્કા છીએ અને ઈશ્વરી આનંદ લૂંટવામાંજ કાચા છીએ.

એ પછી સૂવાનો વખત થાય ત્યારે પણ એમજ. 'આજે પણ ખાટલો ન ઉખેળ્યો કે? આઠ દિવસ થયા સુખે સૂવાનું નથી, તોપણ આંખ નથી ઊઘડતી કે? ગાદલાં કઠણ થઇ ગયાં છે, એને પણ ઉખેળીને ફરી ભરાવી લો. આટલાં બધાં ગાદલાં પડયાં છે ને એક ગાદલું શું કરવા પાથરો છો? મારા પલંગ ઉપર બે ગાદલાં પાથરજો. આપણા પટેલ બહુ બેદરકાર છે; જો, હજી ઓછાડ નથી બદલ્યા, એ કયાં ગયો?' પટેલે કહ્યું: 'સાહેબ!' શેઠે કહ્યું: 'સાહેબ સાહેબ કરીને વાત શું ઉડાવે છે? ઓછાડ કેમ નથી બદલ્યો?' પટેલે કહ્યું: 'ધોબીને ત્યાંથી હજી ખેપ આવી નથી.' શેઠે કહ્યું: 'જેવો તું, તેવો ધોબી. બધી મુડદાં કંપની મારે ત્યાં કયાંથી ભેળી થઇ? સાત કલાક સૂવું તો જોઇએ? ડૉકટર કહે છે કે, બરાબર ઊંઘશો નહિ તો માંદા પડશો.' આમ હોવાથી ઊંઘ ન આવે તોપણ કલાકના કલાક સુધી પથારીમાં પડયા પડયા શેઠ પડખાં ફેરવ્યા કરતા હતા, પણ મીઠી ઊંઘ આવતી નહોતી; કારણ કે પેટનું અજીર્ણ, વ્યાજ ભરવાની ફિકરો, મનમાં ઊઠતા સેંકડો જાતના વિકારો, કેટલીક જાતની જામી ગયેલી બૂરી ટેવો, હૂંડીઓ ભરવાની મુદતો, નાણું સાચવવાની ફિકર અને અપલક્ષણવાળાં છોકરાંઓ, એ બધાં દુઃખોમાં ઓછાડ બદલે ને ગાદલાં બદલે ઊંઘ કયાંથી આવે? અને તેમ છતાં આપણી ચતુરાઈ એમાંજ રહી જાય છે; પણ મહામંગળકારી પરમકૃપાળુ શાંતિદાતા સચ્ચિદાનંદસ્વરૂપ ઈશ્વર તરફ આપણું લક્ષ જતું નથી, એ આપણાં કમભાગ્ય તો જુઓ!

એ પછી હવે કપડાંની વાત સાંભળો. 'મેં તને કહ્યું નહોતું કે, મારી ચોળી ઉપર એવી ધૂળ જેવી ઝાલર નહિ ચાલે. ઉખેડ

ફરીથી ને કર બરાબર. મોટી દુકાનવાળો થયો છે તે જોયો! જા જા, હજામત કર. તારા શેઠને કહેજે કે, આવી રીતે કાંઇ મને નહિ ચાલે. જો ન બને તો ના પાડો, એટલે બીજે ઠેકાણે કામ સોંપીએ. તમારી ઉપર કાંઇ ફૂમતું નથી ટાંગ્યું! મુંબઇમાં તો છપ્પનસો દુકાનો છે. આ કોર છે મજાની, પણ તે જાપાની સાડી ઉપર ન શોભે. આ મખમલ નમૂના પ્રમાણે મળતી નથી, બહુ ધ્યાન રાખીને જુઓ તો જણાશે કે, જરા રંગમાં ફેર છે. એવો ફેર મારી પાસે ન ચાલે. જો ઝભલામાં ઝીક ભરવાની છે હો! હું તને સાફ કહું છું કે, જાડું મોટું કામ મારે ત્યાં નહિ ચાલે. મને પસંદ નહિ પડે તો હું પાછું આપીશ ને મજૂરી તારે માથે પડશે. અગાઉ પોલકાંના પૈસા કાપી લીધા હતા એ યાદ છે કે? માટે જો તારાથી બને તેમ હોય તો હા પાડજે, નહિ તો ચોખ્ખી ના પાડી દે, એટલે હું બીજી તજવીજ કરી લઉં. વાયદામાં એક કલાકનો ફેર પણ નહિ ચાલે. તું જાણે હું હમણાં હાએ હા કર્યા કરું ને પછી ધક્કા ખવરાવ્યા કરું, એમ નહિ ચાલે. મારી પાસે ચોખ્ખું કામ જોઇએ.' આવી રીતે શેઠાણી કપડાંને માટે દરજીને ધમકાવતાં હતાં, ભાઇઓ! જરા વિચાર કરો કે, આવી સફાઇથી, આવી ચોખવટથી, આવી લાગણીથી, આવા જોસથી ને આવી ભભકભરી રીતે આપણને ધર્મની વાતો કરતાં કે ધર્મનાં કામ કરતાં આવડે છે? કહો કે નહિજ; ત્યારે આ બધી પક્કાઇ આપણને મૂઆ પછી શું કામ આવશે? એ તો જરા વિચારો!

એ પછી, 'હવે આપણી બચુનાં લગ્ન આવ્યાં. હમણાં છીએ તો જરા તાણાતાણમાં, પણ કાંઇ આબરૂ પ્રમાણે કર્યા વિના છૂટકો છે? વાડી લખાવી આવ્યો છું, વાજાંવાળા સાથે નક્કી કર્યું છે, વીજળીની લાઇટની ગોઠવણ થઇ જશે, નાત એક કરવી કે બે તેના વિચારમાં છું. કાકા કહે છે કે, આપણી આબરૂ પ્રમાણે બે નાતો કરવી જોઇએ. હવે બને તે ખરું. આપણા શેઠ કહે છે કે, નાચ કરાવ્યા વિના નહિ ચાલે. મેં કહ્યું કે, દીકરીના લગ્નમાં નાચની કાંઇ જરૂર નહિ. આપણા બાબુડાના લગ્ન થશે ત્યારે નાચ કરાવીશું; પણ શેઠ કહે છે કે, એમ નહિ ચાલે. કાલની કોને ખબર છે? બાબુડાનાં લગ્નને હજી પાંચ વરસની વાર છે. એ વખતે નાચ કરાવશો તેમાં શું નવાઇ કરશો? એક નાચે છૂટકો થવાનો છે? એ વખતે તો દુનિયા અજબ થઇ જાય તેવી ધામધૂમ કરવાની છે. તમે

જુઓ તો ખરા, જો આ વરસ પાધરું ઊતર્યું તો લગ્ન એવાં કરવાં છે કે, આપણી આખી નાતમાં કોઇએ ન કર્યાં હોય તેવાં સૌથી સરસ. મેં નાચની ના પાડી છે પણ કર્યા વિના છૂટકો નહિ થાય. વેવાઇનાં સગાં સામટાં છે, માટે પહેરામણીની તજવીજ હમણુંથીજ કરવી પડશે, એ કામ તારે માથે છે હો ! આપણને એમાં કાંઇ ખબર ન પડે; કોને આપવું ને કોને ન આપવું એ તું જાણે. હું તને સાફ કહું છું કે, એમાં લોભ કરીશ મા; પોણિયું થવા ન દેવું, સૌથી સવાયું થાય એમ કરવું. હજી લગ્ન આડા ત્રણ મહિના છે, તોપણ મને બહુ ફિકર થયા કરે છે કે, એટલી ટૂંકી મુદતમાં આપણે બધાં કામને કેમ પહોંચી વળીશું. વધારે ટાઇમ મળ્યો હોત તો ઠીક થાત. હવે તું ઢીલ રાખ મા, આજથીજ સાડીઓબાડીઓ ભરાવવા માંડ.'

ભાઇઓ ! જરા વિચાર કરો કે, આવી છૂટથી ને આવી ઉદારતાથી આપણે કોઇ દિવસ ધર્મનાં ભલાં કામોમાં પૈસા ખરચીએ છીએ ? આવી પક્કાઇ ને આવી અગાઉથી તૈયારીઓ અનંત બ્રહ્માંડના નાથના વહાલા થવા માટે આપણે કોઇ દિવસ કરીએ છીએ ? અને બેચાર દહાડા ધામધૂમ કરી લેવાના કામમાં આપણે આપણા દોસ્તોની મદદ તથા સલાહ લઇએ છીએ, પણ અનંતકાળના મોક્ષસુખ માટે ધર્મના નિયમો પાળવા સારુ તથા ધર્મનાં કામો કરવા સારુ કોઇ દિવસ મિત્રોને મદદમાં લઇએ છીએ ? કહો કે નહિજ. ત્યારે વિચાર કરો કે, લગ્નના નાચો મૂઆ પછી પ્રભુના દરબારમાં આપણને શું કામ આવશે ? માટે ભાઇઓ ! ધર્મમાં પક્કાઇ રાખતાં શીખો, પ્રભુમાં પક્કાઇ રાખતાં શીખો !

એ પછી, 'કેમ ડોશી ચાલ્યાં ? ઓચિંતાં હો, અમને તો ખબર પણ નહિ. હા બાઈ ! ઘરડાં માવતર હતાં. બે વરસ બેઠાં હોત તો માથે ઢાંકણ હતું, હવે અમે બધાં ઉઘાડાં પડી ગયાં, પણ આજના વખત પ્રમાણે જોતાં એ તો નસીબદાર થઇ ગયાં. જુઓ, હવે કાલથી ગરુડપુરાણ બેસશે, તે સાંભળવા આવજો. છમાસી ઉપર ભાગવતની સપ્તાહ બેસાડીશું ને પછી જાત્રા જઇશું. બ્રાહ્મણોની ચાર નાત કરવા વિચાર છે. એની પછવાડે તો જેટલું કરીએ એટલું થોડું. વખત બદલાઇ ગયો તોપણ કાંઇ લોકલાજ પ્રમાણે ઊભા રહ્યા વિના ચાલે તેમ છે ? મારી મરજી છે કે, માની પછવાડે હાંડાનું લાણું થાય તો ઠીક; પણ નાનો ભાઇ જરા સુધરેલો છે. તે

કહે છે કે, એવા ખોટા ખર્ચ કરવામાં કાંઇ વળે નહિ. માના નામથી કન્યાશાળામાં સ્કોલરશીપ અપાયા કરે એમ કરવું છે, અને તે ખરું; નવી ભાભી ! બપોરે તમે નહોતાં ત્યારે વેવાણ આવી'તી, તેને તો રડતાં પણ નથી આવડતું, મોં વાળતાં પણ સરખી રીતે ન આવડયું. આવડી મોટી ભેંસ જેવડી છે પણ માંહી કાંઈ ન મળે. ઊલટી બધાંને હસાવી ગઇ; તેથી મારાથી તો ન રહેવાયું, એટલે મેં તો કહ્યું કે, વેવાણ ! હમણાં રોતાં નથી આવડતું પણ તમારી સાસુ મરશે ત્યારે શું કરશો ? એ વખતે જો સરખી રીતે નહિ રડો તો આખી નાતમાં ફજેતો થશે. એ સાંભળીને બહેને કહ્યું કે, સાસુ વહાલાં હશે તો તુરત રોતાં આવડશે. ભાભીએ કહ્યું કે, રોતાં ન આવડે એ તો બહુ ખોટું. બાયડીઓને રોતાં તો જરૂર આવડવું જોઇએ. હવે તમારી દાદી મરે ત્યારે રોવું શીખી લેજો.'

ભાઇઓ ! આ અજાયબી તો જુઓ ! દુનિયાદારીનો આપણો મોહ તો જુઓ ! વ્યવહારની રીતભાતની ગુલામગીરી તો જુઓ ! અને આપણી મૂર્ખતા તો જુઓ કે, રોતાંકૂટતાં ન આવડે તો નાત-જાતમાં આબરૂ જાય; પણ પ્રભુને માટે દરકાર ન રાખીએ તેનું કાંઇ નહિ ! ! લોકલાજ સારુ મુડદાની પછવાડે ચાર નાત, પણ પ્રભુને નામે મીંડું ! ! અને આવી હલકા પ્રકારની નકામી વાતો કરવામાં ને સાંભળવામાં જેવો રસ લાગે છે, તેવો રસ કોઇ દિવસ પ્રભુના પવિત્ર નામની માળા ફેરવવામાં લાગ્યો છે ?

ભાઇઓ ! આવી રીતે હજી તો અઘરણીના લહાણુ–કોડ, સુવાવડની રીતભાતો, વેશવાળના વરજોળા, પાડોશીઓ સાથેની લડાઇઓ, સ્કૂલોનાં તોફાનો અને ધંધારોજગારની મારામારીઓ વગેરેની ઘણીએ વાતો કહેવાની રહી જાય છે. એ બધી વાતોમાં આપણે બહુ પક્કા છીએ, એટલુંજ નહિ પણ જેટલી પક્કાઈ જોઇએ તે કરતાં પણ સેંકડોગણી વધારે પક્કાઇ છે. માત્ર એકજ બાબતમાં આપણે કાચા રહી જઇએ છીએ. એ બાબત તે ધર્મ છે, એ બાબત તે આત્માનું કલ્યાણ છે અને એ બાબત તે સર્વશક્તિમાન પરમકૃપાળુ મહાન પિતા પરમાત્માને ઓળખવો એજ છે. એ ખાસ જરૂરની મોટામાં મોટી બાબતમાંજ આપણે તદ્દન કાચા રહી જઇએ છીએ. આ મજા તો જુઓ, કે જ્યારે લેવાદેવાની વાત આવે ત્યારે એકના સવાયા–દોઢા, પણ જ્યારે ધર્મની વાત આવે ત્યારે ભક્ત જોવા હોય તો માલના મૂળગા. ઠરેલ વ્યવહારચતુર

માણસ હોય તો લાખના બાર હજાર અને સંસારી માયાવાદીઓ તો એ બાબતમાં અગાઉથીજ દેવાળાં ફૂંકી દે છે. ભાઇઓ! વિચાર કરો કે, આવી પોલ કેમ ચાલશે? જે વાતો ઘડીક વારની છે, જે બાબતો દુઃખદાયક છે, જે રિવાજો અજ્ઞાનપણાના છે, તે બધામાં તન્મય થઈ જવું, તે બધામાં તન, મન, ધન અર્પણ કરી દેવું તથા તે બધામાં અમૂલ્ય જિંદગી ગુમાવી નાખવી અને જે આપણને તથા અનંત બ્રહ્માંડોને ઉત્પન્ન કરનાર છે, તે સર્વશક્તિમાન મહાન ઈશ્વર તરફની ફરજો બજાવવામાં પૂરેપૂરી બેદરકારી; મોક્ષધામનાં, અનંતકાળનાં અખંડ સુખોને લાત મારવી અને જિંદગીની સાર્થકતા કરી લઇ, ઈશ્વરી ઐશ્વર્યના માલિક થઇ ઈશ્વરની હજૂરમાં રહેવાની દરકાર ન કરવી, એથી મોટી મૂર્ખતા બીજી કઈ? માટે ભાઇઓ! જેમ બધી વાતમાં પક્કા છો, તેમ ધર્મમાં પણ પક્કા થાઓ, પ્રભુમાં પણ પક્કા થાઓ; કારણ કે એ વિના દુનિયાદારીની બીજી કોઈ પણ ચતુરાઈથી આરો આવે તેમ નથી. માટે ફરી ફરી કહીએ છીએ કે, ધર્મ જાણવામાં અને ધર્મ પાળવામાં પક્કા થાઓ અને પ્રભુનું સ્વરૂપ સમજવામાં તથા પ્રભુનો મહિમા જાણવામાં પક્કા થાઓ.

### દોહરા

ભજન કેમ કરતો નથી પાજી રે, સીતારામ કેમ થાશે રાજી? (ટેક)
મહાદુઃખ ભોગવીને માયા મેળવી, તેને ઊંધો બેઠો દાટી; (૨)
ખાધું નહિ, ખવરાવ્યું નહિ, પછે જાતાં ફૂટે છાતી—ભજ૦
વિષય ભોગવતાં વંશ વાધ્યું, ને મુને ત્રૂઠાં માજી; (૨)
મમતાની ઘાણીએ ફેરા ફરે, પછી તૃષ્ણા થઈ તાજી—ભજ૦
સોનું પહેરીને શોભા દેખાડે, ને માળામાં મન રાજી. (૨)
ભક્તિ વિના ભૂંડા હાલ તમારા, એમ કહી ગયા પંડિત કાજી—ભજ૦
માયાની ટીપણે લાહ લાગી, તેને શું રે બેઠો ચાટી; (૨)
કહે પ્રીતમ ભાઈ હરિ ભજ્યા વિના, અંતે સહુ ધૂળમાટી—ભજ૦

## ૯૨–આપણા આત્માથી પરમાત્મા સુધી દોરડાં વિનાનો જે કુદરતી તાર છે તેનું નામ શ્રદ્ધા છે

અનેક ઠેકાણેથી વારે વારે આપણને એમજ કહેવામાં આવે છે કે, શ્રદ્ધા રાખો, શ્રદ્ધા રાખો; પવિત્ર શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખો

અને સર્વશક્તિમાન મહાન ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખો. આ ઉપદેશ આપણે છેક નાના હોઇએ ત્યારથી માંડીને મરી જઇએ ત્યાંસુધી આપવામાં આવે છે અને તેમ છતાં પણ શુદ્ધ અંતઃકરણથી આપણે જરાએ સાત્વિક શ્રદ્ધા રાખી શકતા નથી, એનું કારણ શું? એનું કારણ એજ છે કે, શ્રદ્ધા એટલે શું તે આપણે ખુલ્લી રીતે સમજી શકતા નથી. જો શ્રદ્ધાનું ચોખ્ખું સ્વરૂપ આપણને સમજાઇ જાય તો જરૂર આપણે શ્રદ્ધા રાખી શકીએ. એ સ્વરૂપ સમજવા માટે એક સાધુ કહેતા કે, “હાલમાં વાયરલેસ ટેલિગ્રાફ એટલે તારનાં દોરડાં વિના તારનો સંદેશો પહોંચે એવી યુક્તિ નીકળેલી છે. એ યુક્તિવાળો સંચો જ્યાં ગોઠવેલો હોય ત્યાં હજારો ગાઉ દૂરના બીજા એવા સંદેશાઓ પહોંચી શકે છે. એ બે સંચાની વચ્ચે આપણે સાદી આંખે જોઇ શકીએ એવો કાંઇ પણ સંબંધ હોતો નથી, છતાં પણ સંદેશા પહોંચી શકે છે; કારણ કે આપણે સાદી આંખે ન જોઇ શકીએ તેવી સૂક્ષ્મ વીજળી આખા જગતમાં ભરેલી છે. એ વીજળીને લીધે અમુક જાતની યુક્તિથી ધારેલા મુકામે સંદેશા પહોંચી શકે છે; તેમજ એ સૂક્ષ્મ વીજળીની માફક પ્રભુ પણ સર્વવ્યાપક છે, એટલુંજ નહિ પણ તે પરમકૃપાળુ પિતા સર્વ જાણનારા તથા સર્વશક્તિમાન છે અને શ્રદ્ધા તે આપણા હૃદયમાં ગોઠવાયેલો સંચો છે. એ સંચો પ્રભુ સુધી આપણો સંદેશો પહોંચાડી શકે છે અને પ્રભુની પ્રેરણા આપણા અંતરમાં લાવી શકે છે. આ બધું કેમ થાય છે તે દુનિયાદારીના વ્યવહારની જાડી નજરે જુઓ તો કાંઇ સમજાય તેમ નથી; પણ ધર્મની ઊંડી નજરે જુઓ, મહાત્માઓની ગેરન્ટી સામે જુઓ, જ્ઞાનદૃષ્ટિએ જુઓ અને હૃદયની ભાવનાથી જુઓ તો તે સમજી શકાય તેમ છે; માટે ભાઇઓ! વિચાર કરો કે, લોખંડ અને લાકડાં જેવી જડ વસ્તુઓના સંચા મારફતે જ્યારે દોરડાં વિના સંદેશાઓ પહોંચી શકે છે, ત્યારે પવિત્ર અંતઃકરણમાંથી નીકળેલા ઊંડી શ્રદ્ધાના ઉત્તમ સંદેશાઓ સર્વશક્તિમાન પરમાત્માને કેમ નહિ પહોંચી શકે? જો તમારી શ્રદ્ધાનો સંચો સાફ હશે તો જરૂર ત્યાં તમારા સંદેશાઓ પહોંચશેજ; અને જો ત્યાં સંદેશાઓ પહોંચશે તો તેનો જવાબ પણ તમોને મળશેજ, એમાં કાંઈ પણ સંદેહ નથી. માટે ભાઇઓ! મહાન પ્રભુની સાથે વાતચીત કરવાનો દોરડાં વિનાનો સંચો કે જેને મહાત્માઓ શ્રદ્ધા કહે છે, તેને

વધારવાની અને પવિત્ર રાખવાની તજવીજ કરો.”

**૫૬**

સુખ છે તમારા શરણુમાં હો શામળિયાજી;
એ મારા ગુરુએ કહ્યું કરણુમાં ઓ શામળિયાજી. (ટેક)
જપ તપ તીરથ ચારે પદારથ, (૨)
એ મારા પ્રભુજીના ચરણુમાં હો શામળિયાજી–સુખ છે૦
પ્રેમે કરીને મારે મંદિરે પધારો વહાલા, (૨)
ન જોશો જાત કુળ વરણુમાં હો શામળિયાજી–સુખ છે૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણુ વહાલા, (૨)
આડે આવજો મારા મરણુમાં હો શામળિયાજી–સુખ છે૦

## ૯૩–દુનિયાદારીની જંજાળો સહેવા છતાં પ્રભુને ન ભૂલવા, એમાંજ ખૂબી છે

કેટલાક નબળા મનના માણુસોને એમ લાગ્યા કરે છે કે, સાધુ થઈ જઇએ તો નિરાંતે ખૂબ ભક્તિ થાય. આવી સમજને લીધે ઘણા માણુસો ત્યાગી થઇ જવાનો વિચાર કર્યા કરે છે; પણુ એમ વિચારતા નથી કે, તીવ્ર વૈરાગ્ય આવ્યા વિના કુટુંબસ્નેહ છોડવો એ મહાપાપ છે; તેથી મહાત્મા ઋષિઓએ આપણાં પવિત્ર શાસ્ત્રોમાં કહેલું છે કે, ચારે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ સૌથી મોટો આશ્રમ છે; કારણુ કે બીજા ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમને આધારે છે. એવા ભગવદ્ ઇચ્છાથી આવી મળેલા પવિત્ર ગૃહસ્થાશ્રમની ફરજો તજી દેવી એ મોટો અપરાધ છે; અને આપણે માથે સગાંઓનાં, દોસ્તોનાં, પાડોશીઓનાં, રાજ્યનાં, ગુરુઓનાં, પિતૃઓનાં તથા દેવોનાં જે જે કરજો છે, તે ચુકાવ્યા વિના સાધુ થઇ જવું તેને શ્રીકૃષ્ણુ ભગવાને શ્રીમદ્ભગવદ્ગીતામાં નપુંસકપણું કહેલું છે. એવા નપુંસક થઇને પછી ભક્તિ કરવી તેમાં પુરુષાર્થ શું? માટે ગૃહસ્થાશ્રમના ધર્મ પાળવા ને તેમ છતાં ભક્તિ કરવી એજ ઉત્તમ ભક્તિ છે. એ માટે એક સાધુ મહારાજ કહેતા કેઃ–

“અમે ઘરબાર છોડ્યાં, બાયડીછોકરાં તજ્યાં, ધંધારોજગાર મૂકયા અને પારકા માલ ઉડાવવા લાગ્યા, પારકા બંગલા વાપરવા લાગ્યા, પારકી તૈયાર રસોઈ જમવા લાગ્યા, આખો દિવસ આરામમાં રહેવા લાગ્યા અને મોટા બની જગતમાં પૂજાવા લાગ્યા. આવી

રીતે માલમાલ ખાઇને, પૂજાઓ લઇને ભક્તિ કરવી તેમાં શું નવાઈ? એ તો સૌ કરે પણ ભક્તિ તો તમારી સાચી છે કે, દુનિયાદારીની બધી જંજાળો સહન કરો છો ને તેમ છતાં તેમાંથી બચીને ભક્તિ કરો છો. માટે ભાઇઓ! બલિહારી તો તમારી છે. માંદાંસાજાં મસ્તીખોર છોકરાંઓને સાચવો છો, વિચિત્ર પ્રકારના કુદરતી નબળા સ્વભાવવાળી બાયડીઓને રાજી રાખો છો, વૃદ્ધ માબાપની સેવાચાકરી કરો છો, ધંધારોજગારનો મોટો બોજો ઉપાડો છો, સગાંવહાલાંના કર ચૂકવો છો, સાળાસાળીઓની મશ્કરીઓ ખમો છો, વેવાણોનાં વાંકાંચૂકાં વચનો સહન કરો છો અને જગતના જીવોના કલ્યાણમાં રહી ધર્મમાં ધ્યાન રાખો છો; માટે સાચી ભક્તિ તો તમારી છે અને બલિહારી તો તમારી છે; કારણ કે હૃદયમાં ઘણી જાતના ઘા વાગેલા છતાં સામા ઊભા રહીને લડ્યા કરો છો; માટે ખરા બહાદુર તો તમે છો. અમે સાજાતાજા પ્રભુના પગારદાર સિપાઇઓ લડીએ તેમાં નવાઇ શું? પણ તમારા જેવા ચોતરફથી ઘાયલ થયેલા વગર પગારના સિપાઇ લડે એજ ખૂબી છે ને એજ સૌથી વધારે ઇનામને લાયક છે; કારણ તમે ગૃહસ્થ છો માટે વગર પગારના સ્વયંસેવક છો અને અમે સાધુ છીએ માટે પ્રભુના પગારદાર નોકર છીએ. પગારદાર નોકરો લડે એમાં નવાઇ શું? એ તો એમની ફરજજ છે, પણ એ ખાતાના નોકર ન હોય તેવા બિનપગારદાર માણસો લડે એજ મોટી વાત કહેવાય. માટે ભાઇઓ! અમારા કરતાં તમે મોટા છો; કારણ કે કુંટુંબની વ્યાધિઓ, ધંધારોજગારની પીડાઓ અને દુનિયાદારીની જંજાળો છતાં પણ તમે ભક્તિ કરો છો, તેથી હરિની હજૂરમાં તમારાં ઇનામો બહુ મોટાં છે, માટે વિનાકારણ સાધુ બની જવાની નબળી ઈચ્છા નહિ રાખતાં સંસારમાંજ રહીને પરમ કૃપાળુ પરમાત્માની ભક્તિ કરો; ભક્તિ કરો! કારણ કે એમાં વધારે બહાદુરી છે અને પરમ કૃપાળુ મહાન ઈશ્વરની હજૂરમાં એનાં ફળ બહુ મોટાં છે.”

## ૫૬

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઈ જાવું;
નથી કરવાં ભગવાં કાંઇ, નથી ભેગું કરી ખાવું—નિ૦
જો પૂરવે તો ભગવાં કરજો, પૂરવે ઉજ્જવળ રાખો;
રખે દુખવો સામા જીવને, સુખ સામાનું તાકો—નિ૦

એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો;
કિયા જોગીને રામજી મળિયા, એવો એક બતાવો—નિ૦
કંઈ નાઠા રાંડોને રોષે, કંઇને ન મળી નારી;
કોઈ સ્વાદે, કોઈ કરજે નાઠો, કેમ રીઝે ગિરધારી—નિ૦
મહેતો, મીરાં ને પ્રહ્‌લાદ, સેનો નાપિક નાતિ;
ધનો,પીપો,રોહિદાસ,કૂબો,ગોરો કુંભારની જાતિ—નિ૦
બોડાણો જ્ઞાતિ રજપૂતની, ગંગાબાઇ છે નારી;
દાસ થઇને જો રહ્યા તો, ઘેર આવ્યા ગિરધારી—નિ૦
રંકા વંકા સજન કસાઈ, ભજ્યા રાત ને દહાડો;
કિયા જોગીને રામજી મળ્યા, એવો એક દેખાડો—નિ૦
નથી રામ વિભૂતિ ચોળવે, નહિ ઊંધે શિર ઝોલ્યે;
નથી નારી તજી વન જાતાં, જ્યાં આપ ન ખોલે—નિ૦
જંગલમાં મંગળ કરી જાણે, મંગળ જંગલ જેને;
કડવું મીઠું, મીઠું કડવું, રામજી વશ છે તેને—નિ૦
પયને ઓથે ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ;
કહે નરભો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ—નિ૦

---

## ૯૪–મંદિરમાં જરાક વાર ભક્ત થાઓ તેમાં શું વળે? દરેક ઠેકાણે, દરેક કામમાં ને દરરોજ ભક્ત રહો ત્યારેજ કલ્યાણ થાય

અમે જોયું છે કે, ઘણાં માણસો મંદિરમાં દર્શન કરવા કે પ્રાર્થના કરવા જાય, ત્યારે ત્યાં જો પોતાના મનને ગમતી અનુકૂળતા હોય તો એટલો વખત તેઓ ભક્ત બની જાય છે; એટલે કે એટલો વખત તેઓ પ્રભુનું નામસ્મરણ કરે છે, દીનતા બતાવી માથું ઝુકાવે છે, પોતાનાં પાપની માફી માગે છે, ધર્મની ગોલકમાં અરધી કે દોઢિયું નાખે છે, ચરણામૃત કે પાનબીડું લેતી વખત મુખિયાજી સાથે મીઠાશથી બોલે છે, હસતું મોઢું રાખે છે, સારાં કપડાં પહેરી આવે છે, પોતે મંદિરમાં અદબથી રહે છે તથા બીજાઓ કાંઈ ભૂલચૂક ન કરે તેની તજવીજ રાખે છે; પોતાના નહાવાધોવામાં, માળાતિલકમાં ને બહારની આભડછેટ પાળવામાં સફાઇ રાખે છે અને સૌ હરિજનોને પોતપોતાની રીત પ્રમાણે જેગોપાલ કરે છે. એ વખતે જો આપણે તેઓને જોયા

હોય તો બહારથી તે બધા આપણને ભક્ત જેવા લાગે છે, પણ એ પછી જ્યારે મંદિરમાંથી બહાર નીકળે છે ત્યારે તેઓનાં આચરણો બદલાઈ જાય છે, શાકમારકીટમાં પહોંચતાં પહેલાં રસ્તામાંથીજ ઉદારતા ઊડી જાય છે, બાયડીછોકરાં અને નોકરો સાથે વાતચીત કરતાં દીનતા ચાલી જાય છે, દુકાને બેસતાં વકરા વખતે ચીરવા જેવું ઘરાક હાથમાં આવે ત્યારે પાપનો ભય પલાયન થઇ જાય છે, દલાલી વખતે ઘરાકને ઊંધુંચત્તું સમજાવવું પડે ત્યારે ધર્મ 'ધબાય નમઃ' થઇ જાય છે, ભાગિયા સાથે ભાગ વહેંચવો પડે ત્યારે પ્રમાણિકપણામાં પૂળો મૂકી દેવાય છે, પાડોશી સાથે કજિયો થાય ત્યારે નવી જાતની ડિક્ષનેરીનાં પાનાં ઊઘડવા માંડે ને દોસ્તોમાં પણ જ્યારે કાંઇ સ્વાર્થની વાત આવે ત્યારે જેગોપાલ બિચારા સુકાઇ જાય છે! સહેજસાજ નાનીમોટી અડચણ આવી પડે ત્યારે મંદિર મંદિરને ઠેકાણે પડ્યું રહે છે, ક્યાંક જરાક પોતાનું મનમાનતું ન થાય કે તુરતજ એરંડિયું પીધા જેવું મોઢું થઈ જાય છે, બાયડી જરાક માંદી પડે એટલે પ્રભુને બદલે ડોકટરનું સ્મરણ થયા કરે છે, ભાડાનાં, કપડાંનાં કે દાણાનાં બિલ ચુકાવવાં પડે ત્યારે વિનાકારણ તેમાં કાપકૂપ કરવાનું કે વાયદા કરવાનું મન થાય છે, લગ્ન વિવાહના કે ખાવાપીવાના પ્રસંગો આવે ત્યારે જાણે ગાંડાઘેલા જેવા બની જાય છે, મોજશોખની બાબતો આવે ત્યારે ભક્તિ ક્યાં છે તેનું ભાન રહેતું નથી, કોઇ જાતના વિકારનું જોર વધી જાય ત્યારે સ્વર્ગનરક કાંઈ સાંભરતું નથી અને જ્યારે કોઇ સાથે વેર થઇ જાય ત્યારે જાણે આ દુનિયામાં પ્રભુજ ન હોય તેવી રીતે તેઓ વર્તે છે.

ભાઇઓ! હવે કહો કે, આપણાં આવાં આચરણોમાં ને આવી જિંદગીમાં જરાક વારની મંદિરની અંદરની કે બહારની ભક્તિ શું અસર કરી શકશે? અને સર્વસ્વ જાણનાર, પાપીઓને શિક્ષા કરનાર અંતર્યામી પ્રભુ આપણું કેવી રીતે કલ્યાણ કરશે? માટે ભાઇઓ! માત્ર જરાક વાર મંદિરમાંજ નહિ પણ જિંદગીના છેલ્લા શ્વાસ સુધી દરરોજ દરેક ઠેકાણે ને દરેક કામમાં પ્રભુને હાજરાહજૂર જાણી વર્તાય ને પ્રભુમય થઇને રહેવાય તેમ કરો. અમાસ કે આતવારે મંદિરમાં જરાક વાર ભક્ત થાઓ તેમાં આરો નહિ આવે. માટે જો જિંદગીની સાર્થકતા કરવી હોય, ચોરાશી લાખના ફેરામાંથી છૂટવું હોય અને હરિની હજૂરનાં અનંતકાળનાં મોક્ષ-

ધામનાં અખંડ સુખો ભોગવવાં હોય, તો જિંદગીનાં દરેક કામમાં દરરોજ પ્રભુને સાથે રાખીને તેની પ્રેરણા પ્રમાણે ચાલવાની કોશિશ કરો, એટલે પ્રભુ આપણોજ છે અને આપણે પ્રભુનાજ છીએ.

પદ

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત, વિત્ત, દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુમધ્યે મોતી લેવા, માંહિ પડયા મરજીવા જોને.
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જવાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતામાતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દન નરખે જોને.

## ૯૫–શહેરમાં રાજા આવવાનો હોય ત્યારે મોટી ધામધૂમ થઇ રહે છે, ત્યારે રાજાઓનો રાજા ને દેવોનો દેવ પ્રભુ અંતરમાં આવવાનો હોય ત્યારે આપણે કેટલું બધું કરવું જોઇએ ?

કોઇ મોટા શહેરમાં જ્યારે તે દેશનો મહારાજા આવવાનો હોય છે, ત્યારે સમસ્ત પ્રજામાં એટલો બધો આનંદ આવી જાય છે કે, તે જોઇને આપણને અજાયબી લાગે છે; કારણ કે જ્યાં જોઇએ ત્યાં રસ્તાઓ ને ઘરો સાફ થાય છે, રસ્તાઓ ઉપર પાણી છંટાય છે, કોઇ પોતાના ઘર પાસે વાવટાઓ ટાંગે છે, કોઇ કમાનો ઊભી કરે છે, કોઇ આરકાંઓ ગોઠવે છે, કોઇ "ભલે પધારો નામદાર મહારાજા સાહેબ" એવા સોનેરી અક્ષરોનાં પાટિયાં લગાવે છે, કોઇ "ઘણું જીવો ગરીબ પરવર મહારાજા સાહેબ" એમ જરીના કપડામાં ઝીકના ભરતથી અક્ષરો લખાવે છે, કોઇ ઝાડપાનની રચનામાં "મહારાજાનો જય થાઓ" એવા અક્ષરો ગોઠવે છે, મોતીના વેપારીઓ પોતાના ઘર પાસે મોતીનાં તોરણો

બાંધે છે, રેશમી કાપડવાળાઓ સાટીન, મખમલ તથા જરીના તાકાઓથી પોતાની દુકાનો શણગારે છે, કવિઓ બહુ ઝડઝમકવાળી મહારાજાના ગુણની કવિતાઓ બનાવવા મંડી જાય છે, પંડિતો આશીર્વાદના શ્લોકો યાદ કરી રાખે છે, મહેતાજીઓ નિશાળો શણગારે છે ને છોકરાંઓને નવાં કપડાં પહેરી આવવા કહે છે; અમલદારો પોતપોતાના ડ્રેસ પહેરીને અગાઉથીજ હાજર થઇ જાય છે, લશ્કરી સિપાઇઓ પોતાનાં હથિયાર નમાવીને મહારાજાને માન આપે છે, સરકારી વાજાંમાં "મહારાજા ઘણું જીવો" "મહારાજાની ફતેહ થાઓ" અને "મહારાજાની ઉપર ઈશ્વર-ની કૃપા વરસો" એવાં રાજગીતો ગવાય છે અને મહારાજાની પધરામણી જાહેર કરવા માટે ખુશાલીના ઊભરામાં તોપોના બાર કરવામાં આવે છે. એ વખતે જયાં જોઇએ ત્યાં રસ્તા ઉપર લોકોનાં ટોળેટોળાં દેખાય છે, નાનાં છોકરાંઓ અને બહુ જંજા-ળી બાયડીઓ પણ પોતાનાં કામકાજ છોડીને રસ્તા ઉપરની બા-રીઓમાં ડોકિયાં કરતી ઊભી રહે છે અને તે સર્વમાં મહારા-જાનીજ વાતો ચાલતી હોય છે. કોઇ કહે છે કે, 'મહારાજા બહુ બહાદુર છે, એણે ઘણી લડાઇઓમાં ફતેહ મેળવેલી છે;' કોઇ કહે છે કે, 'મહારાજા બહુ ઉદાર છે અને તેમાં પણ એની ખાનગી સખા-વતની તો કાંઇ વાતજ ન પૂછવી;' કોઇ કહે છે કે, 'એ બહુ દયાળુ છે, એણે હજારો કેદીઓને છોડયા છે;' કોઇ કહે છે કે, 'મહારાજા બહુ ધર્મવાળા છે, એમણે કેટલાંક તો મંદિરો બંધાવ્યાં છે;' કોઇ કહે છે કે, એના ઇન્સાફનું કામ બહુ જબરું છે, એના રાજમાં સિંહ ને બકરી એકજ હવેડે પાણી પીએ છે;' કોઇ કહે છે કે, 'બધા મુલકોમાં એની બહુ કીર્તિ છે' અને કોઇ કહે છે કે, 'આજના વખ-તમાં એના જેવો બીજો કોઇ ભલો રાજા નથી.' એ પછી થોડી વારમાં જયારે ચાર સફેત મોટા ઘોડાની મહારાજાની ભભકાદાર સુંદર ગાડી નીકળે, ત્યારે રસ્તા ઉપર ઊભેલાં હજારો માણસો બહુ ધ્યાનથી એકી નજરે મહારાજાની સામેજ જોવા લાગે છે તથા ઘણા લોકો પુષ્પની વૃષ્ટિ કરવા લાગે છે અને જયારે પોતાની પાસેથી ગાડી આગળ નીકળી જાય ત્યારે પાછળથી "મહારાજાની જય થાઓ" એમ ગર્જના કરવા લાગે છે.

એક વખત આવી ધામધૂમ જોઇને રસ્તામાંથી પાછાં ફરતાં કેટલાંક માણસોને એક ભકતે પૂછયું કે, મહારાજાની સાથે તમા-

રે કાંઇ ઓળખાણુ છે? તો કહે નહિ. તમે એને માટે એટલું બધું કરો છો તે બદલ તેણે હમણાં તમોને કાંઇ આપ્યું? તો કહે નહિ. તમે એને માટે આટલી બધી દોડાદોડ કરો છો પણ એ પોતાની ગાડી ઊભી રાખીને તમને બોલાવશે? તો કહે નહિ. તે પોતાની પાસે તમોને બેસવા દેશે? તો કહે નહિ. તે તમારી જોડે કાંઇ વાતચીત કરશે? તો કહે નહિ. ત્યારે તે ભક્તે કહ્યું કે, અરે ભલા માણસ! ત્યારે કામધંધો છોડીને ધક્કામુક્કી ખાતાખાતા આ ભીડાભીડમાં કચરાવા શા માટે આવ્યા છો? એ સાંભળીને તે માણસોએ કહ્યું કે, "અમારા રાજા ઉપર અમને બહુ પ્રેમ છે, તેથી એની ભલાઇમાં ને એના તેજમાં અમે અંજાઇ જઇએ છીએ; માટે અમોને કાંઇ પણ લાભ ન હોય તોપણ એને લગતી વાતો સાંભળવી અમને બહુ ગમે છે, એનું મોં જોવાનું મન થઇ જાય છે અને એની સેવા કરવી ગમે છે. હજી આજની સવારીનો વિગતવાર હેવાલ જ્યારે છાપામાં વાંચીશું, ત્યારે જીવને નિરાંત થશે." એ સાંભળીને તે ભક્તે કહ્યું:—

"આપણા રાજાને માટે જ્યારે આપણને આટલું બધું ખેંચાણ થાય છે, ત્યારે જેણે રાજાઓને રાજ આપ્યાં છે, દેવોને દેવપણું આપ્યું છે, જીવોને જીવન આપ્યું છે અને જે પોતાની ઇચ્છા પ્રમાણે અનંત બ્રહ્માંડો ચલાવી રહ્યો છે, તે સર્વશક્તિમાન પરમ કૃપાળુ પરમાત્માનું ખેંચાણ કેટલું બધું મોટું હોવું જોઇએ? તેની વાતો સાંભળવામાં કેવો અલૌકિક આનંદ હોવો જોઇએ? તેના પ્રેમમાં કેવી મસ્તી હોવી જોઇએ? તેના જ્ઞાનમાં કેવી પૂર્ણતા હોવી જોઇએ? અને તેની કૃપાદૃષ્ટિમાં કેવી સાર્થકતા હોવી જોઇએ? એ ખ્યાલ તો કરો! કારણ કે પરમાત્મા અતિ દયાળુ છે, અતિ પવિત્ર છે, સદા સલામત છે, સત્ય સ્વરૂપ છે, દુઃખમાં મદદ કરનાર છે, મહાબળવાન છે, સૌનો સરજનહાર છે, સૌને રોજી આપનાર છે, સૌનું પાલન કરનાર છે, આપણા ગુના માફ કરવાની શક્તિવાળો છે, સૌ છૂપા ભેદોનો જાણનાર છે, સૌનું અભિમાન ઉતારી શકે તેવો છે, જીવોને ઊંચામાં ઊંચે દરજ્જે ચડાવી દે તેવો છે, ઇન્સાફની દોરી તેના હાથમાં છે; તે ખૂબસૂરતમાં ખૂબસૂરત છે, તે કોમળમાં કોમળ છે, તે મોટામાં મોટો છે, તે નાનામાં નાનો છે, તે આપણી પ્રાર્થનાઓ કબૂલ કરવાવાળો છે, તે સર્વવ્યાપક છે, તે પ્રેમની મૂર્તિ છે, તે અખંડ પ્રતાપી છે, તે મરેલાં-

ઓને નવું જીવન આપનાર છે, તે સદા અવિચળ છે, તે અવિનાશી છે, તે જગતનો મિત્ર છે, તે બધી રીતે વખાણ કરવા યોગ્ય છે, તે આપણાં પુણ્યપાપનો હિસાબ રાખનાર તથા બદલો આપનાર છે; તે શાસ્ત્ર મારફત આપેલા પોતાના કોલ પાળનાર છે, તે આગળથી ચેતાવનાર છે, તે પ્રગટ છે, તે ગુપ્ત છે, તે સૌની ઉપર હકુમત ચલાવનાર છે, તે ધીરજ ધરનાર છે, તે રસ્તો દેખાડનાર છે, તે ગુરુઓનો ગુરુ છે, તે સ્વયંપ્રકાશ છે અને તે સર્વશક્તિમાન છે; માટે ભાઇઓ ! શુદ્ધ અંતઃકરણથી ને નિષ્કામવૃત્તિથી એની તરફ ખેંચાઓ, એની તરફ ખેંચાઓ ને એનો પ્રેમ તથા એની કૃપા મળે એમ કરો." મહાત્માઓ કહે છે કેઃ—

સબ ધરતી કાગજ કરું, લેખન સબ વનરાય;
સાત સમુદ્ર શાહી કરું, હરિગુન લિખ્યા ન જાય.
જો યહ એક ન જાનિયા, તો બહુ જાને ક્યા હોય?
એકૈ તે સબ હોત હૈ, સબ સોં એક ન હોય.
જો યહ એકૈ જાનિયા, તૌ જાન્યા સબ જાન;
જો યહ એક ન જાનિયા, તૌ સબ હી જાન બિજાન.

---

## ૯૬—પ્રભુને જે આપીએ તે અનંતગણું થઇને પાછું મળે છે, માટે જો આપણાં પાપ તેને આપીએ તો તે પણ અનંતગણાં થઇને આપણને મળે, માટે સંભાળજો

એક ભક્તરાજ મહારાજ સત્સંગની મંડળીમાં ઉપદેશ વખતે કહેતા કે, "કરુણાના ભંડાર, નોધારાના આધાર, અનાથના નાથ, અધમઉદ્ધારણ, પાપનાશક, પરમકૃપાળુ પવિત્ર પિતા મહાન પરમાત્માનો એવો હુકમ છે કે, જે હોમ કરો, જે દાન કરો, જે તપ કરો અને બીજાં જે કાંઇ રૂડાં કર્મ કરો, તે સર્વ મને અર્પણ કરો. ભાઇઓ ! આપણા પવિત્ર સનાતન આર્યધર્મનો એ મહાસિદ્ધાંત છે અને આપણાં કામો પ્રભુ અંગીકાર કરે, એ સર્વશક્તિમાન પવિત્ર પિતાની પરમ દયા છે; કારણ કે આપણાં કામો પ્રભુને અર્પણ કરવાથી આપણે પવિત્ર રહી શકીએ છીએ, આપણાં કામો પ્રભુને અર્પણ કરવાથી આપણી અહંતા-મમતા ઓછી થઇ જાય છે, આપણાં કામો પ્રભુને અર્પણ કરવાથી આપણામાં દીનતા આ-

વતી જાય છે, આપણાં કામો પ્રભુને અર્પણ કરવાથી આપણી ઉપ-રનો ભાર હલકો થઇ જાય છે. આપણાં કામો પ્રભુને અર્પણ કર-વાથી બીજાં નવાં કામો કરવાનું આપણામાં બળ આવતું જાય છે, આપણાં કામો પ્રભુને અર્પણ કરવાથી આપણાં અંતરમાં પ્રભુપ્રેમ તથા ઈશ્વરી જ્ઞાન ઠરી શકે છે, આપણાં કામો પ્રભુને અર્પણ કર-વાથી આપણો જીવ પ્રભુમય થઇ શકે છે અને આપણાં કામો પ્ર-ભુને અર્પણ કરી દેવાથી તે એકનાં અનંતગણાં થઇને આપણને પાછાં મળે છે; માટે આપણાં સર્વ શુભ કર્મો બ્રહ્માર્પણવિધિથી પ્રભુપ્રીત્યર્થેજ કરવાં જોઇએ."

આ સાંભળીને એક માણસે કહ્યું કે, "મહારાજ! તમારી વાતો મજાની છે, પણ તમે કહો છો કે, આપણાં રૂડાં કર્મો પ્રભુને અર્પણ કરો; ત્યારે પછી પાપનું શું કરવું? પાપ કોને આપવાં? કારણ કે આપણાથી તો સારાં ને માઠાં બન્ને જાતનાં કર્મ થઇ જાય છે, તેમાંથી સારાં કર્મ આપી દઇએ ને પાપને રાખી મૂકીએ એમ કાંઇ બને? જો સારાં કામ પ્રભુને આપી દઇએ તો પછી માઠાં કામ પણ તેને અર્પણ કરી દઇએ એટલે પીડા પતી! સારાં કામ આપી દઇએ ને માઠાં રાખી મૂકીએ એવી ગાંડાઇ તે કોઇ કરે? જો આપીએ; તો બન્ને આપીએ; નહિ તો એકેય ન આપીએ. કેમ, ખરું કે ખોટું?"

ત્યારે મહારાજે કહ્યું કે, "ભાઈ! આપણાં માઠાં કામ પ્રભુને અપાય નહિ; કારણ કે તમારી વેવાણને તમે સડેલા આંબાની ભેટ આપી શકો છો? તમારા રાજાને કે અમલદારોને તમે સડેલું ફ્રૂટ આપવાની હિંમત કરી શકો છો? તમારા ગુરુને તમારું ફાટી-તૂટી ગયેલું જૂનું મેલું પહેરણ આપવાનું તમને મન થાય છે? અને તમારા મિત્રોને સડી ગયેલી વાસ મારતી શાકભાજીની તમે કોઇ દિવસ ભેટ આપો છો? કહો કે નહિજ; કારણ કે કોઇ પણ સારા માણસને કાંઇ પણ ખરાબ ચીજ આપવી એ તેનું અપમાન કરવા બરોબર છે ને એ આપણી નાલાયકી છે; એટલુંજ નહિ પણ એમ કરવું એ દુનિયાદારીના રિવાજથી વિરુદ્ધ છે ને આપણા અંતઃકરણથી પણ વિરુદ્ધ છે. તેથી કોઇ રાજાને, શેઠશાહુકારને, સગાંવહાલાંને કે દોસ્તને પણ ખરાબ ચીજ અપાતી નથી; એટ-લુંજ નહિ પણ કેટલાક સજ્જનો તો ભિખારીઓને પણ ખરાબ વસ્તુ આપતા નથી; ત્યારે વિચાર કરો કે, જે ભલામાં ભલો છે,

શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે, મોટામાં મોટો છે અને વહાલામાં વહાલો છે, તે અનંત બ્રહ્માંડના નાથને કાંઇ આપણાં ખરાબ કર્મો અપાય? નજ અપાય; પણ તેમ છતાં કદી તમે ન માનો ને તમારાં ખરાબ કર્મો તમે પ્રભુને આપો તો એનું પરિણામ શું, એ કાંઇ ખબર છે? યાદ રાખજો કે, મહાન પ્રભુને આપેલું પ્રભુની પ્રભુતા પ્રમાણે એકનું અનંતગણું થઇ પડે છે, તેથી પ્રભુને આપેલાં તમારાં પાપો એકનાં અનંતગણાં થઈ પડશે અને પાપ એટલાં બધાં વધી જાય તેનું ફળ શું? એનું ફળ એજ કે, અનંતકાળ સુધી નરકમાં રહેવું પડે અને નરકનાં દુઃખો કેવાં ભયંકર છે, એ કાંઇ હરિજનોથી અજાણ્યું નથી. એવાં નરકનાં દુઃખો ભોગવવાં ન પડે માટે મહાન પ્રભુને આપણાં બૂરાં કામો ન અપાય એ સંભાળજો ને હમેશાં પ્રેમપૂર્વક ભલાં કર્મો અર્પણ કર્યા કરજો, એટલે ભલાં કર્મોના પુણ્યથી ધીરે ધીરે સ્વાભાવિક રીતેજ તમારાં પાપ બળી જશે; કારણ કે પુણ્ય એ અગ્નિ છે ને પાપ એ લાકડાં છે, એટલે લાકડાંને બાળતાં અગ્નિને કાંઇ વાર લાગતી નથી; માટે સર્વશક્તિમાન મહાન પ્રભુને માઠાં કામો ન અપાય એ સંભાળજો; ને અંતરના ઉમળકાથી પ્રેમપૂર્વક શુભ કર્મો અપાય તેમ કરજો.”

## ૯૭–વિશ્વાસ વિષે

શાસ્ત્રમાં કહેલી યોગ્ય વાતો શ્રદ્ધાપૂર્વક માનવી તેનું નામ વિશ્વાસ છે.

જે માણસને વિશ્વાસ હોય તે લંગર નાખેલા વહાણની પેઠે સ્થિર રહી શકે છે.

ધર્મની તથા પ્રભુની ઘણી વાતો જે આપણે જોઇ ન શકતા હોઇએ તથા જાણી ન શકતા હોઇએ, તે વાતોને પણ મહાત્માઓએ શાસ્ત્રમાં કહેલી છે; માટે કાંઈ પણ સંદેહ રાખ્યા વિના તે વાતો માનવી, તેનું નામ વિશ્વાસ છે.

વિશ્વાસની વાતો આપણી અક્કલથી બહાર હોય પણ તે કાંઈ પ્રભુની બુદ્ધિથી બહાર નથી, એટલુંજ નહિ પણ તેના ભેદ મહાત્માઓથી જાણી શકાય તેમ છે, માટે જે પ્રભુ બુદ્ધિદાતા છે અને શાસ્ત્રનો કર્તા છે, તેનાં વચનો પર અશ્રદ્ધા ન કરવી જોઇએ.

બલૂન આકાશમાં ઊંચે ઊડે છે તે આપણે જોયું ન હોય અને

સહરાનું રણ કે યુરોપખંડ આપણે ન જોયો હોય; તોપણ વિદ્વાનોના લખાણને આધારે આપણે તે માનીએ છીએ અને શાસ્ત્રમાં કહેલી પ્રભુની વાતો ન માનીએ એ કેટલું બધું અજ્ઞાન !

યાદ રાખજો કે, માણસો ભૂલ ખાય, ઠગાય અને ઠગે, પણ પ્રભુ ભૂલે કે છેતરે તેવો નથી; માટે તેનાં વચનો ઉપર આપણે આપણા આત્માના કલ્યાણ સારુ વિશ્વાસ રાખવો જોઇએ.

વિશ્વાસની અંદર ધર્મનાં બધાં અંગો સમાઈ જાય છે. વસ્તુ-ઓ સામે જોઇને આપણે વિશ્વાસ કરવાનો નથી, પણ પ્રભુનાં પવિત્ર વચનો સામે જોઈને વિશ્વાસ કરવાનો છે.

વિશ્વાસ વિનાનાં કામો તે પાયા વિનાનાં ઘર જેવાં છે.

જેમ પાયા વિનાનું ઘર ઘણો વખત ટકે નહિ, તેમ વિશ્વાસ વિનાનાં કામોનું પણ મોટું ફળ મળે નહિ.

શાસ્ત્રનાં ઘણાં વચનોમાંથી આપણને અનુકૂળ લાગે તે થોડાં વચનો પાળવાં અને આપણને ન ગમે તે વચનો ન પાળવાં, એ તો પ્રભુને વેપારી ગણીને વર્તવા જેવું છે.

ભાંગેલા ઘંટમાંથી જેમ બરોબર અવાજ નીકળે નહિ, તેમજ પ્રભુની થોડી વાતો માનવી અને થોડી ન માનવી તેથી પણ કાંઈ સારું પરિણામ આવે નહિ.

તંબૂરાનો એક તાર તૂટેલો હોય તો તેમાંથી સરખો અવાજ નીકળે નહિ, તેમજ પ્રભુની બધી વાતો ન માનીએ, તો તેથી કાંઈ મોક્ષ મેળવી શકાય નહિ.

આંખમાં કાંકરી પડે તો આંખે બરોબર દેખાય નહિ, તેમજ થોડો વિશ્વાસ રાખવો ને થોડું માનવું, તથા થોડું ન માનવું એથી પણ કાંઈ ચોખ્ખું ઈશ્વરી જ્ઞાન થાય નહિ.

જે માણસ પવિત્ર જિંદગી ગાળે અને હમેશાં ઈશ્વરની પ્રાર્થ-ના કરે તે હરિજનને અલૌકિક વિશ્વાસ મળે છે અને તે પછી તેને સત્ય ઈશ્વરી જ્ઞાન પ્રાપ્ત થઇ જાય છે.

## ૯૮–વિશ્વાસ ઘટી જવાનાં કારણો

જે માણસ વિશ્વાસ રાખવા લાયક વાતોને પણ ચાહીને ન માને અને સત્સંગમાં ન ભળે, તેનામાં જે કાંઇ થોડોઘણો વિશ્વાસ હોય તે પણ જતો રહે છે.

ખરાબ રીતે જિંદગી ભોગવવાથી અવિશ્વાસ પેદા થાય છે.

જેમ ભીંત ઉપર પાણી પડવાથી તે નબળી પડતી જાય છે, તેમ ખરાબ વાચનથી વિશ્વાસ ડગતો જાય છે.

રોજ રોજ ખરાબ ખોરાક ખાવાથી જેમ માણસ માંદું પડી જાય છે, તેમ ખરાબ વાચનથી વિશ્વાસ જતો રહે છે ને અંતે નરકમાં જવું પડે છે. એમ ન થાય માટે પ્રભુ ઉપરનો વિશ્વાસ ઢીલો ન પડે એ સંભાળજો અને વિશ્વાસ ઢીલો ન પડે તે સારુ મહાન પ્રભુનું શરણ ધરીને હમેશાં એવીજ ભાવના રાખજો કે:—

પદ

દીનનો દયાળ છોડી, કોને શરણ જાઉં?
કોને શરણ જાઉં પ્રભુ, કોને શરણ જાઉં? (ટેક)
માત તાત જાણી પ્રભુ, ચરણ પ્રત્યે ધાઉં (૨)
પામીને પ્રસાદ પૂર્ણ (૨) કૃતકૃતાર્થ થાઉં,
પ્રભુ કૃતકૃતાર્થ થાઉં—દીનનો૦
નીતિ—ભક્તિરૂપી પુણ્યતીર્થમાં હું નાહું (૨)
પરમ ઇષ્ટ બ્રહ્મની હું (૨) સ્તુતિ ગુણ ગાઉં,
પ્રભુ સ્તુતિ ગુણ ગાઉં—દીનનો૦
પ્રભુ કૃપાનિધાનની હું, પૂર્ણ કૃપા ચહાઉં (૨)
સંકટસમય નાથ (૨) પલ્લવ હું સહાઉં,
પ્રભુ પલ્લવ હું સહાઉં—દીનનો૦
નમી નમી પરાત્પરા હું, શરણ તારે આવું (૨)
પ્રેમ-પુષ્પ-અંજલિ હું (૨) પ્રભુપદે વધાવું,
પ્રભુ પદે વધાવું—દીનનો૦

---

## ૯૯—શું કરીએ ભાઇ! હમણાં તો કળિકાળ ચાલે છે, એમ આપણે બધા કહીએ છીએ, પણ એમ વિચારતા નથી કે, પ્રભુને ક્યાં કાળ લાગુ પડે છે?

ઘણે ઠેકાણેથી જ્યારે ત્યારે આપણે એમ સાંભળીએ છીએ કે, શું કરીએ ભાઈ! હમણાં તો કળિકાળ ચાલે છે, એટલે એમજ ચાલે. ઘરડાં માણસો એ વાતને ટેકો આપીને કહે છે કે, આવું તો અમે ક્યાંય જોયું નહોતું. હવે તો ખરેખરો કળિયુગ આવ્યો અને કેટલાક પંડિતો તથા ગુરુઓ પણ કહે છે કે, માણસનું શું જોર?

કાળને અધીન થવું જોઇએ, એમાં કોઇનો વાંક નથી, જમાનો બધું કરાવશે. આવી જાતના થોડાઘણા વિચારો બધા માણસોમાં આવી ગયેલા છે, તેથી જ્યાં ત્યાં એવીજ વાતો સાંભળીએ છીએ કે, હોય; એ તો એમજ ચાલે. જેવો દેશ તેવો વેશ; અને તેમાં પણ કેટલાક નબળા મનના માણસો તો ખાસ એ વાત ઉપર બહુજ ભાર મૂકે છે. જાણે કે જમાનો પોતેજ બધું કરતો હોય, આપણાથી કાંઇજ થતું ન હોય; આપણે માત્ર દોરીસંચાનાં પૂતળાંજ હોઇએ, આપણને આપણી પોતાની અક્કલથી જાણે કાંઇજ કરવાનું ન હોય અને જાણે પ્રભુની ઇચ્છા પણ કળિકાળ પ્રમાણે પાપ કરાવવાનીજ હોય, એવી રીતે તેઓ વાતો કરે છે. તેઓ કહે છે કે, "જમાનો આવો છે એટલે આપણે શું કરીએ? એમાં આપણો શું વાંક? કાંઈ શાસ્ત્ર ખોટાં થાય? શાસ્ત્રમાં કહેલું છે કે, કળિયુગમાં બધી જાતના અધર્મ થશે, તેથી થાય છે, તે આપણે નજરે જોઇએ છીએ. હજી તો સારું છે, બાકી હવે તો એ કરતાં પણ ઘણો વધારે ખરાબ વખત આવશે. ધર્મના થાંભલા જે બ્રાહ્મણો તે બગડ્યા, ગુરુઓ બગડ્યા, રાજાઓ બગડ્યા અને ખુદ ધર્મો પણ બગડયા; તેમાં પણ ઘણી જાતના ગોટાળા થયા, ત્યારે આપણે બગડીએ એમાં શું નવાઇ? એ તો એમજ ચાલે. ફોગટની હાયવોય કાં કરો? જેમ ચાલે છે તેમ ચાલવા દો. એમાં આપણે શું કરીએ? કાળ કાળનું કામ કર્યે જશે."

પ્રસંગોપાત્ત એક જ્ઞાની ભક્તે આ વાત સાંભળી, તેથી તેણે કહ્યું કે, "ભાઈ! કળિયુગ ચાલે છે એ વાત સાચી, પણ કળિયુગ કોનામાં છે? આપણામાં છે કે સર્વશક્તિમાન મહાન પ્રભુમાં છે? કળિયુગ આવવાથી અનંત બ્રહ્માંડના નાથમાંથી શું ઓછું થઇ ગયું? એને તો બધા કાળ સરખા છે; એ તો સદા વર્તમાન કાળમાંજ રહે છે, એ તો કાળનો પણ કાળ છે અને એ તો કાળથી પાર છે. એમાંથી શું ઓછું થઇ ગયું? એ તો કોઇ કહો! કળિયુગ આવવાથી શું તે દયાળુમાંથી દયા ઓછી થઇ છે? શું તેમાંથી તેજ ઓછું થયું છે? શું તેમાંથી ઐશ્વર્ય જતું રહ્યું છે? શું તેમાંથી સૌંદર્ય ઘટી ગયું છે? શું તેમાંથી અખંડ આનંદ ભાગી ગયો? શું તેમાંથી શાંતિ ઓછી થઈ છે? શું તેમાંથી જગતનું કલ્યાણ કરવાની શક્તિ ઓછી થઇ છે? શું તેની પાપ માફ કરવાની શક્તિ ડૂબી ગઇ છે? શું તેની પોતાના જીવો ઉપ-

રની કૃપા ઓછી થઇ છે? શું તેનું ધણીપણું જતું રહ્યું છે? શું તેનો ઇન્સાફ નબળો પડયો છે? શું પાપીઓનો સંહાર કરવાની તેની શક્તિ ઘટી ગઇ છે? શું તેનું અંતર્યામીપણું મટી ગયું છે? શું જીવોને આપેલા તેના કોલ બદલાઇ ગયા છે? શું ભકતો ઉપરની તેની દયા ભાગી ગઇ છે? શું જગત ઉપરનો તેનો પ્રેમ ઓછો થયો છે? અને કળિયુગ આવવાથી શું કાંઈ પ્રભુમાંથી પ્રભુતા નીકળી ગઇ છે? કહો કે નહિજ. ત્યારે કળિયુગ કળિયુગ શા માટે કૂટયા કરો છો? યાદ રાખજો કે, કળિયુગ આવવાથી આપણા સર્વશક્તિમાન મહાન ઈશ્વરમાંથી કાંઇ પણ ઓછું થયું નથી. ઊલટું શાસ્ત્રોમાં તો એમ કહેલું છે કે, બીજા બધા યુગો કરતાં કળિયુગ બહુ સારો છે; કારણ કે એમાં થોડી મહેનતે તરતજ મોટું ફળ મળે છે, એટલુંજ નહિ પણ સત્યયુગમાં હજારો વરસ તપ કરવાથી જે ફળ મળતું, ત્રેતાયુગમાં લાખો રૂપિયા ખરચીને મોટા મોટા યજ્ઞો કરવાથી જે ફળ મળતું અને દ્વાપરયુગમાં શાસ્ત્રજ્ઞાનથી, સેવાથી તથા બહુ વિધિનિષેધ પાળવાથી જે ફળ મળતું, તે ફળ કળિયુગમાં કેવળ શ્યામસુંદરનાં ગુણગાન કરવાથી ને તેનું નામસ્મરણ કરવાથી મળે છે; માટે ભાઇઓ! કળિયુગમાં તો પાપ થાયજ એવા વિચારો નહિ રાખતાં એમજ સમજો કે, અનંત બ્રહ્માંડના નાથમાંથી કાંઇ ગયું નથી. માત્ર આપણા મનની નબળાઇ એજ કળિયુગ છે, આપણા પુરુષાર્થની ખામી એજ કળિયુગ છે, આપણા મનની ચંચળતા એજ કળિયુગ છે, આપણામાં કામ, ક્રોધ ને લોભ વગેરે વિકારો વધી ગયા છે, એજ કળિયુગ છે, આપણામાં હુંપણું વધી ગયું છે એજ કળિયુગ છે, આપણામાંથી બંધુઓ ઉપરનો પ્રેમ ઓછો થઇ ગયો છે એજ કળિયુગ છે, આપણને નાની ઉંમરમાં ધર્મનું જ્ઞાન મળતું નથી એજ કળિયુગ છે, આપણે બધા અતિશય સ્વાર્થી થઇ ગયા છીએ એજ કળિયુગ છે, અંતરના અંતર્યામીના અખંડ આનંદને છોડીને બહારનાં ઘડીક વારનાં સુખો શોધીએ છીએ એજ કળિયુગ છે, ખરાબ સોબતમાં પડયા રહીએ છીએ એજ કળિયુગ છે, કાંઈ વળે નહિ તોપણ વિષયોની વાતોમાં મનને રમાડયા કરીએ છીએ એજ કળિયુગ છે, ભગવદ્‌ઇચ્છાને આધીન થતા નથી, પણ આપણી ઇચ્છા મુજબ થવા ઇચ્છીએ છીએ એજ કળિયુગ છે, મહાન ઈશ્વરમાં, શાસ્ત્રોમાં ને સદ્‌ગુરુઓમાં શ્રદ્ધા રાખતા નથી એજ કળિયુગ છે

અને વિશ્વને આનંદ આપનારા, સંસારસાગરમાંથી તારનારા, દેવોના દેવ, બુદ્ધિદાતા મહાઆનંદરૂપ સર્વશક્તિમાન મહાન પ્રભુને ભજતા નથી ને તેના માર્ગમાં ચાલતા નથી, એજ કળિયુગ છે. ટૂંકામાં એજ કે, આપણા લગામ વિનાના મનનું હલકાપણું, ઈશ્વરસંબંધી અજ્ઞાન અને આપણા પુરુષાર્થની ખામી એજ કળિયુગ છે; માટે ભાઈઓ! આપણામાંજ કળિયુગ છે, કાંઈ પ્રભુમાં કળિયુગ નથી; એમ સમજીને એ કળિયુગને કાઢવા સારુ જગતમાં પ્રભુનો મહિમા ફેલાય, પ્રભુનાં ગુણગાન ગવાય, પ્રભુસંબંધી જ્ઞાન વધે અને સદાસર્વદા સર્વ ઠેકાણે મહાન પ્રભુના નામનો જયજયકાર થઈ રહે એમ કરો, એટલે કળિયુગ એની મેળે ભાગી જશે.”

## ૧૦૦–શાસ્ત્ર એ સીડી છે, સીડીથી તો નીચે પણ ઉતરાય ને ઉપર પણ ચડાય, માટે નીચે ન ઊતરી જવાય એ સંભાળજો



આપણે જોઈએ છીએ કે, પોતાનો સ્વાર્થ હોય તે બાબતમાં. ઘણાં માણસો પોતાનાં ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાલતાં નથી; છતાં પણ જ્યાં પોતાના જૂના રીતરિવાજથી વિરુદ્ધની વાત હોય, પોતાના મતથી વિરુદ્ધ બાબત હોય, પોતાના સ્વાર્થને અંકુશમાં રાખવો પડે તેમ હોય, અરે! બીજાઓની સાથે તકરાર કરવાનું મન થઈ આવ્યું હોય, ત્યારે તેઓ વારેવારે શાસ્ત્રને વચ્ચે લાવ્યા કરે છે. લોકોનો આવો સ્વભાવ જોઈને એક જિજ્ઞાસુએ કોઈ મહાત્માને પૂછ્યું કે, “મહારાજ! કોઈ પંડિત શાસ્ત્રના અમુક શ્લોકનો અમુક રીતે અર્થ કરે છે, ત્યારે બીજો પંડિત તેનો બીજીજ રીતે અર્થ કરે છે, ત્રીજો પંડિત ત્રીજી રીતે અર્થ કરે છે, સંપ્રદાયવાળાઓ પોતપોતાના મતને અનુસરતો અર્થ કરે છે; પરદેશીઓ પોતાની ફેશન પ્રમાણે અર્થ કરે છે, કેટલાકો આજુબાજુના સંજોગો પ્રમાણે અર્થ કરે છે, કેટલાકો મૂળ શબ્દ પ્રમાણે અર્થ કરે છે, કેટલાકો કેવળ સ્થળ અર્થ કરે છે, કેટલાકો ઉપરના અલંકારના અર્થમાંજ રહી જાય છે અને કેટલાકો દરેક શબ્દમાં ઊંડામાં ઊંડો આધ્યાત્મિક અર્થ બતાવે છે. આ બધામાં સાચું શું? કોના અર્થ સાચા ને કોના અર્થ ખોટા? દુનિયાનાં દરેક માણસો કાંઈ શાસ્ત્રનો અર્થ સમજી શકે નહિ અને તેમ છતાં પણ

દરેક માણુસને કોઇને કોઈ વખતે પણ શાસ્ત્રનું કામ તો પડવાનુંજ; તેથી તેઓને જાણીતા પંડિતોના આધાર ઉપર રહેવું પડે છે અને પંડિતોમાંજ શાસ્ત્રના અર્થની ઉપર મુજબ મારામારી છે, માટે એમાં અમારે શું સમજવું ?”

ત્યારે મહાત્માએ કહ્યું: “ભાઈ! પ્રાચીન પવિત્ર ઋષિઓએ અધિકાર ઉપર આધાર રાખેલો છે અને દરેક માણુસનો અધિકાર જુદો જુદો હોય છે, તેથી શાસ્ત્રના એકના એકજ વચનના દેશકાળ પ્રમાણે, પ્રજાઓના રીતરિવાજ પ્રમાણે, આજુબાજુના સંજોગ પ્રમાણે અને અર્થ કરનાર વિદ્વાનોની વિદ્વત્તા તથા પવિત્રતા પ્રમાણે શાસ્ત્રોના જુદા જુદા અર્થ થયા કરે છે. એ બધા અર્થ પ્રજાના અમુક વર્ગને માટે અમુક હદ સુધી સાચા હોય છે, પણ સર્વ પ્રજાને માટે અને સર્વકાળને માટે કાંઇ એ અર્થ સાચા નથી; કારણ કે દરેક દેશમાં અને દરેક કાળમાં દરેક માણસોના અધિકાર જુદા જુદા હોય છે, એટલે સર્વ કાળને માટે, સર્વ દેશને માટે અને સર્વ લોકોને માટે શાસ્ત્રનાં દરેક વચનનો એ અર્થ ઉપયોગી થઇ શકે નહિ અને જે ઉપયોગી થઇ શકે નહિ, તે ટકી પણ શકે નહિ; માટે અધિકાર પ્રમાણે જુદા જુદા અર્થ તો થવાનાજ; કારણ કે શાસ્ત્ર એ નિયમ છે, શાસ્ત્ર એ કાયદા છે, શાસ્ત્ર એ ફિલસૂફી છે અને શાસ્ત્ર એ જીવને ઈશ્વર સાથે જોડનારી કડી છે; એટલું છતાં પણ શાસ્ત્ર સ્વયંપ્રકાશ નથી, તે પોતે પોતાની મેળે દોડીને લોકોના હૃદયમાં ઘૂસી જાય તેમ નથી, પણ ભક્તોની પવિત્રતા, પંડિતોની પંડિતાઇ અને લોકોના આચારવિચાર પ્રમાણે તેના અર્થ થાય છે; એટલે કે તે અજવાળામાં અજવાળું ને અંધારામાં અંધારું આપે છે; કારણ કે, જે તેની પાસે જાય તેની ઉપર તે અસર કરી શકે છે, પણ જે દૂરથી વાતો કરતા હોય કે પથરા ફેંકતા હોય, તેની ઉપર તે કાંઇ અસર કરી શકતાં નથી. આમ હોવાથી શાસ્ત્રના એકના એક વચનના જુદા જુદા અર્થ તો થવાનાજ; કારણ કે શાસ્ત્ર તે આંબાના ઝાડ જેવાં છે, તેથી કોઇ વખત દેશકાળ પ્રમાણે તે માત્ર છાંયોજ આપી શકે છે, કોઇ વખત ઠંડો પવન આપે છે, કોઇ વખત સુંદર મોર આપે છે, કોઇ વખત તૂરી ખાકટી આપે છે, કોઇ વખત કાચી ખાટી કેરી આપે છે, કોઇ વખત ખટમીઠી સાખ આપે છે અને કોઇ વખત પાકેલી ઉત્તમ રસદાર કેરીઓ આપે છે. એ સિવાય કોઇ વૈદ તેનાં મૂળિયાંથી ગૂમડાં મટાડે છે, કોઇ વૈદ તેની છાલના ઉકાળાથી

લોહીવિકાર મટાડી શકે છે, કોઇ વૈદ તેનાં કૂણાં પાંદડાંના ઉપયોગથી ઊલટીનો રોગ મટાડી શકે છે, કોઇ વૈદ તેના મોરથી અવાજ સુધારી શકે છે, કોઇ વૈદ તેના ચીરથી વીંછીનું ઝેર ઉતારી શકે છે, કોઇ વૈદ તેના ફળના પાકથી પુષ્ટિ આપી શકે છે, કોઇ વૈદ તેની ગોટલીના ઉપયોગથી મરડો મટાડી શકે છે, કોઇ વૈદ તેનાં પાંદડાંની રાખના મલમથી જખમો સારાં કરી શકે છે, કોઇ વૈદ તેનાં કાચાં ફળના રસનું શરબત બનાવી તેથી ભૂખ લગાડી શકે છે, કોઇ વૈદ તેના ફળના સ્વાદિષ્ટ મુરબ્બાથી રુચિ વધારી શકે છે, કોઇ વૈદ તેની અંતરછાલથી મોટાં દરદો મટાડી શકે છે, કોઇ વૈદ તેનાં પાકાં પાંદડાંની બાફથી દરદો મટાડી શકે છે અને કોઇ વૈદ માત્ર તેના છાયામાંથીજ મોટા લાભ અપાવી શકે છે. આ પ્રમાણે આંબાની દરેક ચીજનો જુદો જુદો ઉપયોગ થઇ શકે છે, એ વાત ખરી; પણ તેમ છતાં તે દરેક ચીજો તેના વાપરની ખૂબી પ્રમાણે ચોક્કસ પ્રકૃતિના માણસોને ચોક્કસ હદમાં ફાયદો કરી શકે છે. કાંઇ બધાં માણસોને માટે તે બધી વસ્તુઓ સર્વથા ઉપયોગી થઇ શકે નહિ; તેમજ શાસ્ત્રના જુદા જુદા અર્થ પણ જુદા જુદા અધિકાર પ્રમાણે જુદો જુદો ફાયદો કરે છે; છતાં પણ યાદ રાખજો કે, શાસ્ત્ર એ સીડી છે, એટલે કે તેથી જેમ ઉપર ચડી શકાય છે, તેમજ નીચે પણ ઊતરી જવાય છે; માટે નીચે ન ઊતરી જવાય એ સંભાળજો. એકતરફી અર્થમાં ન રહી જવાય, મલિન અર્થોમાં ન રહી જવાય, કેવળ સ્વાર્થનાજ અર્થમાં ન ફસી પડાય, ગુલામગીરીની સાંકળમાં ન બંધાઇ જવાય, પોતાનાજ હાથપગ ન બાંધી લેવાય, ભાઇબંધ પ્રજાના દોષ ન આવી જાય અને કર્તવ્યભ્રષ્ટ ન થઇ જવાય, એ સંભાળજો. જો એવા અર્થ થાય તો એ શાસ્ત્રની સીડી મારફત નીચે ઊતરવા જેવું છે અને જો પ્રજામાં પુરુષાર્થ વધે, લોકોમાં સંપ વધે, વહેમોનાં બંધનો કપાઇ જાય, દેશનું કલ્યાણ થાય, આત્માની ઉન્નતિ થાય, ઈશ્વરનું સત્ય સ્વરૂપ સમજાય અને જીવનો પ્રભુ સાથે તાર લાગેલો રહે, એવી રીતના અર્થ થાય તો તેને અમે ઉપર ચડવું કહીએ છીએ; માટે શાસ્ત્રના અર્થની મારામારીમાં નીચે ન ઊતરી જવાય એ સંભાળજો અને ઉપર ચડવાની કાળજી રાખજો, એટલે પરમકૃપાળુ પરમાત્મા તમને શાસ્ત્રના સાચા અર્થ સમજવાનું બળ આપશે.

## ૧૦૧–સત્સંગની મંડળીઓની જરૂરિયાત વિષે

દુનિયાની આબાદી માટે, મનુષ્યજાતનાં સુખને માટે ને આપણે ઈશ્વરી રસ્તામાં આગળ વધી શકીએ તે સારુ દુનિયામાં જુદાં જુદાં મંડળોની જરૂર છે, કેમકે શહેરસુધારાને માટે અને લોકોની તંદુરસ્તી જાળવવા માટે શહેરનાં આગેવાન માણસોની ચૂંટણી કરીને મ્યુનિસિપાલિટીની સભા સ્થાપવામાં આવે છે, તેમજ વેપારીઓના હકનું રક્ષણ થાય અને અંદર અંદરના વાંધાઓનો નિકાલ કરી શકાય માટે વેપારીઓની મંડળી ( એસોસિયેશન ) સ્થાપવામાં આવે છે, પ્રજાના રાજદ્વારી હકો જાળવવા માટે નેશનલ કૉંગ્રેસ જેવી મંડળીઓ સ્થાપવામાં આવે છે; લોકોમાં ઘરસંસારી બાબતોમાં જે કેટલીક જાતના વહેમો અને ગોટાળા થયેલા હોય તે સુધારવાને માટે સંસારસુધારાની મંડળીઓ સ્થાપવામાં આવે છે; દેશના કલ્યાણને માટે, રાજ્ય તરફની વફાદારી માટે અને પ્રજામાં શૂરવીરતાનો જોસ ટકાવી રાખવા માટે સ્વયંસેવકોની મંડળી ઊભી કરવામાં આવે છે; નાતોમાં સુધારા કરવા માટે, અરસપરસ ભાઇબંધી વધારવા સારુ તથા એકબીજાને મદદ કરવા સારુ જુદી જુદી ન્યાતોમાં જુદાં જુદાં મિત્રમંડળો સ્થાપવામાં આવે છે અને દેશનો રાજ્યકારભાર રૂડી રીતે ચલાવવા માટે પાર્લામેન્ટની સભા સ્થાપવામાં આવે છે; તેમજ દુનિયામાં ઈશ્વરી જ્ઞાન ફેલાવવા માટે, મનમાં શાંતિ લાવવા માટે, પોતાની ફરજો બરોબર બજાવી શકવાનું ફળ મેળવવા માટે, આત્માના કલ્યાણને માટે અને ઈશ્વરનું સ્વરૂપ જાણવા સારુ ઠેકાણે ઠેકાણે હરિજનોની, સત્સંગની મંડળીઓ થવી જોઇએ. બીજાં બધાં મંડળો કરતાં સત્સંગની મંડળીઓની દુનિયામાં વધારે જરૂર છે; કારણ કે એથી પોતાના અંતરમાં રહેલા દોષો ટાળવાના ઉપાયો મળી શકે છે, હૃદયમાં પવિત્રતા આવતી જાય છે અને જેમ ભૂખ્યાને ભોજન મળવાથી તે તૃપ્ત થાય છે, તેમ પ્રભુના ગુણગાનથી આત્માને સંતોષ મળે છે. માટે ઈશ્વરી જ્ઞાન મેળવવા સારુ, ઈશ્વરનું ધ્યાન શીખવા સારુ, ઈશ્વરનું સ્વરૂપ જાણવા સારુ અને સદાસર્વદા સર્વ જગ્યોએ મહાન ઈશ્વરના પવિત્ર નામનો જયજયકાર બોલાવવા સારુ ઠેકાણે ઠેકાણે હરિજનોની મંડળીઓ

સ્થાપવી જોઇએ. એ મહાત્માઓનો ઉપદેશ છે, એ શાસ્ત્રની આજ્ઞા છે અને એ ઇશ્વરનો હુકમ છે. માટે સૌ ભાઇઓએ એવી સત્સંગની મંડળીઓ સ્થાપવાની તજવીજ કરવી જોઇએ અને એવાં સર્વેનાં કલ્યાણકારી કામોને ઉત્તેજન આપવું જોઇએ તથા એવાં ભલાં કામોમાં જેનાથી જે બને તે તેણે કરવું જોઇએ. એ આપણા સૌનું કામ છે.

પદ

જેને ઘેર હરિજન હરિજશ ગાય, તે તો નિત્ય ગંગામાં નહાય;
અડસઠ તીર્થ ગુરુ આંગણે, તેને દૂર ગયે શું થાય?—જેને૦
ધ્રુવ નાહ્યા, પ્રહ્‌લાદ નાહ્યા, હેતે નાહ્યા હનુમાન; (૨)
પ્રીત કરી પરીક્ષિત નાહ્યા (૨) જોગી શુકદેવ ગાય—જેને૦
સૌ સંત મળી ધારણ બાંધ્યું, જ્ઞાનગંગા તોલાય; (૨)
જપ તપ તીરથ જોડે મળ્યાં(૨)તેમાં સર્વ સાધન મળી જાય—જેને૦
ધ્રુવ તારાનો મહિમા મોટો, મુખે કહ્યો નવ જાય; (૨)
ભલે મળ્યા મે'તા નરસિંહના સ્વામી, હેતે હરિના ગુણ ગાય-જેને૦

## ૧૦૨–પ્રભુ જે કરે છે, તે ભલુંજ કરે છે, પણ આપણે તેનો ભેદ સમજતા નથી, તેથી બડબડ કરીએ છીએ

એક મોટો રાજા હતો. તેને બહુ મોટો અને સુંદર બગીચો હતો. એ બગીચામાં ફરવા જવાનું એક દિવસ રાણીને મન થયું, તેથી સાંજને વખતે તે પોતાની સખી સાથે બગીચામાં ફરવા નીકળી. એ વખતે ફરતાં ફરતાં તેણે એક બહુજ સુંદર ફૂલ જોયું, તેથી તે તોડવાનું તેને મન થયું. એટલે તે ફૂલ પાસે જઇને પોતાને હાથે એ ફૂલ તોડયું. એ વખતે ત્યાં બગીચાનો રખેવાળ એક આરબ સિપાઇ હાજર હતો. તેણે રાણીજી પાસે જઇને પોતાની બોલીમાં કહ્યું કે, "એ ફૂલ તોડો મા." પણ રાણી સાહેબ કાંઇ તેની બોલીમાં સમજ્યાં નહિ; કારણ કે તે આરબ તરતનો તેના દેશમાંથી આવેલો હતો, એટલે રાજાના મુલકની ભાષા તે જાણતો નહોતો; છતાં પણ સારો માણસ હોવાથી એક જમાદારની ભલામણથી રાજાએ તેને રાખેલો હતો. રાણીજી ફૂલ તોડીને તે સૂંઘવા જતાં હતાં, એટલામાં તે આરબે રાણીના હાથમાંથી ફૂલ ઝૂંટવી લઇ પોતાના પગ વડે કચરી નાખ્યું. એ જોઇ રાણીને બહુ ગુસ્સો લાગ્યો. તે તળે-ઉપર થઇ ગઈ કે, આ શું જુલમ? આવો એક

હલકો નોકર મારા હાથમાંથી ફૂલ ઝૂંટવી લે? અને વળી મારા દેખતાંજ તેને પોતાના પગ નીચે કચરી નાખે? ગજબ! ગજબ! આવું અપમાન તો કોઇ ગરીબ માણુસ પણ સાંખી શકે નહિ, ત્યારે હું તો રાણી છું. મારો બગીચો છતાં હું એક ફૂલ પણ ન તોડી શકું? આવા વિચારથી તેને બહુ માઠું લાગ્યું; તેથી તે તો રિસાઇ બેઠાં. રાજાએ મહેલમાં આવીને તુરત પૂછયું કે, "કેમ હવા ખાઇ આવ્યાં?" ત્યારે રાણીએ કહ્યું કે, "બળી તમારી હવા ને બળ્યું મારું જીવતર. તમારો એવો હુકમ કે, મને એક ફૂલ તોડવાની પણ રજા નહિ? એક ત્રણ બદામનો નોકર મારા હાથમાંથી મારી પસંદગીનું ફૂલ બળાત્કારથી ઝૂંટવી લે અને વળી મારા દેખતાંજ પોતાના પગ નીચે તેને કચરી નાખે! મહારાજ, આવું અપમાન તો એક લૂંડી પણ સાંખી શકે નહિ." આવું આવું રાણીએ ઘણુંએ કહ્યું, તે સાંભળી રાજાને પણ એ નોકર ઉપર બહુ ક્રોધ ચઢ્યો, તેથી તેને બોલાવીને પૂછયું કે, "તું રાણીજીને ઓળખે છે કે નહિ?" તે રખેવાળે કહ્યું કે, "હા સાહેબ! ઓળખું છું." રાજાએ કહ્યું, "ત્યારે તેં તેનું અપમાન કેમ કર્યું? રાણીના હાથમાંથી ફૂલ ઝૂંટવી લઇને તેં તારા પગ નીચે કચરી નાખ્યું એ વાત સાચી કે ખોટી?" તે સિપાઇએ કહ્યું: "સાહેબ! એ વાત સાચી છે." રાજાએ કહ્યું: "જરા વિચાર તો કર, મારી રાણીને તારાથી હાથ લગાડાય? એ અપરાધ માટે તારે સખ્ત શિક્ષા ખમવી પડશે." ત્યારે તે આરબે કહ્યું કે, "સાહેબ! પણ એનું કારણ તો સાંભળો. એ ફૂલ અમારા મુલકનું છે, એટલે હું તેનો ગુણ જાણું છું ને રાણી સાહેબ તે જાણતાં નથી. એ ફૂલ બહુ ઝેરી છે. તેની વાસ લે કે તરતજ માણુસ મરી જાય છે. તે સારુ મેં રાણી સાહેબને પ્રથમ ના પાડી કે એ ફૂલને અડો મા; તે ઝેરી છે, પણ તેમણે મારી વાત માની નહિ ને ફૂલ તોડીને તે સૂંઘવા જતાં હતાં, તેથી મેં તેમના હાથમાંથી તે ફૂલ ઝૂંટવી લીધું; કારણ કે જો જરાકજ એ ફૂલ સૂંઘ્યું હોત તો તરતજ તેઓ મરી જાત. એ ફૂલનો ઉપરનો દેખાવ બહુ સુંદર છે, માટે બીજું કોઇ માણુસ તેની બહારની સુંદરતા ઉપર લોભાઇને ન લે, તે સારુ મેં તેને પગ નીચે કચરી નાખ્યું." આ ઊંડો ભેદ સાંભળીને રાજારાણી બન્ને બહુ અજબ થયાં. એ પછી રાજાએ રાણીના મોં સામું જોઇને કહ્યું કે, "તમે એની બોલી સમજ્યાં નહિ તેથી આમ થયું છે. એનો હેતુ કાંઇ

તમારું અપમાન કરવાનો નહોતો, પણ બીજો ઉપાય નહિ હોવાથી તમારો જીવ બચાવવા સારુ તેણે એમ કરેલું છે; માટે તમારે તો તેને ઉલટું ઇનામ આપવું જોઇએ." એ સાચી વાત સાંભળીને રાણીનો ગુસ્સો ઊતરી ગયો અને એ પછી તેઓ ચોકીદાર ઉપર વધારે હેત રાખવા લાગ્યાં.

ભાઈઓ! આવી રીતે આપણે એકબીજાની બોલી સમજી શકતા નથી અને એકબીજાના હેતુ જાણી શકતા નથી, ત્યારે સર્વશક્તિમાન મહાન પ્રભુના ભેદ આપણે કેવી રીતે જાણી શકીએ? આપણને ન ગમે એવી નવી સ્થિતિમાં આપણે આવી પડીએ, ત્યારે પેલી રાણીની પેઠે આપણે પણ વગર મફતનો ગુસ્સો કરી મન બગાડીએ છીએ અને ખોટા ખોટા વિચારોમાં ઊતરી નાહકના હેરાન થઇએ છીએ. એમ ન થાય માટે ભાઇઓ! પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે; પણ આપણે તેનો ભેદ સમજતા નથી, એવો વિશ્વાસ રાખતાં શીખો, એટલે સુખદુઃખમાં તમે આનંદથી રહી શકશો.

**પદ**

રામ રાખે તેમ રહીએ ઓધવજી, રામ રાખે તેમ રહીએ.
આપણે ચિઠ્ઠીના ચાકર છૈએ— ઓધવજી૦
કોઇ દિન પેરણ હીરને ચીર (૨)
તો કોઇ દિન પટોએ પહેરીએ— ઓધવજી૦
કોઇ દિન ભોજન શીરોને પૂરી (૨)
તો કોઇ દિન ભૂખ્યા બી રહીએ— ઓધવજી૦
કોઈ દિન રહેવાને બાગબગીચા (૨)
તો કોઈ દિન જંગલ રહીએ— ઓધવજી૦
કોઇ દિન સૂવાને ગાદી ને તકિયા (૨)
તો કોઇ દિન ભોંય પર સૂઇએ— ઓધવજી૦
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
તો સુખદુઃખ સર્વે સહીએ— ઓધવજી૦

## ૧૦૩–ભક્તોને પોતાને બહુજ આનંદ મળેલો હોય છે, માટે તેઓ સૌને આનંદ આપવા ઇચ્છે છે

એક માણસે કાંઇ ગુનો કર્યો હતો, તેથી સરકારે તેને કેદમાં નાખ્યો. એ કેદખાનાનાં દુઃખો જોઇને તેને બહુજ લાગી આવ્યું,

તેથી તેણે ઠરાવ કર્યો કે, જો હું કેદમાંથી છૂટું તો બીજાઓને પણ છોડાવીશ. એ પછી મુદત પૂરી થયા બાદ જ્યારે તે કેદમાંથી છૂટ્યો, ત્યારે તુરતજ જેલની બહાર નીકળીને પહેલું કામ તેણે એ કર્યું કે, પકડેલા પોપટોનો કરંડિયો ખરીદ કરી, તેમાંથી પોતાને હાથે એક એક પોપટ ઉડાડવા લાગ્યો અને ખુશાલીના આવેશમાં આવી ગયેલા પોપટોને જોસભેર ઊડતા જોઇ આનંદથી નાચવા લાગ્યો. એ જોઇને તેના કોઇ આગલા દોસ્તદારે કહ્યું કે, "આ શું ધંધો માંડ્યો છે? જેલમાં જઇ આવ્યો તોપણ હજી ન સુધર્યો? ઘરના રૂપિયા ખરચીને પોપટોને ઉડાડી દેવા, એવું તે કોઈ કરે? હવે તો કાંઇક સમજ!"

ત્યારે તે માણસે કહ્યું કે, "ભાઇ! બંદીવાનોનાં બંધનો છોડાવવાથી તેઓને કેવો આનંદ થાય છે, એ તું શું સમજે? એ તો જેનાં બંધનો છૂટ્યાં હોય અને બીજાનાં બંધનો છોડાવે તેનેજ એ આનંદની ખબર પડે. હું આજ સુધી કેદમાં હતો તેથી કેદખાનાનાં દુઃખો કેવાં ખરાબ છે, તેની મને ખબર છે અને હવે હું કેદમાંથી છૂટ્યો છું, એટલે સ્વતંત્રતાની મજા કેવી છે, તે પણ હું અનુભવું છું. માટે હું કેદીઓને છોડાવવા ઇચ્છું છું; પણ અફસોસ કે, હમણાં મારાથી બીજું કાંઇ વધારે બની શકતું નથી, માટે બંધનમાં પડી ગયેલા પોપટોને છોડાવીને રાજી થાઉં છું."

ભાઇઓ! આવીજ રીતે એ માણસની પેઠેજ આપણે પણ પાપ કરનારા ગુનેગાર છીએ, આપણે મોહના બંધનમાં પડેલા છીએ, આપણે રાગદ્વેષની હેડબેડીમાં છીએ, આપણે અહંકારના કેદખાનામાં છીએ અને આપણે જન્મમરણના નરકમાં છીએ; પણ આપણા પ્રાચીન ઋષિઓ તથા જુદા જુદા આચાર્યો એ બંધનોમાંથી છૂટી ગયા હતા અને આનંદના અવતાર બનેલા હતા; માટે તેઓ સૌને આનંદ આપવા ઇચ્છતા હતા અને બીજાંઓનાં બંધનો કાપી તેઓને સ્વતંત્રતાનો આનંદ આપી, પરમ કૃપાળુ પરમાત્માનું અમૃત ચખાડવામાંજ તેઓ પોતાની જિંદગી ગાળતા હતા. એ સારુજ—લોકોને બંધનમાંથી છોડાવવાના મહાન કામ સારુજ મહાત્મા બુદ્ધે રાજ્ય છોડયું હતું, એ સારુજ પોતે છૂટેલા છતાં પણ યોગેન્દ્ર શ્રીકૃષ્ણ ભગવાને ભક્તો સાથે રાસક્રીડા કરી હતી અને પાપીઓને શિક્ષા કરવા સારુ રાજ્યની ઉપાધિ માથે લીધી હતી. એ સારુજ રામે વનવાસ લઇ રાક્ષસોને માર્યા હતા, એ સારુજ

શંકરાચાર્યે નાની ઉંમરમાં સંન્યાસ લઈ નાસ્તિકોને હરાવ્યા હતા. એ સારુજ રામાનુજાચાર્યે દાસભાવ સ્વીકારી લોકોને તાર્યા હતા અને એ સારુજ વલ્લભાચાર્યે પ્રભુને અર્પણ થઇને જિંદગી ગાળવાનો સેવાધર્મ ચલાવ્યો હતો; કારણ કે પોતે છૂટેલા હોવાથી માણસોને બંધનમાંથી છોડવાથી કેટલું બધું પુણ્ય થાય છે અને કેટલો બધો આનંદ થાય છે, એ બાબત તેઓ જાણતા હતા; એટલુંજ નહિ પણ એ પ્રમાણે તેઓ વર્તતા હતા. માટેજ તેઓ પૂજનીય છે. ભાઇઓ ! આપણે એવા ન થઇ શકીએ તો ફિકર નહિ; પણ આપણી શક્તિના પ્રમાણમાં, આપણા ઘરમાં આપણાં છોકરાંઓમાં, આપણી બૈરીમાં તથા આપણાં સગાંવહાલાંમાં અને આપણા શેઠો કે નોકરોમાં ભક્તિ ફેલાવી શકીએ તોપણ આપણે ઘણું કર્યું એમ સમજવું. આવી રીતે બીજાંઓને ભક્તિનો આનંદ આપીએ, તો તેમાંથી અંતરનો દિલાસો મેળવી શકીએ છીએ અને જો એ પણ ન બને તો બીજા જે મહાત્માઓ પોતાનો આનંદ લૂંટાવે છે, તેની પાસે ચાલો, ત્યાંથી કાંઇક લઇ આવીએ. જો એમ કરીશું તોપણ પ્રભુ આપણી ભાવના પ્રમાણે ફળ આપ્યા વિના રહેશે નહિ; માટે જો બંધનમાંથી છૂટવું હોય, તો ભક્તો પાસેથી આનંદ લઇને તે આપણાં બીજાં ભાઇબહેનોને અપાય તેમ કરો, એટલે ધીરે ધીરે પૂર્ણ ઈશ્વરી આનંદ મેળવી શકાશે.

## ૧૦૪–આપણે આ જગતમાં ઈશ્વરને જાણવા માટે જન્મ લીધો છે

ઈશ્વરને જાણવો એટલે કે ઈશ્વરમાં મુખ્ય કરીને કયા કયા ગુણો રહે છે, ઈશ્વરની શું ઇચ્છા છે તથા ઈશ્વરી જ્ઞાન પ્રાપ્ત કરવાનાં કયાં કયાં સાધનો છે; એ બધું સમજી લેવું એનું નામ ઈશ્વરી જ્ઞાન છે.

ઈશ્વરનું જ્ઞાન આપણને ગુરુ તથા શાસ્ત્રદ્વારા મળી શકે છે, તોપણ તે અધૂરું છે. ઈશ્વરનું ચોખ્ખું જ્ઞાન તો હરિની હજૂરમાં રહેલા મુક્ત મહાત્માઓનેજ હોય; કારણ કે આપણું જ્ઞાન તો નકશામાં ગામ જોવા જેવું છે અને મુક્ત મહાત્માઓને તો તે સ્થાનનો જાતઅનુભવ હોય છે, એટલે તેઓના જેવું ચોખ્ખું જ્ઞાન આપણને હોય નહિ; પણ એવું ચોખ્ખું જ્ઞાન આપણને ભવિષ્યમાં મળે તે સારુ આ વખતે આપણે ભગવદ્‌જ્ઞાન અથવા જેને બ્રહ્મજ્ઞાન કહે

છે, તે મેળવવાની તજવીજ કરવી જોઇએ.

આ બ્રહ્મજ્ઞાનનો કાંઇ પણ અંશ જેના હૃદયમાં ન હોય, તેને ઘેર ગમે તેટલા વૈભવો હોય તોપણ તે સુખથી રહી શકતો નથી; કારણ કે સુખના સાગર અને શાંતિના સમુદ્ર તો પ્રભુજ છે, એટલે એ જેના હૃદયમાં હોય છે, તેને કોઇ પણ સ્થિતિમાં અને કોઇ પણ સ્થળે સુખ થયા વિના રહેતું નથી.

ઈશ્વરનું જ્ઞાન એ આત્માનો ખોરાક છે. એ ખોરાક જ્યાં સુધી આત્માને ન મળે ત્યાં સુધી આત્મા ભૂખ્યો, દુઃખી ને અસંતોષી રહે છે; માટે જેને અંતરમાં શાંતિ આપનારું ઈશ્વરી જ્ઞાન ન હોય, તેને જગતમાં બીજાં ગમે એટલાં સુખ હોય તોપણ શાંતિ મળતી નથી અને ઈશ્વરી જ્ઞાન વિના દુઃખના વખતમાં દિલાસો લેવાની જગ્યા તેને મળતી નથી. માટે યાદ રાખજો કે, જેને ઈશ્વરનું સત્ય જ્ઞાન કે પૂર્ણ શ્રદ્ધા હોય નહિ, તેને કદી પણ અંતરમાં સુખ હોયજ નહિ. બહારથી કદી તે સુખી દેખાતો હોય; તોપણ તેના અંતરમાં તો હોળીઓજ બળતી હોય છે.

આ જગતમાં ઘણાં પાપો થાય છે. તેનું મુખ્ય કારણ ઈશ્વરી જ્ઞાનની અજ્ઞાનતા એજ છે. એ અજ્ઞાનતાને લીધેજ અતિશય ઝેરવેર, બહુ ધનનો લોભ, બીજાનું બગાડવામાં શૂરાતન અને સદા મોજમજા માણવાની અંતરમાં હોંશ થાય છે.

જે દેશમાં કે જે લોકમાં ઈશ્વરનું જ્ઞાન નથી હોતું, ત્યાંજ સૌથી વધારે મારામારી, ગાળાગાળી, ચોરી, વ્યભિચાર અને એવાંજ બીજાં ઘણાં પાપો ફેલાયેલાં હોય છે.

કેદખાનામાં જઇને જોઇએ તો જણાય છે કે, જેને ઈશ્વરનું જ્ઞાન ન હોય એવાંજ માણસો ત્યાં હોય છે; માટે યાદ રાખજો કે, જે દેશમાં, જે ન્યાતમાં અને જે ગામમાં ઈશ્વરનું જ્ઞાન તથા ભક્તિભાવ ઓછાં હોય, ત્યાંજ વધારે પાપો હોય છે, માટે દરેક માણસને ઈશ્વરનું જ્ઞાન મેળવવાની જરૂર છે. આજકાલ આપણા દેશમાં જોઇએ છીએ તો ઘણી બાબતોના જ્ઞાનનો પ્રચાર થતો જાય છે, એ બહુજ ખુશીની વાત છે; પણ જ્યાં લગી માણસના હૃદયમાં ઈશ્વરી જ્ઞાન ન હોય, ત્યાં લગી તેને સાચું સુખ પ્રાપ્ત થતું નથી. તે વિષે ઉપનિષદમાં કહ્યું છે કેઃ—

ઈશ્વરનું વધારે જ્ઞાન મેળવવા માટે શિષ્યે ગુરુની પાસે જવું જોઇએ અને જ્ઞાની ગુરુએ શાંત તથા આનંદી અંતઃકરણવાળા

શિષ્યને અવિનાશી ઈશ્વરનું સત્ય જ્ઞાન થાય તેવી વિદ્યાનો ઉપદેશ આપવો જોઇએ.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ વગેરેમાંની ગમે તેટલી વિદ્યાઓ આવડયા છતાં તે વડે જો ઈશ્વરને ન ઓળખી શકે તો તે શ્રેષ્ઠ મનુષ્ય નથી. મતલબ કે તેમ ન થાય ત્યાંસુધી ઉપલી બધી વિદ્યા પેટ ભરવાની ને અક્કલની ઉજાણી કરવાની છે; માટે જેથી ઈશ્વરનું સ્વરૂપ જણાય અને મોક્ષ મળે તે બ્રહ્મવિદ્યાને–તે ઈશ્વરી જ્ઞાનનેજ ઋષિઓ શ્રેષ્ઠ વિદ્યા કહે છે.

ભલે આપણને લાખો રૂપિયાનો વહીવટ કરતાં આવડતો હોય, ભલે આપણે દેશના બધા કાયદા જાણનારા મોટા વકીલ કે બૅરિસ્ટર હોઇએ, ભલે આપણે દુનિયાની જુદી જુદી ઘણી ભાષાઓ જાણનારા હોઇએ, ભલે પગલાં જોઇને ચોર પકડી શકતા હોઇએ, ભલે આપણને દેશપરદેશમાં થઇ ગયેલ રાજાઓના ઇતિહાસ જીભને ટેરવે હોય, ભલે આપણને માણસનો હાથ જોઇને તેની આખી જિંદગીનો હેવાલ કહેતાં આવડતું હોય, ભલે આપણને આકાશના ગ્રહોની ગતિ જોઇને જગતમાં શું શું ઊથલપાથલ થશે તે કહેતાં આવડતું હોય અને ભલે આપણને જમીન જોઇને સોનારૂપાની કે હીરામાણેકની ખાણો કયાં છે, તે પરીક્ષા કરતાં આવડતું હોય તોપણ શું? જો કે એવી જાતના જ્ઞાનની પણ માણસને જરૂર છે, તોપણ એ બધું જાણ્યા છતાં જ્યાં લગી આપણા અંતરમાં ઈશ્વરનું સત્ય જ્ઞાન ન હોય, ત્યાંલગી સાચું સુખ કે આત્માની શાંતિ મળતી નથી; માટે દરેક માણસને ઈશ્વરી જ્ઞાન મેળવવાની પણ ઘણી જરૂર છે. માટે હરિજનો ગાય છે કેઃ—

૫૬

દેવોને છે દુર્લભ એવો, મનુષા દેહ આ મળિયો;
તોય હજી હરિભક્તિમાં નથી, ચિત્ત તમારો ચડિયો. (ટેક)
ચેતો નહિ તો મહાદુઃખ થાશે, ચોરાશીમાં જાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.–દેવોને૦
હરિભક્તિ ભૂલ્યાં તો અંતે, શ્વાન શૂકર થઇ ભમશો;
રોમ રોમ નરકોમાં પડીને, ખૂબ પીડા ત્યાં ખમશો.–દેવોને૦
ત્યાં વળી બૂમ–બરાડા દેશો, જમના મારો ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.–દેવોને૦

હરિભક્તિ ભૂલ્યાં તો અંતે, આવી પડશે એઠ;
વળી રાતદિન ભમવું પડશે, પૂરું કરવા પેટ.–હેવોને૦
હડ હડ થઇ જન્મારો જાશે, લાત–લાકડી ખાતાં;
તે કરતાં શું દુઃખ ઘણું છે, ઘરમાં ગોવિંદ ગાતાં.–હેવોને૦

## ૧૦૫–જ્યારે તમારો કોઇ પણ ઉપાય ચાલે નહિ ને સાવ હારી જાઓ, ત્યારે નિરાશ નહિ થતાં પ્રાર્થના કરજો

એક ભલી ડોશી હતી. તેનો દીકરો બહુ ખરાબ સોબતમાં પડી ગયો હતો, તેથી તેને સુધારવા માટે ડોશી બહુ મહેનત કરતી હતી. પ્રસંગોપાત્ત તેને શિખામણ દેતી, બીજા સારા દાખલાઓ બતાવતી, ખરાબ ચાલથી હમણાં કેટલી બધી આબરૂ જાય છે અને ભવિષ્યમાં તેથી કેવી મોટી ખરાબી થશે તે સમજાવતી, વારંવાર ધમકાવતી, બને ત્યારે તેને ખરાબ સોબતમાં જતો અટકાવતી અને તેને સુધારવા સારુ છેવટ કાંઇ શિક્ષા કરવામાં પણ ચૂકતી નહિ; તોપણ એકે ઉપાયથી તે છોકરો સુધર્યો નહિ; ત્યારે અંતે હારી જઇને તે ડોશીએ એક મહાત્માને પૂછ્યું કે, " મહારાજ ! મારો છોકરો ખરાબ સોબતે ચડી ગયો છે, તે કેમે કર્યો સુધરતો નથી. મેં બહુ બહુ ઉપાય કર્યા પણ તેને કાંઇ અસર થતી નથી અને એ છોકરો સુધરે નહિ ત્યાંસુધી મારા જીવને શાંતિ વળે તેમ નથી, માટે એનો કાંઇક રસ્તો બતાવવાની કૃપા કરો."

મહાત્માએ કહ્યું કે, "બાઇ ! પ્રભુની પ્રાર્થના કર અને કહે કે, મારા છોકરાને સદ્બુદ્ધિ આપો, એટલે તે સારો થઇ જશે." ડોશી ભાવિક સ્વભાવની હતી, તોપણ મહાત્માની આ વાત સાંભળીને તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ. તેને એમ લાગ્યું કે, આવો લફંગો છોકરો પ્રાર્થનાથી કેમ સુધરી શકશે? મારને માનતો નથી, ઉપદેશને ગણકારતો નથી, આબરૂની પરવા રાખતો નથી અને ધર્મસંબંધી કાંઇ જાણતો નથી, તે પ્રાર્થનાથી કેમ સુધરી શકશે? એમ વિચારતી ડોશી કાંઇક બોલવાની તૈયારી કરતી હોય તેવી રીતે મહાત્માની સામે જોઇ રહી, ત્યારે એ જોઇ મહાત્માએ કહ્યું કે, " બાઇ ! પ્રાર્થનાના બળ માટે મનમાં કાંઇ શંકા રાખો મા, જે કામ મોટાં લશ્કરોથી નથી થતું તે પ્રાર્થનાથી થાય છે, જે બચાવ મોટા કિલ્લાઓથી નથી થતો તે બચાવ પ્રાર્થનાથી થાય

છે, જે જિંદગી સેંકડો જાતની વિદ્યાથી નથી સુધરી શકતી તે થોડી પ્રાર્થનાથી સુધરી જાય છે, જે ભયંકર દુશ્મનો બીજી કોઈ રીતે નથી હારતા તે પ્રાર્થનાથી હારી જાય છે, જ્યાં કોઈ પણ રીતે જરાએ મદદની આશા ન હોય, ત્યાં પ્રાર્થનાથી જોઇતી મદદ આવી પડે છે, જ્યાં દુઃખના અંધકાર વિના બીજું કાંઇ ન દેખાતું હોય, ત્યાં પ્રાર્થનાથી ઓચિંતાં સુખનાં પ્રકાશિત કિરણો આવી પડે છે અને જ્યાં ચોતરફ પાપનો અગ્નિ બળતો હોય, ત્યાં પણ પ્રાર્થનાથી અંતરનો દિલાસો આવી શકે છે; એટલુંજ નહિ પણ પ્રાર્થનાથી રિદ્ધિસિદ્ધિ મેળવી શકાય છે, પ્રાર્થનાથી દેવોને વશ કરી શકાય છે, પ્રાર્થનાથી માણસો દેવ બની શકે છે, પ્રાર્થનાથી માણસો સ્વર્ગનાં રાજ્ય ભોગવી શકે છે અને પ્રાર્થનાથી માણસો પ્રભુની હજૂરમાં જઈ શકે છે. ત્યારે પ્રાર્થનાના બળથી તમારો છોકરો સુધરી જાય તેમાં શું મોટી વાત છે? માટે ડોશી મા! વિશ્વાસ રાખીને અંતરના ઊંડા ભાવથી સર્વશક્તિમાન મહાન પ્રભુનું નામસ્મણ કર્યા કરો, એટલે વખત આવ્યે તમારું ધાર્યું થઇ જશે; કારણ કે, આપણાં પવિત્ર શાસ્ત્રોની મારફત દયાળુ પ્રભુએ કબૂલ કરેલું છે કે, મારા ભક્તોની ભલી ઇચ્છાઓ હું પાર પાડું છું; માટે પ્રભુમાં તન્મય થઇને પ્રાર્થના કરો, એટલે તમે જે માગશો તે મળશે."

એ પછી ડોશી એ પ્રમાણે કરવા લાગી, તેથી થોડા વખતમાં સંજોગો બદલાઇ ગયા અને તે છોકરો સુધરી ગયો. પ્રાર્થનામાં આવું મહાન બળ છે, માટે ભાઇઓ! કોઇ પણ વાતમાં જ્યારે બધી રીતે હારી જાઓ, ત્યારે છેવટ નિરાશ નહિ થતાં હમેશાં શુદ્ધ અંતઃકરણથી પ્રાર્થના કર્યા કરો, પ્રાર્થના કર્યા કરો!

---

## ૧૦૬–પ્રભુના સ્વરૂપ વિષે વાદવિવાદ કરવો તે ફોગટ છે, આપણી ફરજ તો તેણે જે કામ કરવા આપણને અહીં મોકલ્યા તેજ કરવાની છે

એક મહારાજાધિરાજનો મોટો મહેલ ચણાતો હતો, તેથી તેણે એ મહેલ ચણવાના કામ સારુ હજારો મજૂરોને કામે રાખ્યા હતા; પણ રાજા પોતાની રાજધાનીના શહેરમાં રહેતો હતો અને મહેલ તેની પાસેના બીજા ગામમાં બંધાતો હતો, એટલે એ હજારો મજૂરોમાંથી કોઇએ પણ રાજાને નજરે જોયો નહોતો,

તેથી એવો મોટો મહેલ, એવું મોટું ખરચ, અગાધ ડહાપણ અને અદ્ભુત કારીગીરી જોઇને કેટલાક મજૂરો અંદર અંદર વાતો કરવા લાગ્યા કે, "જેનો આવો મહાભારત મહેલ છે, તે પોતે કેવો મોટો હશે ? ને કેવાં મજાનાં ઘરેણાંલૂગડાં પહેરતો હશે ?" ત્યારે બીજાએ કહ્યું કે, "એ તો સૌથી નાનામાં નાનો છે, એ તો સાવ સાદો છે અને ઘરેણાં પહેરતો નથી." ત્યારે એક મિયાંભાઇએ કહ્યું કે, "એની દાઢી કેવી મજાની લાગતી હશે !" એ સાંભળીને એક બ્રાહ્મણે કહ્યું કે, "એ દાઢી રાખે નહિ. એને માથે તો ચોટલી હોય." એકે કહ્યું કે, "એનું જમવાનું કેવું મજેનું હશે !" ત્યારે બીજાએ કહ્યું કે, "એ તો ઉપવાસ કરે એવો છે." એક જણે કહ્યું કે, "એની નજર તો હજારો ગાઉ સુધી બધે ઠેકાણે પડે છે." ત્યારે કોઇએ કહ્યું કે, "એ તો ક્યાંય નજરબજર રાખવા નવરો નથી, એ તો પોતાના મહેલમાં પોતાના આનંદમાં બેઠો રહે છે." એકે કહ્યું કે, "એ તો જેની ઇચ્છા હોય તે બધાને દર્શન દે છે." ત્યારે બીજાએ કહ્યું કે, "એ વાતજ ખોટી છે. એ કોઈને દર્શન દેતોજ નથી." એકે કહ્યું કે, "એ બહુજ ભલો ને ડહાપણનો ભંડાર છે." ત્યારે બીજાએ કહ્યું કે, "જો એ બહુ ભલોને ડહાપણવાળો હોય તો આપણે તેની રૈયત છતાં દુઃખી કાં રહીએ ?" એકે કહ્યું કે, "તે પીળાં લૂગડાં પહેરે છે." ત્યારે બીજાએ કહ્યું કે, "નહિ, તે સફેદ લૂગડાં પહેરે છે." એકે કહ્યું કે, "તેની મૂછો બહુ મોટી મોટી છે." ત્યારે બીજાએ કહ્યું કે, "નહિ, તે મૂછો રાખતો નથી." એકે કહ્યું કે, "તે પોતાના હાથમાં જાદૂઈ લાકડી રાખે છે." ત્યારે બીજાએ કહ્યું કે, "નહિ, તે પોતાની પાસે કાંઇ રાખતો નથી." એકે કહ્યું કે, "તે બહુ પ્રેમવાળો છે," ત્યારે બીજાએ કહ્યું કે, "તે સખ્ત શિક્ષા કરનારો છે." એકે કહ્યું કે, "તે બહુ રૂપાળો છે." ત્યારે બીજાએ કહ્યું કે, "નહિ, તે કાળો છે." એકે કહ્યું કે, "તેની પાઘડી બહુ મજાની હશે." ત્યારે બીજાએ કહ્યું કે, "એ તો ટોપી પહેરે છે." ત્યારે ત્રીજાએ કહ્યું કે, "નહિ એ તો ઉઘાડે માથે રહે છે." અને એકે કહ્યું કે, "એ તો બુઢ્ઢો છે." ત્યારે બીજાએ કહ્યું કે, "નહિ એ તો જુવાન છે." ત્યારે ત્રીજાએ કહ્યું કે, "એ તો બાળક છે." ત્યારે ચોથાએ કહ્યું કે, "અરે યારો ! ફોગટની માથાકૂટ કાં કરો ? કાંઇ છેજ નહિ." આવી રીતે વાદવિવાદ કરવામાં તેઓનો આખો દિવસ ફોગટ ચાલ્યો ગયો, એટલુંજ નહિ પણ અંતે તેઓ

અંદર અંદર લડી પડ્યા અને સાંજ પડી ગઈ, તોપણ કાંઇ કામ થયું નહિ, તેથી સંધ્યાકાળે રાજાના સિપાઇઓ તે બધા મજૂરોને પકડીને મોટા અમલદાર પાસે લઇ ગયા અને કહ્યું કે, "મહારાજાનો મહેલ બાંધવાના કામમાં આ લોકોને મજૂરીએ રાખેલા હતા, છતાં પણ તેઓએ કાંઇ પણ કામ કર્યું નથી; ઊલટા અંદર અંદર લડી મૂઆ છે, માટે તેમને શિક્ષા કરવી જોઇએ." એ સાંભળીને તે અમલદારે પૂછ્યું કે, "બોલો, તમે શું કહો છો? કેમ કામ ન કર્યું?" ત્યારે તે મજૂરોએ પોતપોતામાં થયેલી વાતો ન્યાયાધીશને કહી બતાવી અને કહ્યું કે, "સાહેબ! અમે મહારાજાનીજ વાતો કરતા હતા. બીજી કાંઇ ખરાબ વાતો અમે કરી નથી. એ વાતોમાં અમે રહી ગયા એટલે કામ ન થયું." એ સાંભળીને ન્યાયાધીશે કહ્યું કે, "એ બચાવ કાંઇ નહિ ચાલે. તમને કામ કરવા રાખ્યા હતા કે વાતો કરવા? શું તમે જાણતા નથી કે, આપણા મહારાજા બહુજ કૃપાળુ છે અને તે સર્વને વખત આવ્યે દર્શન આપે છે. એવો વખત આવ્યા પહેલાં અને એવી યોગ્યતા મેળવ્યા પહેલાં મહારાજાને મૂછો છે કે નહિ? દાઢી છે કે ચોટલી? તે રૂપાળા છે કે કાળા? અને તે ટોપી પહેરે છે કે પાઘડી? એ માટે લડી મરવાની તમારે શું જરૂર? મહારાજા દાઢી રખાવે તોયે તેમાં તમારા બાપનું શું ગયું? ને તે ચોટલી રખાવે તોય તેમાં તમારે શું? તમને જે કામ સોંપેલું છે તે કામ બરોબર રીતે બજાવવું એ તમારી ફરજ છે કે આવી ખોટી ખોટી તકરારો કરી તમારાજ ભાઇબંધો સાથે અંદર અંદર લડાઇ કરવી અને મહારાજાએ સોંપેલું કામ ન કરવું એ શું તમારી ફરજ છે? શું મોઢું લઇને તમે અહીં આવ્યા છો? જાઓ, જાઓ, તમે બધા નાલાયક છો! મુનશીજી! આજનો રોજ તેમને આપશો મા અને જેલરને હુકમ કરો કે, જેઓએ કામ નથી કર્યું તેઓને મુશ્કેટાટ બાંધીને દશ દશ ફટકા મારો અને જેઓએ કામ પણ નથી કર્યું ને વળી અંદર અંદર લડાઇ કરી છે, તેઓનો આગલો પગાર જપ્ત કરો અને તેને વીશ વીશ ફટકા મારી સખ્ત મજૂરી સાથે કેદમાં નાખો."

ભાઇઓ! શું સમજ્યા? એ રાજા તે પરમાત્મા છે. તેનો મહાભારત મહેલ તે આ દુનિયા છે. એ મહેલમાં કામ કરનાર મજૂરો તે આપણે પોતે છીએ. સિપાઇઓ તે જમના દૂત છે. ઇન્સાફ કરનાર ન્યાયાધીશ તે ધર્મરાજા છે, દિવસ તે આપણી

જિંદગી છે, સંધ્યાકાળ તે મોતનો સમય છે, કેદખાનું તે નરક છે અને રાજાની રાજધાનીનું શહેર તે મોક્ષધામ છે; પણ એ બધી વાતો ભૂલી જઇને સર્વશક્તિમાન મહાન પ્રભુએ આપણને જે ફરજો બજાવવા માટે અહીં મોકલ્યા છે, તે ફરજો આપણે બજાવતા નથી અને જે આપણા અનુભવની નથી, તે બાબતના વાદવિવાદ કરવામાં અને એ વાદવિવાદમાંથી વેરઝેર ઉત્પન્ન કરવામાંજ આપણે જિંદગી ગુમાવી નાખીએ છીએ; માટે ભાઇઓ! ચેતો, હાથે કરીને વિનાકારણ નરક પસંદ ન કરો. દયાળુ પ્રભુએ પોતાની ઇચ્છા પ્રમાણે જે કામ કરવા આપણને અહીં મોકલ્યા છે, તે કામ કરવું એજ આપણી ફરજ છે. એને બદલે જો ધર્મના ઝઘડામાં ને કલ્પનાની વાતોમાં પડયા રહીશું, તો અંતે નરકમાં જવું પડશે ને જમના માર ખાવા પડશે. માટે બહારના વાદવિવાદોમાંજ ન રહી જતાં સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથના હુકમ પળાય તેમ કરો અને જો ઇનામ જોઇતું હોય તો તેના આ જગતરૂપી મહેલમાં તમારાથી બની શકે એટલી સુંદરતા વધારો, એટલે વખત આવ્યે મહાન ઈશ્વરનું અલૌકિક સ્વરૂપ સમજી શકાશે ને અનુભવી શકાશે; માટે વાતોમાં નહિ પડયા રહેતાં ફરજ બજાવવામાંજ મચ્યા રહો, ફરજ બજાવવામાંજ મચ્યા રહો! એટલે ધીરે ધીરે સમજાશે કેઃ—

દોહરા

નિરાકાર નિરગુણ પ્રભુ, તદપિ સગુણ ધર દેહ;
કરત રહત નાના ચરિત, કેવલ ભક્ત સનેહ.
નિર્વિકલ્પ આનંદમય, સ્વસ્વરૂપ નિર્લેપ;
મનકી જેસી ભાવના, તેસો ફલ તેહી દેત.
બિન પાવનકા પંથ હે, બિન બસ્તીકા દેશ;
બિન દેહકા પુરુષ હે, કહે કબીર સંદેશ.
બેદ થકે બ્રહ્મા થકે, થક ગયે શેષ મહેશ;
ગીતાકું જ્યાં ગમ નહીં, વહાં સતગુરુકા દેશ.

## ૧૦૭–આપણે બીજ એક જાતનાં વાવીએ છીએ અને ફળ બીજી જાતનાં ઇચ્છીએ છીએ, તેથીજ નિરાશ થઇએ છીએ

એક ભક્તરાજ મહારાજ કહેતા કે, "ઘણા લોકો વારંવાર કહે છે કે, ભક્તિનું ફળ તુરત મળતું નથી. એ સાંભળીને મને બહુ

દિલગીરી લાગતી; અને એમ વિચાર થતો કે, આપણા ઉત્તમ ધર્મમાં આવા નબળા વિચારો આવ્યા ક્યાંથી? કારણ કે ધર્મનું ફળ તુરત મળતું નથી, એમ માનવાથી આપણી શ્રદ્ધા ઢીલી થઈ જાય છે, એમ માનવાથી ધર્મની કિંમત ઓછી થઇ જાય છે, એમ માનવાથી આપણું મન નબળું પડી જાય છે, એમ માનવાથી આપણો પુરુષાર્થ ઓછો થઇ જાય છે, એમ માનવાથી આપણું જ્ઞાન સંકોડાઇ જાય છે અને એમ માનવાથી ઇશ્વર સાથેનો આપણો સંબંધ મોળો પડી જાય છે; એટલુંજ નહિ પણ ભક્તિનું ફળ તુરત મળતું નથી, એમ માનવું એ પોતાના ધર્મનું અને સર્વશક્તિમાન ઈશ્વરનું અપમાન કરવા બરાબર છે; કારણ કે તુરત ફળ ન આપે એ ધર્મ શું કામનો? એ તો અધૂરો ધર્મ કહેવાય. વળી બધી જાતનાં ફળનો દાતા અનંત બ્રહ્માંડનો નાથ સર્વશક્તિમાન મહાન ઈશ્વર પોતે છે, તેને ત્યાં શું ખોટ છે કે, આપણી ભક્તિની કિંમત ઉધાર રાખે? મારી ખાતરી છે અને હું અનુભવું છું કે, ભક્તિનું ફળ તુરતજ મળે છે; એટલુંજ નહિ પણ મહાત્માઓ પણ એમજ કહે છે, શાસ્ત્રો પણ એમજ કહે છે અને દેવતાઓ પણ એમજ અનુભવે છે, છતાં પણ ઘણાં માણસો કહે છે કે, ભક્તિનું ફળ તુરત મળતું નથી. જ્યાંત્યાં વારંવાર એની એ વાત સાંભળવાથી મને વિચાર થયો કે, લોકો આમ કહે છે તેનું કારણ શું? એ માટે જરા ઊંડા ઊતરીને તપાસ કરતાં મને સમજાયું કે, માણસો એક જાતનાં બી વાવે છે ને પોતાના અજ્ઞાનપણાથી બીજી જાતનાં ફળની આશા રાખે છે." જેમકેઃ—

એક ડોશીએ કહ્યું કે, "જ્યારેત્યારે મારું મન બહુ મૂંઝાય છે, જીવ ઊંડાણમાં ઊતરી જાય છે, અનેક જાતની વગર મફતની ફિકર થયા કરે છે, માથામાં સીસું ભર્યું હોય તેવું ભારે થઇ જાય છે અને વિનાકારણ બહુ રડવું આવ્યા કરે છે, તેથી મેં મારા ગોરને પૂછ્યું કે, 'આવી રીતે મારો જીવ મૂંઝાયા કરે છે તેનું કારણ શું? ને એનો ઉપાય શું?' ત્યારે ગોરે કહ્યું કે, 'તમને મોટી પનોતી બેઠી છે ને શનિ નડે છે, માટે દર શનિવારે હનુમાનજીને તેલ ચડાવજો ને સોનાની મૂર્તિ સાથે શનિનું દાન કરજો, એટલે આરામ થઇ જશે.' તેથી સવા વાલ સોનાની મૂર્તિ, સવા પાલી અડદ, સવા હાથનો એક કાળા લૂગડાનો કટકો, એક લોઢાનો વાટકો ને સવા પાશેર તેલનું દાન આપ્યું ને આજે બે વરસ થયાં દર શનિવારે

એક પાઈનું હનુમાનજીને તેલ ચડાવું છું; પણ હજી મારું મન મૂંઝાય છે તે મટતું નથી. કોણ જાણે શું છે કે, મારી ભક્તિ ફળીભૂત થતી નથી ને હનુમાનજી મારી ઉપર પ્રસન્ન થતા નથી.”

ભાઇઓ! ડૉકટર કહે છે કે, એ ડોશીના માથામાં લોહી ફરવાની નસો ખરાબ થયેલી છે અને તેની પીઠના જ્ઞાનતંતુઓ નબળા પડેલા છે; માટે તેના માથામાં જરા ઑપરેશન કરવું જોઇએ, તેના જ્ઞાનતંતુ સુધારવા સારુ વીજળીના આંચકા આપવા જોઇએ અને તેને પુષ્ટિકારક ખોરાક આપવો જોઈએ; તો એ રોગ મટી શકે. એમ કરવાને બદલે હનુમાનને પાઇનું તેલ ચડાવવાથી એ રોગ મટવાની આશા રાખવી ને એમ કરવાથી રોગ ન મટે, ત્યારે હનુમાનની ભક્તિ ફળીભૂત થતી નથી, એમ કહેવું એ કેટલું બધું ખોટું છે, એનો જરા વિચાર તો કરો! આપણી ભૂલોનો વાંક, આપણા અજ્ઞાનપણાનો વાંક, આપણા સ્વાર્થનો વાંક અને આપણને ખોટા રસ્તા બતાવનાર મૂર્ખાઓનો વાંક દેવોની ઉપર ચડાવવો અને ભક્તિનું ફળ તુરત મળતું નથી, એમ કહી આપણા ઉત્તમ ઈશ્વરી ધર્મને હલકો પાડવો એ કેટલું બધું પાપ છે, એ જરા વિચાર તો કરો!

હવે બીજો દાખલો સાંભળો. મારો એક પાડોશી છે, તે અક્કલનો ઓથમીર છે. વેપારમાં તેનું જરાએ ધ્યાન પડતું નથી, તોપણ તે અફીણનો સટ્ટો કરે છે. બજારની રૂખ તેજી ઉપર હોય ત્યારે તેનું ધ્યાન મંદીમાં. દલાલો મંદી સમજતા હોય ને બજારમાં ધમધોકાર મંદીના સોદા થતા હોય, ત્યારે ભાઇસાહેબ તેજીના વેપારમાં હોય. બજાર ચૂપ હોય ત્યારે પોતે વગર મફતના પછડાતા હોય અને બજારનો ઢંગધડો હોય નહિ, ત્યારે પોતે લહેરમાં આવી જઇને ઊલટાસૂલટા સોદા કરી નાખે. આમ કરવાથી થોડા વખતમાં લાખના બાર હજાર થઈ ગયા, બાપની મિલકત ગુમાવી બેઠો ને કરજદાર થઇ ગયો. એ પછી મેં તેને પૂછ્યું કે, “હવે ધંધોરોજગાર કેમ છે?” ત્યારે તેણે કહ્યું કે, “હું તો ઠાર થઈ ગયો.” મેં પૂછ્યું કે, “એમ કેમ થઈ ગયું?” તેણે કહ્યું કે, “ગયા આસો માસમાં મેં નવરાત્ર કરેલાં તેમાં એક દિવસ ઉપવાસ ને એક દિવસ ફરાળ, રાત્રે ઉજાગરો ને કુંવારી છોકરીનું પૂજન, આખો દિવસ ચંડીપાઠની ધામધૂમ ને રોજરોજ જુદી જુદી જાતનાં બળિદાન આપવા લાગ્યો. દેવીનું મંદિર ખૂબ શણગાર્યું અને ઘણા બ્રાહ્મ-

ણોને ચંડીપાઠ કરવા બેસાડ્યા. આ બધું અફીણની તેજીમંદી જાણવા સારુ હું કરતો હતો. એ પછી એક દિવસ મને સ્વપ્નું આવ્યું, તેમાં મેં આગ લાગેલી જોઈ; તેથી બીજા દિવસે દેવીના પૂજારીને મેં પૂછ્યું કે, 'આ સ્વપ્નાનો અર્થ શું?' પૂજારી ભંગડ હતો, તોપમારુ હતો અને કાંઈ જાણતો નહોતો; તોપણ જંત્રમંત્રની, ભૂતપલીતની, રિદ્ધિસિદ્ધની ને દોરાધાગાની વાતો કર્યા કરતો હતો. હું તેને માલ ખવરાવતો તેથી તે મને રાજી રાખવા માગતો હતો. મારું ધ્યાન તેજીમાં હતું એમ તેને ખબર હતી, તેથી તેણે કહ્યું કે, 'એ સ્વપ્નાનું ફળ એ છે કે, તેજી થશે. આગ લાગેલી જોઇ એટલે જરૂર ખૂબ તેજી થવી જોઇએ. શેઠજી! તમારાં નવરાત્ર તો તુરત ફળ્યાં, માતાજીએ તમારી ઉપર મહેર કરીને સ્વપ્નું આપ્યું, તેથી હવે લીલાલહેર થવાની. માનું આપેલું સ્વપ્નું ફરે નહિ. તમારી આટલી બધી ભક્તિ કાંઇ ફોગટ જાય? હવે તો તમારી ઉપર માતાની કૃપા થઇ ગઇ, તેથી અવળો પાસો નાખશો તોપણ સવળો પડશે, માટે બેધડક તેજીનો વેપાર કરો. આ વખતે બેડો પાર થવાનો. તમારા જેવા ભક્તને માતાજી ધન નહિ આપે તો પછી બીજા કોને આપશે?' પૂજારીની આવી ખુશામતભરેલી વાતો એ વખતે મને સારી લાગી ને મનમાં એમ પણ ખરું કે, આપણે નવરાત્ર બહુ સારી રીતે ઊજવ્યાં છે, માટે જરૂર સટ્ટામાં ફાયદો થશે. એમ ધારીને બજારની રૂખ જોયા વિના હું તેજીનો વેપાર કરવા માંડ્યો, તેથી બાર વાગી ગયા. હું ધારતો હતો કે, મારી આટલી ભક્તિ ફોગટ નહિ જાય, માતાજી જરૂર સહાય કરશે, પણ તેને બદલે દાટજ વળી ગયો! આ જમાનોજ એવો છે કે, ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ઘેર કુશળ, હવે એમાં બીજું શું કહેવું? આપણા નસીબનો વાંક!"

ભાઇઓ! હવે વિચાર કરો કે, વેપાર કરતાં આવડે નહિ, વેપારમાં ધ્યાન રાખવું નહિ, બજારનો રંગ સમજવો નહિ, મૂર્ખાઓ ગાંજાતંબાકુની ચલમ ફૂંકતાં ફૂંકતાં નશાના જોસમાં તેજીમંદીની જે જે તોપ મારે તે ઉપર વિશ્વાસ રાખી ધંધો કરવો તથા સ્વપ્નને ભરોસે રહેવું અને મનમાં એવી આશા રાખી મૂકવી કે, માતાજી સહાય થશે, આ વખતના નવરાત્રની ભક્તિ ફોગટ નહિ જાય, એનું પરિણામ તે બીજું શું હોય? એમાં તો બાર વાગીજ જાય, તેમાં ભક્તિનો શું વાંક? આવાં આવાં કારણો

સમજ્યા વિના, આજુબાજુ જોયાતપાસ્યા વિના અને તે બાબત બનાવવા માટે જે યુક્તિઓ કરવી જોઇએ તે કર્યા વિના આપણી ભૂલોનો વાંક, આપણા મનની નબળાઇનો વાંક, આપણા અભિમાનનો વાંક, આપણા સ્વાર્થનો વાંક અને આપણી મૂર્ખાઇનો વાંક આપણે આપણા ધર્મ ઉપર ઢોળી નાખીએ છીએ, તેથી આપણને એમ લાગે છે કે, ધર્મનું ફળ તુરત મળતું નથી તથા બરાબર મળતું નથી; પણ યાદ રાખજો કે, એમ માનવું એ આપણા પવિત્ર ધર્મનું અને સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથ પરમકૃપાળુ મહાન ઈશ્વરનું મોટામાં મોટું અપમાન છે; માટે ધર્મનું ફળ તુરત મળતું નથી એમ માની લેતાં પહેલાં આપણે શું ફળ જોઇએ છે, એ ફળ મેળવવા માટે આપણે શું કરવું જોઇએ અને તેને બદલે આપણે શું કરીએ છીએ તેનો પ્રથમ વિચાર કરજો. આપણે કયું ફળ જોઇએ છીએ અને તેને બદલે આપણે કઇ જાતનાં બી વાવીએ છીએ, એ તપાસજો અને આંખો દુખતી હોય તે મટાડવા સારુ પગે પાટા બંધાય એવું ન થાય તે સંભાળજો. જો એ બધી બાબતો વિચારશો તો તુરતજ સમજાશે કે, અદલ ઇન્સાફી પરમકૃપાળુ મહાન્યાયી ઈશ્વરના રાજ્યમાં કોઇની પણ મહેનતનું ફળ ફોગટ જતું નથી; એટલુંજ નહિ પણ ભક્તિનું ફળ તો તુરતજ મળે છે. માટે સમજી સમજીને પ્રેમપૂર્વક ભક્તિ કરો, ભક્તિ કરો; અને ખાતરી રાખજો કે, ભક્તિની મહેનત ફોગટ નહિ જાય; કારણ કે પ્રભુપ્રેમી મહાત્માઓએ કહ્યું છે કેઃ—

**દોહરા**

તુલસી તલપ ન છાંડીએ, નિશ્ચે લીજે નામ;<br>
મનુષ્ય મજૂરી દેત હે, કયું રખેગો રામ?<br>
રામ ઝરૂખે બેઠકે, સબકા મુજરા લેત;<br>
જેસી જીનકી ચાકરી, તેસા તીનકું દેત.

## ૧૦૮–પ્રભુના ગુણ ગાવાથી તપનું ફળ મળી રહે છે

ભાઇઓ! તપ કરવાનું કારણ એ છે કે, ઇન્દ્રિયોને વશ કરવી, મનને જીતવું, જીવને ઈશ્વરમય કરવો અને આત્માનો પરમાત્મા સાથે તાર જોડી રાખી અલૌકિક ઈશ્વરી આનંદ લૂંટવો, એ તપ કરવાના હેતુ છે ને તે પ્રમાણે થાય એ તપ કરવાનું ફળ છે; તેમજ

પ્રભુના ગુણ ગાવાથી પણ એ બધાં ફળ મળે છે. કેમકે એથી વિકારો ઓછા થાય છે, મન કાબૂમાં આવે છે, અંતરમાં આનંદ થાય છે અને જીવ ઈશ્વરમાં તલ્લીન થાય છે; માટે શાસ્ત્રમાં કહ્યું છે કે, પ્રભુના ગુણ ગાવામાં તપ કરવાનું ફળ આવી જાય છે; કારણ કે તપ કરવું એ કાંઇ બધા લોકોથી બની શકે તેમ નથી, પણ પ્રભુના ગુણ ગાવા એ તો સૌથી બની શકે તેમ છે, તેથી મહાત્માઓએ તપ કરતાં પણ ઈશ્વરના ગુણ ગાવાની બાબતને શ્રેષ્ઠ માનેલી છે. માટે ભાઇઓ ! સર્વશક્તિમાન, આનંદસ્વરૂપ, મોક્ષદાતા, પરમકૃપાળુ પરમાત્માના ગુણ ગાઓ અને પરમાત્માનું નામસ્મરણ કરો, પરમાત્માનું નામસ્મરણ કરો ! કારણ કે નામસ્મરણમાં તપનું ફળ તથા બીજાં બધાં ફળ આવી જાય છે, પણ તે નામસ્મરણ કેવું હોવું જોઇએ એ તમને ખબર છે? એને માટે સંતો કહે છે કેઃ—

**દોહરા**

રામ નામ સબ કોઇ કહે, ઠગ ઠાકોર ઓર ચોર;
વિના પ્રેમ રીઝે નહિ, તુલસી નંદકિશોર.
મનકા ફેરત જન્મ ગયો, ગયો ન મનકો ફેર;
કરકા મનકા છોડ કર, મનકા મનકા ફેર.
માલા તો કરમેં ફીરે, જીભ ફીરે મુખ માંહી;
મનવા તો દશ દિશ ફરે, એ તો સુમરન નાંહી.
સુમરનકી સુધી યું કરો, જેસી કામી કામ;
એક પલક વીસરે નહિ, નિશદિન—આઠો જામ.
સુમરનકી સુધી યું કરો, જ્યું ગાગર પનિહાર;
હાલે ચાલે સુરતમેં, કહે કબીર બિચાર.
સુમરનકી સુધી યું કરો, જ્યું સુરભિ ચિત્ત સુત માંહી;
કહે કબીર ચારો ચરત, બિસરે બહુ નાંહી.
સુમરન સુધી યું કરો, જેસે દામ કંગાલ;
કહે કબીર વીસરે નહીં, પલ પલ લે સંભાળ.
તુલસી છલબલ છાંડકે, કરીએ રામસનેહ;
અંતર કહો ભરથારસો, જીન દેખી સબ દેહ.



## ૧૦૯–જે ઊંચે ચડે તેને પ્રભુ નીચે પાડે છે અને જે નીચે ઊતરે છે, તેને તે ઉપર ચડાવે છે

આ દોરંગી દુનિયામાં કાંઇ એકજ પ્રકારનાં માણસ હોતાં નથી. બહુ વિચિત્ર સ્વભાવનાં માણસો હોય છે; તેમાં ઘણાં માણસોની રુચિ ધર્મ તરફ હોય છે અને કેટલાક ધર્મની ચેષ્ટા કરનારા પણ હોય છે. તે માંહેલા એક અભિમાની માણસે કોઈ ભક્તને પૂછ્યું કે, "તમારો પ્રભુ શું કામ કરે છે?" ત્યારે તે ભક્તે કહ્યું કે, "જે પોતાની મેળે ઊંચા ચડે છે, તેને મારો પ્રભુ નીચે પછાડે છે અને જે નીચે ઊતરે છે તેને તે ઉપર ચડાવે છે." આ સાંભળીને તે અભિમાનીએ પૂછ્યું કે, "એનો અર્થ શું?" ત્યારે તે ભક્તે કહ્યું કે, "જેઓ પોતાના ધનનું અભિમાન કરે છે તેઓને દેવાળાં કઢાવે છે, જેઓ પોતાના રૂપનું અભિમાન કરે છે તેઓને વખત આવે કુરૂપ બનાવે છે, જેઓ વિદ્યાનું અભિમાન કરે છે, તેઓમાં કોઇ કોઇ બાબતમાં બહુ મોટી ભૂલ રાખી દે છે, જેઓ પોતાના ઊંચા કુળનું અભિમાન કરે છે, તેઓને હલકા કુળવાળાના હાથમાં સોંપે છે, જેઓ પોતાના મોટા કુટુંબનું અભિમાન કરે છે તેઓમાં કુસંપ થાય છે, જેઓ આયુષ્યનું અભિમાન કરે છે તેઓનાં સગાંવહાલાં વહેલાં મરી જાય છે, જેઓ ભોગ તથા વૈભવ ભોગવવાનું અભિમાન કરે છે, તેઓને જલદી રોગી બનાવે છે, જેઓ અધિકારનું અભિમાન કરે છે તેઓના અધિકાર તૂટી જાય છે, જેઓ જુવાનીનું અભિમાન કરે છે તેઓની જુવાની કલંકવાળી થઇ જાય છે, જેઓ બળનું અભિમાન કરે છે તેઓને પોતાના દુશ્મનોને હાથે નીચું પડવું પડે છે, જેઓ પોતાના ગુણનું અભિમાન કરે છે, તેઓના ગુણને પ્રભુ આગળ વધતા અટકાવી દે છે, જેઓ ધર્મનું અભિમાન કરે છે તેઓને પ્રભુ કોઇક પ્રકારની પોલંપોલમાં રાખી દે છે અને જેઓ પોતાનાં ભાઇબહેનોને દબાવીને કોઇ પણ રીતે તેઓના કરતાં પોતાને ઊંચા ગણાવવાની કોશિશ કરે છે, તેવા અભિમાનીઓને તેઓએ પોતાના મનમાં માની લીધેલા ઊંચપણામાંથી ગબડાવી દઇ પ્રભુ નરકમાં નાખે છે અને જે નીચે ઊતરે છે એટલે કે નમે છે, તેઓને પ્રભુ ઉપર ચડાવે છે. જેમકે:—

"જેઓ પોતાના ગુણોને લીધે નમે છે તેઓના ગુણ વધતા જાય

છે, જેઓ પોતાની વિદ્યાને લીધે નમે છે, તેઓ પોતાની વિદ્યાનો જગતને વધારે લાભ આપી શકે છે; જેઓ પોતાની મોટાઇનું અભિમાન છોડી જગતના જીવોની સેવા કરવામાં લાગે છે, તેઓ વધારે મોટા થતા જાય છે; જેઓ ધનનું અભિમાન છોડી પોતાના ગરીબ બંધુઓ સાથે છૂટથી ભેળાઇ તેઓનાં દુઃખમાં ભાગ લે છે, તેઓ અનંતકાળના વૈભવો મેળવી શકે છે; જેઓ પોતાના કુળનું અભિમાન છોડી પ્રભુના પુત્રો સાથે आत्मवत् सर्वभूतेषु એ પ્રમાણે વર્તે છે, તેઓ સ્વર્ગના દેવો થઇ શકે છે; જેઓ પોતાના અધિકારના અભિમાનને છોડી પોતાના બંધુઓ સાથે નમ્રતાથી વર્તે છે તેઓના અધિકાર વધતા જાય છે; કારણ કે અધિકારીઓના અધિકાર તો બહારનાજ હોય છે, પણ દીનતાના ગુણવાળા મહાન મનુષ્યો તો લોકોના અંતઃકરણમાં અધિકાર ભોગવી શકે છે અને ધર્મની દીનતાવાળા ભક્તો હરિની હજૂરમાં જઇ શકે છે. આવી રીતે પ્રભુને અર્થે દીનતાથી નીચે ઊતરવામાં મોટાઇ છે, નમવામાં લક્ષ્મી છે, દીનતામાં કીર્તિ છે, અધીનતામાં જ્ઞાન છે, સેવામાં અધિકાર છે અને પવિત્ર સનાતનધર્મને અર્થે નીચે ઊતરવામાં સર્વશક્તિમાન મહાન પ્રભુ પોતે આપણી સાથે રહે છે; તેથી પ્રભુ સાથે હોવાને લીધે આપણે માટે સ્વર્ગનાં બારણાં ઊઘડી જાય છે; દેવો આપણા દોસ્ત બની જાય છે, ઇશ્વરી જ્ઞાનની કૂંચીઓ મળી જાય છે અને પ્રભુ પોતે આપણને દોરનારો બની જાય છે; કારણ કે દીનતા એ જગતના જીવો સાથે તથા પ્રભુની સાથે આપણને જોડનાર મહાશક્તિ છે અને અભિમાન એ સૌને જુદાં પાડનારી નાશકારક ભયંકર શક્તિ છે, માટે ભાઇઓ! જો કલ્યાણની ઇચ્છા હોય તો સર્વશક્તિમાન મહાન પ્રભુને અર્થે નીચે ઊતરો, નીચે ઊતરો; એટલે કે, સેવાધર્મમાં આવી જાઓ. મોટા બનીને ઉપર રહી શકાશે નહિ; કારણ કે મહાત્માઓએ કહેલું છે કે, "હારે તેને હરિ મળે." હારેલાઓને સારુ સ્વર્ગ છે, માટે અભિમાનનાં હથિયાર છોડીને દીનતાથી પ્રભુના શરણનું બળ લઇ સેવાધર્મ સ્વીકારો, એટલે પ્રભુ તમારોજ છે ને તમે પ્રભુનાજ છો.

### દોહરા

ઊંચે પાણી ના ટીકે, નીચેહી ઠહરાય;
નીચા હોયસો ભરપીયે, ઊંચ પિયાસા જાય.

લઘુતાસે પ્રભુતા વધે, પ્રભુતાસે પ્રભુ દૂર;
કીડી મિસરી ખાત હે, હસ્તી ફાકત ધૂળ

## ૧૧૦–પ્રભુના રસ્તા માટે આપણો જીવ જાગેલો છે કે નહિ, તે કેમ સમજવું ?

પરમકૃપાળુ સર્વશક્તિમાન મહાન પરમાત્માની ઇચ્છા એવી છે કે, સર્વ જીવોની ઉન્નતિ થવી જોઇએ અને મનુષ્યોએ સંપૂર્ણતાએ પહોંચવું જોઇએ; એટલે કે હરિની હજૂરમાં અનંતકાળના મોક્ષધામમાં જઇ ત્યાંનાં અખૂટ સુખો . અખંડિતપણે ભોગવવાં જોઇએ. તે સારુ દયાળુ પ્રભુએ જીવોના અતઃકરણમાં ઉચ્ચતાની લાગણી આપેલી છે. એ લાગણી આપણને પ્રભુ તરફ ખેંચે છે અને દુનિયાદારીનો મોહ વિષયસુખ તરફ ખેંચે છે. દરેક માણસના મનમાં હમેશાં એ દૈવી ને આસુરી વૃત્તિનું યુદ્ધ ચાલ્યા કરે છે; પણ તેમાં જેઓનો જીવ જાગેલો હોય છે, તેઓના અંતરમાં શરૂઆતમાં એ લડાઇ બહુ મોટી હોય છે; કારણ કે જીભ કહે છે કે, " આ સ્વાદ ચાખવો છે " પણ અંતર કહે છે કે, " નહિ, એ તો ઘણો વખત ખાધું,હવે મિતાહારી થા."પણ અંતરનો એ હુકમ મન માનતું નથી. તે તો હરાયું થઇને સ્વાદની પાછળ પાછળ દોડે છે અને જીભને રાજી રાખે છે. આ શરૂઆતની લડાઇ વખતે મન બહુ ઉશ્કેરાયેલું રહે છે; કારણ કે તેને જે જૂની ટેવો પડી ગયેલી છે તે છોડવી ગમતી નથી; પણ આપણો જીવાત્મા આપણા અંતરની મારફત એ ટેવો છોડવાનું તેની ઉપર દબાણ કરે છે, તેથી તે બેવડા જોરથી સામું થાય છે. એ વખતે મનનું જોર બહુ વધી જાય છે, તેથી એકલી આંતરપ્રેરણાથી તે કાબૂમાં આવી શકે નહિ, પણ સૃષ્ટિની રચનાજ એવી છે અને ઈશ્વરની ઇચ્છાજ એવી છે કે, મોડુંવહેલું સર્વ જીવોનું કલ્યાણ થવુંજ જોઇએ; તેથી એ મહાભારત યુદ્ધ વખતે કુદરત પોતે અંતરની ઉચ્ચ વૃત્તિઓને મદદગાર થાય છે. જેમ મહાભારતના યુદ્ધ વખતે શ્રીકૃષ્ણ ભગવાને દૈવી સંપત્તિવાળા અર્જુનને મદદ કરી જય મેળવી આપ્યો હતો, તેમ જાગેલા જીવના હૃદયમાં થતા ત્યાગ અને ભોગનાં યુદ્ધ વખતે કુદરત પોતે ત્યાગની મદદમાં ઊભી રહે છે. તેથી મન પોતાની ઇચ્છા પ્રમાણે સ્વાદ ભોગવવા જાય છે, પણ કુદરત તેને પાછું પાડી દે છે; કારણ

કે અંદરથી જીવ જાગેલો હોય છે, તેથી તેના વિચારો બદલાતા જાય છે, તેની રહેણીકરણી બદલાતી જાય છે, તેના ટેસ્ટ બદલાતા જાય છે, તેનું શરીર કેટલીક બાબતમાં બહુ દૃઢ થતું જાય છે, તેની લાગણીઓ ઊંડી અસર ગ્રહણ કરી શકે તેવી બનતી જાય છે; તેનું ધર્મજ્ઞાન વધતું જાય છે અને દુનિયાદારીના મોજશોખની બધી ચીજોમાં તેને ફિક્કાશ લાગતી જાય છે. આમ થયા છતાં પણ મનને બહુ લાંબો કાળ થયાં જે ટેવો પડી ગયેલી હોય છે અને જે ગતિ મળી ગયેલી હોય છે, તેમાંથી તે સહેલાઇથી પોતાની મેળે અટકતું નથી. તેથી ભોગ અને ત્યાગ વચ્ચે દરરોજ માનસિક લડાઇ થયા કરે છે. એ લડાઇ વખતે મન અધરાયું થઇને ખાય છે, પણ કુદરત તેથી વિરુદ્ધ છે માટે તેમાં અગાઉના જેવો સ્વાદ આવતો નથી. પ્રથમની પેઠે પાચન થતું નથી અને આજુબાજુના સંજોગો એવા બદલાઈ જાય છે કે, જીવ જાગેલો ન હોય ત્યારે જેમ છૂટથી વર્તાતું હોય તેમ પછી સ્વાભાવિક રીતેજ વર્તી શકાતું નથી; છતાં પણ મન ખાવાપીવાની પાછળ દોડયા કરે છે. પહેરવાઓઢવામાં પણ એમજ થાય છે. મન કહે છે કે, "આ ધોતિયું જોઇએ છે, આ શાલ જોઇએ છે, આ શેલું જોઇએ છે, આ પાઘડી જોઇએ છે, આ ગાદલું જોઇએ છે, આ શેતરંજી જોઇએ છે, આ બટન જોઇએ છે, આ ઘડિયાળ જોઇએ છે, આ બૂટ જોઇએ છે ને આ વીંટી જોઇએ છે." પણ અંતર કહે છે કે, "કયાં સુધી એમાં પડયું રહીશ? આજ સુધીની જિંદગી એમાં ગાળી, પણ હજી તને તૃપ્તિ થઇ છે? દુનિયામાં નવીનતાની કાંઇ હદ છે? ફેશનનો કાંઇ શુમાર છે? સૌંદર્યનો કાંઈ કિનારો છે? અને ભોગની વસ્તુઓનો કાંઈ પાર છે? નહિજ; ત્યારે વિચાર કર કે, તું એ બધાને કયાંથી પહોંચી શકીશ?" આટલું આટલું સમજાવ્યા છતાં પણ નવા ડગલામાં મન જાય છે, પચતું નથી તોપણ મિષ્ટાન્ન ખાવાનું મન થાય છે, મળતાં નથી તે શરબતો પીવાનું મન થાય છે અને ઠરાવ કરેલો છે કે, અમુક બાબતો નજ ખપે, તેમાં પણ વખતોવખત તલપ લાગે છે; કારણ કે જૂની ટેવો તે સહેલાઇથી છોડી શકતું નથી. તેને અગાઉથી જે ગતિ મળી ગયેલી હોય છે, તે ગતિને એકદમ અટકાવનારી મજબૂત બ્રેક* આપણી પાસે નથી તેથી ભક્તિની શરૂઆતના વખતમાં જાગેલા જીવોની અંદર

* ચાલતી ગાડી કે એવું કંઇ એકદમ અટકાવી દેવાની કળ.

બહુ મોટું યુદ્ધ થાય છે. મન કહે છે કે, "આ વરઘોડામાં જવું છે." પણ અંતર કહે છે કે, "એ તારું કામ નથી. ત્યાં તારા જેવા વિચારનાં માણસો ક્યાં છે? તારો એવો ડ્રેસ ક્યાં છે? તું એમાં શોભી શકે? જા મા, જો જઇશ તો સૌથી જુદો પડી જઇશ." મન કહે છે કે, "આ નાટકમાં જવું છે." પણ અંતર કહે છે કે, "હવે એમાં તને રસ લાગે એમ ક્યાં છે? ઉજાગરા ખમે એવું તારું શરીર ક્યાં છે? રંગના લપેડાઓમાં ને હલકા પ્રકારનાં ગાયનોમાં મજા પડે એવી તારી વૃત્તિઓ ક્યાં છે? અને હવે તને એટલી ફુરસદ ક્યાં છે?" મન કહે છે કે, "આ મહારાજાની સવારી જોવા જવું છે." પણ અંતર કહે છે કે, "અરે મૂર્ખા! કાં એ ભીડમાં ધક્કા ખાવા જાય છે? બહુ વખત જોયું તોપણ હજી તને તૃપ્તિ ન થઇ? ત્યારે આ વખત જોઇને વળી તું શું લકૂંબો કાઢીશ? ઠીક છે, જા, ફરી આવ. 'લક્કડકા લાડુ હૈ; ખાયગા સો પસ્તાયગા, ઓર નહિ ખાયગા વો ભી પસ્તાયગા.'" આવી રીતે સભાઓમાં, સરકસોમાં, મેળાઓમાં ને પરદેશોમાં દરેક જગ્યાએ મન ભટકે છે, જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં થોડી વારમાં કંટાળો લાગે છે, થાક લાગે છે, મહેનત પડે છે ને મનમાન્યું થતું નથી, તેથી અંતરમાંથી દુઃખ થાય છે અને પાછળથી પસ્તાવો થાય છે; છતાં પણ ફરી ફરીથી એ ને એ વાતોમાં મન લાગેલું રહે છે; કારણ કે ઘણા કાળના એવા સંસ્કારો તેમાં જામી ગયેલા છે; એટલુંજ નહિ પણ જ્યારે એક પાટા ઉપરથી બીજા પાટા ઉપર ટ્રેનને લાવવી હોય, ત્યારે તેને આગળ પાછળ હઠાવવી પડે છે ને વધારે જોર તથા વખત જોઇએ છે, તેમજ મનને નજીવી સાંસારિક કૂથલીઓમાંથી કાઢીને પ્રભુ તરફ વાળવું હોય, ત્યારે પણ એમજ થાય છે. માટે એ વખતે જે ધીરજ રાખી શકે અને એ ત્યાગ તથા ભોગના માનસિક યુદ્ધમાં જે જય મેળવી શકે, તેજ ભાગ્યશાળી છે, તેજ પુરુષાર્થી છે અને તેજ કૃતકૃત્ય છે. માટે ભાઇઓ! જ્યારે તમારા મનમાં આવું યુદ્ધ થાય ત્યારે જાણજો કે, તમારો જીવ જાગૃત થયો છે અને જ્યારે એમાં તમને ફતેહ મળતી જાય ત્યારે સમજજો કે, સર્વશક્તિમાન મહાન ઇશ્વરની કૃપા તમારી ઉપર ઊતરી છે. એ કૃપા ખોવાઇ ન જાય પણ વધતી જાય તેમ કરજો, એટલે તમે મહાન ભક્ત થઇ જિંદગીની સાર્થકતા કરી શકશો; પણ એ બધું દૈવી–આસુરી સંપત્તિના માનસિક યુદ્ધથી થાય છે, માટે એ મહાભારત યુદ્ધમાં હારી ન

જવાય એ સંભાળજો અને જ્યારે મન સુધરતું જાય ને પ્રભુના રસ્તામાં આગળ વધતું જાય, ત્યારે જાણજો કે, હવે આપણો જીવ જાગ્યો છે. એ વખતે જાગેલા જીવોને એમ લાગશે કેઃ—

**દોહરા**

પહેલે એ મન કાગ થા, કરતા જીવન ઘાત;
અબ તો મન હંસા ભયા, મોતી ચૂન ચૂન ખાત.
કબીર મન પર્વત હતા, અબ મેં પાયા જાન;
ટાંકી લાગી પ્રેમકી, નિકસી કંચન ખાન.

જ્યારે આવો અનુભવ થાય ત્યારે જાણજો કે, હવે આપણો જીવ જાગ્યો છે અને હવે અમે પ્રભુના માર્ગમાં છીએ. એમ થયા વિના આરો આવવાનો નથી; માટે તમારા મનમાં થતા દૈવી અને આસુરી સંપત્તિના માનસિક યુદ્ધમાં જેમ બને તેમ દૈવી સંપત્તિનો જય થાય તેમ કરો, દૈવી સંપત્તિનો જય થાય તેમ કરો.

## ૧૧૧–આપણે શા માટે બીજાઓ સાથે ભાઇબંધી રાખવી જોઇએ તેનો ખુલાસો

આ જગતનાં સૌ પ્રાણીમાત્રનો પિતા પ્રભુ છે અને આપણે સૌ જીવો તેના પુત્રો છીએ; માટે પિતા જેમ પોતાના ઘરમાં પોતાનાં છોકરાંઓને સલાહસંપમાં રહેતાં જોઇને રાજી થાય છે, તેમ આપણે સૌ એકબીજાની ભાઇબંધી રાખી હળીમળીને ચાલીએ, તો અનંત બ્રહ્માંડનો નાથ, સર્વશક્તિમાન આપણો પવિત્ર પિતા મહાન પ્રભુ રાજી થાય છે. આપણે ભાઇબંધી રાખી શકીએ માટે પ્રભુએ આપણને એકબીજાના ઓશિયાળા બનાવેલા છે.

આપણે સૌ એકબીજા સાથે હળીમળીને સલાહસંપથી વર્તી શકીએ તે માટે પ્રભુએ ખાસ ચાહીને જુદા જુદા દેશમાં જુદી જુદી વસ્તુઓ ઉત્પન્ન કરી છે અને જુદી જુદી પ્રજામાં તથા માણસોમાં ખાસ જુદા જુદા ગુણો મૂકેલા છે. જેમકે હિંદુસ્તાનમાં રૂ પેદા કર્યું છે, વિલાયતમાં કોલસાની તથા લોખંડની ખાણો ભરી મૂકી છે, અમેરિકામાં ઘઉં પેદા કર્યા છે, આસ્ટ્રેલિયામાં જનાવરોની પેદાશ વધારે કરી છે, સિલોનમાં મોતીનો પાક કરેલો છે, આફ્રિકામાં સોનાની ખાણો કરેલી છે, રશિયામાં ઘાસલેટના ઝરાઓ ભરેલા છે, બરમામાં લાકડાનાં જંગલો કરી મૂકેલાં

છે, ચીનમાં રેશમના કીડાઓની પેદાશ કરેલી છે, મલબારમાં સુખડનાં જંગલો કરેલાં છે, કાબૂલમાં મેવાનાં ઝાડો બનાવેલાં છે, અરબસ્તાનમાં ઊંચી જાતના અરબી ઘોડાઓ બનાવેલા છે, ઇસ્તંબોલમાં અત્તરોને માટે ફૂલોની પેદાશ થઇ શકે તેવાં હવાપાણી બનાવેલાં છે અને કાશ્મીરના મુલકને અતિશય સૌંદર્યવાળો બનાવેલો છે, તે શા માટે? એનું કારણ એજ છે કે, એકબીજા દેશને એકબીજાની જરૂર પડે અને તેને લીધે જુદા જુદા દેશનાં, જુદી જુદી જાતનાં, જુદા જુદા ધર્મનાં અને જુદી જુદી બોલી બોલનારાં માણુસો સૌ એકબીજાં સાથે હળીમળીને ચાલી શકે ને ભાઇબંધીથી વર્તી શકે તે સારુજ પ્રભુએ જુદા જુદા મુલકમાં જુદી જુદી ચીજોની ઉત્પત્તિ કરેલી છે. અરસપરસ ભાઇબંધી વધારવા માટે જેમ જુદા જુદા દેશમાં પ્રભુએ જુદી જુદી વસ્તુઓ ઉત્પન્ન કરી છે, તેમજ જુદી જુદી પ્રજાઓમાં જુદા જુદા માણુસોમાં પણ ખાસ જુદા જુદા ગુણો મૂકેલા છે; કારણ કે એ ગુણોના આકર્ષણથી પણ માણુસો ભાઇબંધીની સાંકળમાં જોડાયેલાં રહી શકે છે. જેમકે આગબોટો બનાવવાના હુન્નરમાં અંગ્રેજો હોશિયાર હોય છે, નવી નવી હુન્નરકળામાં અમેરિકનો આગળ પડતો ભાગ લઇ શકે છે, વૈજ્ઞાનિક બાબતોમાં જર્મનો વધી જાય છે, નવીન સુધારાઓનો જલદી લાભ લઈ જવામાં જાપાનીઓ ફાવી જાય છે, દયાની બાબતમાં જૈનો વધી જાય છે, ભક્તિની બાબતમાં વૈષ્ણવો વખણાય છે અને તત્ત્વજ્ઞાનની બાબતમાં આખી દુનિયામાં બ્રાહ્મણોની ફિલસૂફી વખણાય છે. હવે વિચાર કરો કે, જો આવી રીતે જુદી જુદી પ્રજામાં જુદી જુદી જાતની ખાસ કુશળતા ન હોત, તો ખરા પ્રેમથી માણુસો એકબીજાને ચાહી શકત નહિ; પણ પ્રભુની ઇચ્છા એવી છે કે, આપણે સૌએ એકબીજા સાથે કોઇ દિવસ તૂટે નહિ એવી ઈશ્વરી સગાઇ રાખવી જોઇએ. તે સારુજ તે દયાળુ પરમાત્માએ જુદી જુદી પ્રજામાં ને જુદાં જુદાં માણુસમાં જુદા જુદા કાંઇક ખાસ ગુણો મૂકેલા છે, જેથી આપણે સૌ આપણી પોતાની ગરજે ફરજિયાત રીતે અંતરની પ્રેરણાથી એકબીજાને ચાહી શકીએ અને એ અલૌકિક ચાહનામાંથી અંતે ધીરે ધીરે ઈશ્વરી પ્રેમમાં આવી શકીએ; માટે આપણુને સૌને ભ્રાતૃભાવની જરૂર છે.

ભ્રાતૃભાવ રાખવો એટલે કે પુરુષે સ્ત્રીને અને સ્ત્રીએ પુરુષને ચાહવું એટલુંજ બસ નથી; બાપે દીકરાનું અને દીકરાએ બાપનું

ભલું કરવું એટલુંજ બસ નથી અને શેઠે નોકરને તથા નોકરે શેઠને ફાયદો કરવો એનું નામ કાંઇ ભ્રાતૃભાવ નથી; પણ જગતમાં પ્રાણીમાત્ર સાથે એકસરખી દૃષ્ટિ રાખવી અને સૌને પરમકૃપાળુ પરમાત્માના જીવ સમજી સૌનું કલ્યાણ થાય એમ વર્તવું, તેનુંજ નામ ભ્રાતૃભાવ અને તેનુંજ નામ ઈશ્વરી સગાઇ છે.

એવી ઈશ્વરી સગાઇમાં નાના કે મોટા જોવાતા નથી, ધનવાન કે નિર્ધન જોવાતા નથી, વિદ્વાન કે મૂર્ખ જોવાતા નથી, આપણી જાતના કે પરજાતના જોવાતા નથી, આપણા દેશના કે પરદેશના જોવાતા નથી, આપણા ધર્મના કે પરધર્મના જોવાતા નથી, સ્ત્રી કે પુરુષ જોવાતાં નથી અને કાળાં કે ગોરાં જોવાતાં નથી; પણ તે સર્વે આપણા મહાન પિતા સર્વશક્તિમાન ઈશ્વરનાં પુત્રપુત્રી છે અને આપણાં સગાં ભાઇબહેનજ છે, એવું સમજીને તેઓની સાથે યોગ્યતાથી વર્તવું તેનુંજ નામ ભ્રાતૃભાવ છે. આ જગતમાં જુદાં જુદાં માણસમાં જુદા જુદા ગુણો તથા જુદા જુદા અવગુણો તો રહેશેજ, પણ એટલા માટે કાંઇ આપણાથી ઈશ્વરી સગાઈ તોડી નખાય નહિ.

એકજ બગીચામાં ઘણાંએ જુદી જુદી જાતનાં ઝાડો હોય છે, એટલુંજ નહિ પણ બધી જાતનાં ઝાડોમાં તથા તેનાં ફળોમાં જુદા જુદા ગુણો અને જુદા જુદા સ્વભાવ હોય છે. જેમકે કોઇ ખાટાં હોય છે, કોઇ મીઠાં હોય છે, કોઇ ખારાં હોય છે, કોઇ તીખાં હોય છે, કોઇ કડવાં હોય છે; કોઇ ખટમધુરાં હોય છે અને કોઇ તમતમાં હોય છે; તેમજ આ જગતનાં માણસોના સ્વભાવ અને પ્રકૃતિ પણ જુદી જુદી હોય છે. જેમકે કોઈ માણસ ક્રોધી હોય છે, કોઇ લોભી હોય છે, કોઈ કામી હોય છે, કોઇ ભોળા હોય છે, કોઇ શરમાળ હોય છે, કોઇ બહુબોલા હોય છે, કોઈ ખૂની હોય છે, કોઇ ઝેરીલા હોય છે, કોઇ અદેખા હોય છે, કોઇ ખટપટી હોય છે, કોઈ બકબકિયા હોય છે, કોઇ અજ્ઞાની હોય છે અને કોઇ સ્વાર્થી હોય છે; પણ આપણે કાંઇ આપણા ભાઇબંધોના એવા દોષો તરફ જોવાનું નથી, પણ આપણે તો એમજ સમજવાનું છે કે, એ બધા બહારથી ગમે એવા દોષભાવવાળા દેખાવા છતાં પણ આપણા સર્વશક્તિમાન મહાન પિતા પ્રભુના ઉત્પન્ન કરેલા જીવો છે અને તેઓમાં પવિત્ર આત્મા રહેલો છે, એમ સમજીને આપણે સૌ સાથે હળીમળીને સૌના વાજબી હકો ચુકાવી આપવા તેનું

નામ ભ્રાતૃભાવ છે અને તેનુંજ નામ ઈશ્વરી સગાઈ છે. એ સાચી સગાઈ કાંઈ માણસોના જુદા જુદા સ્વભાવ સારુ તોડી નખાય નહિ, માટે પ્રભુના સૌ જીવો સાથે હળીમળીને ચાલવું જોઇએ.

## ૧૧૨–ભક્તિના નિયમો આપણે પાળી શકતા નથી, તેથીજ આપણી ભક્તિ ફળીભૂત થતી નથી

અમે જોયું છે કે, ઘણાએ દૈવી જીવોને ભક્ત થવું ગમે છે; કારણ કે ભક્તોના આનંદ, મહાત્માઓના માનમરતબા, હરિજનોની ભલાઇ અને આજુબાજુના સારા માણસોનો ભક્તિ ઉપરનો ભાવ તેઓએ જોયેલો હોય છે; એટલુંજ નહિ પણ દરેક સદ્ગુરુઓ જ્યાંત્યાં એની એ વાતનો ઉપદેશ કરે છે, દરેક આગળ વધેલા સાધુઓ એની એ વાત સિદ્ધ કરે છે, શાસ્ત્રો એની એ વાત કહે છે, પારકા ધર્મવાળાઓ પણ બીજાઓના ધર્મની નિંદા કરતાં કરતાં પણ ભક્તિ કરવાની વાત કહે છે તથા આપણું અંતઃકરણ પણ કહે છે કે, અખંડ આનંદરૂપ, શાંતિના સમુદ્ર, સર્વશક્તિમાન મહાન ઈશ્વરની ભક્તિ કરવી જોઇએ અને કોઇ કોઇ વખત આપણું મન જ્યારે ભક્તિમાં જાય છે ત્યારેજ તે ઠરે છે. એ બધા ઉપરથી ઘણાંએ ભલાં ભાઇબહેનોને ભક્તિ કરવાનું મન થાય છે; પણ ભક્તિને આગળ વધારવા સારુ જ્યારે અમુક બાબતોનો ત્યાગ કરવો પડે અથવા કાંઇ નિયમો પાળવા પડે ત્યારે મન પાછું ફરે છે. કોઇ પણ વિષય કે વસ્તુનો ત્યાગ કરવો કે નિયમો પાળવા એ મનને જરાય ગમતું નથી; કારણ કે બહુ લાંબો કાળ થયાં તેનામાં એ જાતના સંસ્કારો બેસી ગયેલા છે, ઘણાં વર્ષો થયાં તેને એ જાતની ટેવ પડી ગયેલી હોય છે, આજુબાજુની દુનિયામાં બધે ઠેકાણે તે એવુંજ જુએ છે અને ઊંચાણમાં ચડવાની મહેનત કરવા કરતાં નીચાણમાં સરી પડવામાં તેને મજા પડે છે. મનનો આવો સ્વભાવ અને આજુબાજુનાં આવાં કારણો હોવાથી ભક્તિને અંગે જે નિયમો પાળવા જોઇએ તે આપણાથી પાળી શકાતા નથી, તેથી આપણે ભક્તિમાં પછાત રહી જઇએ છીએ અને તેથીજ આપણી ભક્તિ ફળીભૂત થતી નથી; કેમકેઃ—

પવિત્ર મહાત્માઓ તથા આપણાં ઉત્તમ ધર્મશાસ્ત્રો મારફત પ્રભુ પોતે આપણને વારંવાર કહે છે કે, સૌના વાંક માફ કરો;

પણ આપણે વેર લેવાની લાગણીને તજી શકતા નથી. પ્રભુ કહે છે કે, કોઈ પણ જાતની ચોરી ન કરો; પણ મનની જરાક નબળાઇને લીધે નજીવા નજીવા સ્વાર્થ સારુ જાણ્યેઅજાણ્યે નાની નાની ચોરીઓ કરવાની ટેવને આપણે છોડી શકતા નથી. પ્રભુ કહે છે કે, મારા સિવાય બીજા કોઇથી ડરો મા; પણ આપણે દેશાચાર, લોકાચાર, કુળાચાર તથા આજુબાજુના સંજોગોના ગુલામ બની ગયા છીએ અને પ્રભુથી ન ડરીએ તેટલા એ બધી બાબતોથી ડર્યા કરીએ છીએ. પ્રભુ કહે છે કે, જેમ બને તેમ અંતરમાંથી ને બહારથી બધી રીતે પવિત્ર રહો; પણ આપણે હલકી જાતના વિકારોમાં ને મલિનતામાંજ રમ્યા કરીએ છીએ. પ્રભુ કહે છે કે, જગતનાં બધાં મનુષ્યો મારાં બાળકો છે, માટે તેને માન આપો ને મદદ કરો; પણ માન આપવાને તથા મદદ કરવાને બદલે આ સારા ને આ માઠા, આ ઊંચા ને આ નીચા, આ અમારા ને આ પારકા, આ ધર્મી ને આ અધર્મી અને આ પ્રભુના માનીતા ને આ અણમાનીતા, એવા ભેદ પાડી આપણે ઊલટો વિરોધ વધારીએ છીએ. પ્રભુ કહે છે કે, મારી ઇચ્છાને આધીન થાઓ; પણ આપણે કહીએ છીએ કે નહિ, અમારી ઇચ્છા પ્રમાણે થવું જોઇએ. પ્રભુ કહે છે કે, તમારા મનને જીતો, એટલે જગત જિતાશે; પણ આપણે તો આપણા મનને ગમે તેમ રખડવા દઇએ છીએ અને તેમ છતાં જગતને જીતવાની આશા રાખીએ છીએ. પ્રભુ કહે છે કે, ગરીબોને મદદ કરો; પણ ગરીબોને અર્થે તનનો, મનનો, ધનનો, વચનનો કે કર્મનો એકેનો આપણે પૂરો ઉપયોગ કરી શકતા નથી; પણ ઊલટા દમ ભરાવીને ગરીબોનેજ લૂંટીએ છીએ અને " દૂબળો સિપાઇ ઢેડવાડે શૂરોપૂરો " તેમ આપણે સૌથી પહેલાં ગરીબોનેજ ઠોકર મારીએ છીએ; અને પ્રભુએ બહુ ખુલ્લી રીતે કહ્યું છે કે, સર્વભાવથી મારેજ શરણે આવો; પણ તેને બદલે આપણે તો સર્વભાવથી ઝાંઝવાનાં જળ જેવી માયાનેજ વળગી રહીએ છીએ. આવી રીતે ભક્તિને અંગે જે વિકારોનો ત્યાગ જોઇએ તે આપણે કરી શકતા નથી; તથા જે નિયમો પાળવા જોઇએ તે આપણે પાળી શકતા નથી; તેથી આપણે ભક્તિમાં પછાત રહી જઈએ છીએ ને તેથીજ આપણી ભક્તિ ફળીભૂત થતી નથી. માટે ભાઈઓ ! યાદ રાખજો કે, જરાક વારના આપણા વિકારો સારુ કરીને સચ્ચિદાનંદરૂપ પરમકૃપાળુ પ્રભુને છોડી દેવો

એ ટાંકણી સારુ મોટું રાજ્ય આપી દેવા કરતાં પણ વધારે ખરાબ છે. પાણીના પરપોટા જેવો આપણો દેહ કે જે થોડા વખતમાં મસાણમાં ખપી જવાનો છે અથવા કીડીઓનો ખોરાક થવાનો છે, તે સારુ સ્વર્ગનું રાજ્ય છોડી દેવું તથા જરાક વાર મનને રાજી રાખવા સારુ નરકનો ભયંકર અગ્નિ પસંદ કરવો, એ કરતાં વધારે મૂર્ખાઇ તે બીજી કઈ? એટલુંજ નહિ પણ આપણા અંતઃકરણને કુદરતી રીતેજ ભક્તિ ગમે છે, પણ મનને ખોટી વસ્તુઓનો ત્યાગ કરવો ગમતો નથી; માટે એ નબળાઇમાં પડ્યા રહીને અન્નદાતા, પ્રાણદાતા, શાંતિદાતા અને જગતકર્તા, મહાન પ્રભુને ન ભૂલી જવાય એ સંભાળજો; કારણ કે એની યાદીમાં ભક્તિની સિદ્ધિ છે, એની યાદીમાં સ્વર્ગ છે, એની યાદીમાં મોક્ષ છે તથા એની યાદીમાં સર્વસ્વ છે; અને એને ખાતર આપણી શક્તિના પ્રમાણમાં ત્યાગ કરવા તથા આપણાથી બની શકે તે નિયમો પાળવા એજ તેની સાચી યાદી છે. માટે જો ભક્તિનાં ફળ જોઇતાં હોય તો મહાન ઇશ્વરના નિયમો પળાય તેમ કરો; કારણ કે મહાત્માઓ કહે છે કે, વાતોમાં નહિ વળે, કરી બતાવશો ત્યારેજ આરો આવશે. એને માટે સંતો કહે છે કેઃ—

### દોહરો

કરની બિન કથની કથે, ગુરુપદ લહે ન સોય;
બાતોં કે પકવાન સેં, ધ્રાયા નાહીં કોઈ.
કરની બિન કથની કથે, અજ્ઞાની દિનરાત;
કૂકર જ્યું ભૂંકત ફીરે, સુની સુનાઇ બાત.
કહેતે સો કરતે નહિ, મુખસેં બડે લબાડ,
કાલા મુખ લે જાયગે, સાહેબ કે દરબાર.
લિખના, પઢના, ચાતુરી, તીનો બાતાં સહેલ;
કામ દહન, મન વશકરન, ગગન ચઢન મુશ્કેલ.
કહેણી મિસરી ખાંડ હે, રહેણી તાતા લોહ;
કહેણી કહે રહેણી રખે, એસા વિરલા કોહ.
વાણી તો પાણી ભરે, ચારો વેદ મજૂર;
કરની તો ગારા કરે, રહેનીકા ઘર દૂર



## ૧૧૩–બીજું બધું પાસે હોય છતાં માત્ર પાણી વિનાજ બાદશાહનું લશ્કર રેતીના રણમાં મરી ગયું, તેમ દુનિયાના બધા વૈભવો છતાં માત્ર પ્રભુપ્રેમ નહિ હોય તો આપણા પણ એજ હાલ થશે

ઇતિહાસ વાંચનારાઓ જાણે છે કે, વિનાકારણ મહમદ ગઝનવીએ સોમનાથ ઉપર ચડાઇ કરી ત્યાંથી ગેરવાજબી રીતે મોટી લૂંટ મેળવી હતી. એ પછી ત્યાંથી તે પોતાના મુલકમાં પાછો ફરતો હતો, ત્યારે ભીમદેવે તેનો રસ્તો રોકચો હતો, તેથી તેને કચ્છના રણમાં થઇને જવું પડયું હતું. એ વખતે રણમાં પાણી નહિ મળવાથી તેના હજારો માણસો તરફડી તરફડીને પાણી વિના મરવા લાગ્યા. આવી રીતે પોતાના બહાદુર માણસોને બૂરા હાલે મરતા જોઈને બાદશાહે પોતાના ખજાનચીને પૂછયું કે, "આપણી પાસે શું શું સરસામાન છે?" ત્યારે ખજાનચીએ કહ્યું કે, "હજૂર! સોનામહોરોનાં ઊંટો ભરેલાં છે, ચાંદીની પાટોનાં ગાડાં ચાલ્યા આવે છે, લડાઈમાંથી ને રસ્તામાંથી કેદ પકડેલા હજારો ગુલામો આપણા લશ્કરની ખિદમતમાં તૈયાર છે. આગળપાછળ ઘાસદાણાની વણઝારો ચાલી આવે છે, અરબી ઘોડાઓ ને પહાડી ખચ્ચરો જેટલાં જોઈએ એટલાં છે, હથિયારો ને દારૂગોળો ખૂટે તેમ નથી, સરદારો પોતાનાં માથાં ઝુકાવીને આપણા હુકમની વાટ જુએ છે, આપણી સવારીને આવતી જોઇને આપણા ભયથી આસપાસના પચીસ પચીસ ગાઉમાંથી હરણિયાંની પેઠે દુશ્મનો ભાગી જાય છે, હીરામાણેકની પણ કાંઈ ખોટ નથી અને સેંકડો જાતની હિંદુસ્તાનની સ્વાદિષ્ટ મીઠાઈઓના હજારો કરંડિયા ચાલ્યા આવે છે; હજૂર! આ વખતની ફતેહ તો બહુ મોટી છે. અત્યારે આપણી પાસે માત્ર પાણી નથી, બાકી બધુંએ છે." આ સાંભળી બાદશાહે કહ્યું કે, "આપણી પાસે બધુંએ છે, ત્યારે પાણી કેમ નહિ મળે? પાણી લાવો, પાણી લાવો, જલદીથી પાણી લાવો, ગમે તેમ કરીને પાણી લાવો, એક રૂપિયાનું એક પ્યાલો પાણી મળે તોપણ તે લાવો." ખજાનચીએ કહ્યું: "નામદાર સાહેબ! અત્યારે આ રણમાં સોનાનું સોના ભારોભાર પાણી મળી શકે તેમ નથી." એ સાંભળીને

બાદશાહ બહુ ગુસ્સે થયો. એ પછી તેણે પોતાના લશ્કરમાં ઢં-ઢેરો પિટાવ્યો કે, "જે અત્યારે પાણી લાવી આપે તેને મોંમાગ્યું ઇનામ આપું. જોઇએ તો લાખો રૂપિયા આપું અને જોઇએ તો ગામગરાસ આપું; પણ કોઇબી રીતે કોઇ પાણી લાવો. અરે, મારા તરફડતા સિપાઇઓ માટે કોઇ થોડું પાણી લાવો, પાણી લાવો!" પણ અફસોસ કે, એ વખતે રેતીના રણમાં પાણી ક્યાંથી? તેથી પાણી વિના તરફડી તરફડીને હજારો માણસો મરી ગયા.

ભાઇઓ! આ વાતનો સાર કાંઇ સમજ્યા? એક પંડિતજી કહેતા કે, આપણી પોતાની ઉપર જો આ વાત લાગુ પાડીએ તો બાદશાહ તે આપણો જીવ છે, સોમનાથ ઉપરની ચડાઇ તે પ્રભુ સાથેની આપણી લડાઇ છે. એ અધર્મની લડાઇમાં આપણે ફત્તેહ મેળવીએ છીએ, એ ફત્તેહ તે આપણી માલમિલકત અને આપણાં દુનિયાદારીનાં સુખો છે. રાજધાનીનો મુલક તે સ્વર્ગ છે, રસ્તો રોકનાર ભીમદેવ તે જમદૂત છે, રેતીનું રણ તે નરકનો માર્ગ છે, પાણી વિના તરફડતા સિપાઇઓ તે અંતરની શુભ વૃત્તિઓ છે, ખજાનચી તે મન છે અને પાણી તે પ્રભુપ્રેમ છે. એ બાદશાહની પેઠે આપણે પણ આપણા સંસાર–વ્યવહારમાં આપણા બંધુઓ પાસેથી અધર્મની લૂંટો મેળવીએ છીએ; પણ મોત પછી જ્યારે બાપના રાજ તરફ આપણા મુલકમાં જઇશું, ત્યારે યમદૂતો સ્વર્ગનો રસ્તો રોકી લેશે, તેથી આપણે રેતીના રણમાં એટલે કે નરકના રસ્તામાં જવું પડશે. એ વખતે પ્રભુપ્રેમરૂપી પાણી વિના ત્યાં આપણા શું હાલ થશે, એ કાંઇ ખબર છે? જેને માટે આપણે અધર્મ કરીએ છીએ, તે આપણાં બાયડી–છોકરાં ત્યાં આપણુને બચાવી શકે તેમ નથી; આપણી નાચપાર્ટીઓની મોજમજા એ રેતીના રણમાં આપણુને આનંદ આપી શકે તેમ નથી; આપણા હલવા, બાસુંદી, ઉપર ઘીના લાડુ અને શિયાળાના પાકો ત્યાં પાણી વિના આપણુને પુષ્ટિ આપી શકે તેમ નથી; આપણા મોટા બંગલાઓ, આપણું સુંદર ફર્નિચર આપણા હા જી હા કરનારા ખુશામતિયાંઓ, આપણાં સેંટ ને પોમેડ, આપણી રેશમી છત્રી ને સોનાની ફ્રેમનાં ચશ્માં, આપણાં નાટકો ને સરકસો, આપણી નોટો ને ચેકો, આપણાં વ્યાજો ને એસ્ટેટો અને યાદ રાખજો કે, આપણી સત્તા તથા શાણપણ નરકના રસ્તામાં પ્રભુપ્રેમ વિના આપણુને જરા પણ ઉપયોગી થઇ શકે તેમ નથી. ઊલટું એ

બધું જોઇ જોઈને અંતરમાં ઝાળો ઊઠશે; અને એમ લાગશે કે, હાય હાય! બહુ ભૂલ થઇ, બહુ ભૂલ થઇ. અરે! અમે કેવા મૂર્ખા કે આટલાં બધાં સારાં સાધનો છતાં પણ પાણી લેવું ભૂલી ગયા? અરે અરે! કયાંય આવી ભયંકર ભૂલ તે હોય? ગજબ! ગજબ! હવે અમારું શું થશે? પણ એ રાંડ્યા પછીનું ડહાપણ એ વખતે ત્યાં કાંઇ કામ લાગશે નહિ; માટે ભાઇઓ! વખત છે તેટલામાં ચેતો, ચેતો અને અંતરમાં પ્રભુપ્રેમરૂપી પાણી ભરી લેવાય તેમ કરો; કારણ કે બધુંએ હશે પણ જો એ પાણી નહિ હોય, તો એ બાદશાહની પેઠે રેતીના રણમાં માર્યા જઇશું. માટે પ્રભુપ્રેમરૂપી પાણી ભરી લેવાય તેમ કરો અને જો એ સાચી વસ્તુ નહિ હોય, તો મૂઆ પછી બીજું કાંઇ પણ જરાએ કામ આવે તેમ નથી. એને માટે મહાત્માઓએ કહ્યું છે કેઃ—

**દોહરા**

પારસમણિ અરુ કામધેન, કલ્પતરુકી વાડ;<br>
તુલસી હરિકે ભજન બિન, તાતે ભલો ઉજાડ.<br>
ઊંચા કુળ કિસ કામકા, જહાં નહિ હરિકો નામ;<br>
તુલસી તાતે સુપચ ભલો, જીસ મુખ હરિકો નામ.

## ૧૧૪–આપણા ગરીબડા પ્રારબ્ધને ફેરવવાનો ઉપાય

અમે જોયું છે કે, ઘણાં માણસો ગરીબ હોય છે. તેઓ કહે છે કે, અમારાં પ્રારબ્ધ એવાં છે, પણ એજ માણસ જ્યારે કોઈ શેઠિયાની કે રાજાની નોકરીમાં રહી જાય છે, ત્યારે રાજાના સંગથી તેના પ્રારબ્ધના પ્રતાપે પેલા ગરીબ માણસનાં નાનાં પ્રારબ્ધ પણ મોટાં થઇ જાય છે. એ માટે એક ખવાસ ભક્ત કહેતો કે, “મારા ઘરનું છાપરું આજ તૂટે કાલ તૂટે એવું થઇ રહેલું હતું, તેમાં ઊંદરોનું લશ્કર દોડાદોડ કરી મૂકતું, ઘર ઉપર પૂરાં નળિયાં ન હોવાથી વરસાદનું અર્ધું પાણી ઘરમાં પડતું અને એથી ભેજવાળી જમીન ઉપર મચ્છરોનું સૈન્ય ગણુગણાટ કર્યા કરતું ને તે જરાય વાર સુખે સૂવા દેતાં નહિ. હું જુવારના જાડા રોટલા ને ડુંગળી ખાતો હતો, પણ કોઇ વખત મને ઘેર આવતાં વાર લાગે તો છોકરાંઓ મારામારી કરીને થોડુંક શાક હોય તે ખાઇ જતાં, એટલે તે પણ મારે માટે રહેતું નહિ. પાણી પીવાના પિત્તળના

લોટામાં ત્રણ કાણાં હતાં, ત્યાં મીણ દઇને ચલાવતો પણ એ પણ દુકાળમાં ચોરાઇ ગયો, તેથી કાંઠાભાગેલા લોટાએ પાણી પીતો. સૂવાને માટે પણ એમજ. પખાલના પાડા ઉપર આથર નાખે છે તેવું પાગરણ હતું અને મહેમાન આવે ત્યારે અથવા ઘરમાં કોઇ માંદુંસાજું હોય ત્યારે એમાં પણ તાણાતાણ થતી. પગરખાં તો બાપા પહેરતા. મારા નસીબમાં તો નહોતાં, એટલે એ માટે કાંઇ કહેવાનું નથી અને જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં કપડાં કેટલાં થીંગડાંવાળાં હોય, કેવાં મેલાં હોય અને કેવી જાતની શોભાવાળાં હોય તે તમારેજ વિચારી લેવું. હું જ્યારે મારે ઘેર એકલો રહેતો હતો, ત્યારે મારું નસીબ આવું હતું. એ પછી ઈશ્વરકૃપાથી હું એક રાજાની નોકરીમાં રહ્યો અને સારી ચાલથી થોડા વખતમાં હું તેનો હજૂરિયો થયો. એ પછી રાજાના હજૂરિયાના ભપકાની વાત શું પૂછવી ? રાજાની પછવાડે અમને પણ બત્રીસ જાતનાં ભોજન મળવા લાગ્યાં, રહેવાને સુંદર મકાનો મળ્યાં, વાસ મારતાં સડેલાં કપડાંને બદલે સોનેરી જરીવાળા પોશાકો મળ્યા, ઘરમાં કૂતરાં હાંકવા માટે ભાંગેલી લાકડીનો કટકો પણ નહોતો, તેને બદલે અહીં સોનારૂપાની છડીઓ હાથમાં આવી પડી અને મહારાજાની સાથે તેમની કેટલીક ખાનગી વાતો જાણવા માટે કારભારીઓ પણ મારી ખુશામત કરવા લાગ્યા. અગાઉ લોકો મને કાળિયો કાળિયો કહેતા, તેને બદલે હવે હું કાળુભા સાહેબ થઇ પડ્યો. પ્રથમ જે લોકોને ઘેર હું ધક્કા ખાતો હતો, તેજ લોકો હવે મારે ઘેર ધક્કા ખાવા લાગ્યા. પ્રથમ હું સલામ કરતો ત્યારે મારી સલામ પણ લેતા નહિ, તે મોટા માણસો મહારાજાનો હજૂરિયો થવાથી ખાસ ચાહીને મને સલામ કરવા લાગ્યા. પ્રથમ જ્યારે મારે ક્યાંય બહારગામ જવું હોય, ત્યારે મારે માટે મારા બે પગની ગૂડાગાડી તૈયાર હતી, પણ હવે તો સરકારી ગાડીઓ; ને વધારે જરૂર પડે ત્યારે લોકો તરફથી મફતના ગાડીઘોડા મળવા લાગ્યા. અરે શું વાત કરું ? તમને જરા હસવું તો આવશે, પણ સાચું કહું તો મારી બાયડી પણ ફરી ગઈ અને તેનું નસીબ પણ ફરી ગયું. છાણાં થાપવાના અને લાકડાં કાપવાના છોલ તેના હાથમાં પડ્યા હતા, તે હવે સાબુ ઘસી ઘસીને કાઢે છે, પણ હજી નીકળ્યા નથી. એ તો ઠીકજ છે; પરંતુ પ્રથમ તે પણ મને પડ્યા ઉપર પાટુ માર્યા વિના રહેતી નહિ. અછતનો બળાપો કરતાં કરતાં ગામડાના જંગલી

લોકોની કઠોર બોલી પ્રમાણે દિવસમાં બેચાર વાર મંગલપુષ્પાંજલિથી તે મને વધાવતી, પણ હવે હું જ્યારે છતનો છણકો કરું છું, ત્યારે તે મારા તેજમાં અંજાઈ જાય છે; અને મને રાજી રાખવાની તજવીજ કરે છે. આવી રીતે મોટાના સંગથી તેના પ્રારબ્ધના બળે મારું નાનું પ્રારબ્ધ પણ મોટું થઈ ગયું, તેથી હવે હું લીલાલહેર કરું છું અને કહું છું કેઃ-

ભાઈઓ! જો તમારે પણ તમારા નાના પ્રારબ્ધને ફેરવવું હોય, તમારાં નાનાં કર્મોને મોટાં બનાવવાં હોય, તમારાં ગરીબ નસીબને તવંગર બનાવવાં હોય અને તમારા ઢીલા પુરુષાર્થને દૃઢ બનાવવો હોય, તો અપાર તેજવાળા, સદા સર્વનું કલ્યાણ કરનારા, હમેશાં કાયમ રહેનારા, દયાના સાગર, મોક્ષ આપનારા મહાન પ્રભુના પવિત્ર માર્ગમાં આવો, ઐશ્વર્યના માલિકના દોસ્ત થાઓ, લક્ષ્મીના નાથના દાસ થાઓ અને જેને માટે પ્રભુ અવતાર લે છે તે સંતોના મદદગાર થાઓ; એટલે તેના સંગથી તેની સાથે તમારાં પ્રારબ્ધ પણ ફરી જશે. શું એમ થશે? એવી શંકા શા માટે કરો છો? કારણ કે જરા વિચાર કરો કે, મારા જેવો ગરીબ ખવાસ એક નાનકડા રાજાના પ્રતાપે જ્યારે આટલી બધી મોજ કરે છે, ત્યારે તમારા જેવા હરિજન મહાજનો વિશ્વને વંદન કરવા યોગ્ય, જગતના સ્વામી, પાપનાશક, અધમઉદ્ધારણ, પરમઆનંદરૂપ પરમાત્માના શરણથી કેટલું બધું મેળવશો એનો ખ્યાલ તો કરો! માટે જો તમારાં પ્રારબ્ધને ફેરવવાં હોય તો સર્વશક્તિમાન મહાન પ્રભુને તમારા અંતરમાં આવવા દો અને તમારા જીવાત્માને તેની સાથે તન્મય થવા દો, એટલે કૃપાના ભંડાર, નોધારાના આધાર, અનાથના નાથ, દીનજનપાલક સર્વ કરતાં શ્રેષ્ઠ, અખંડાનંદ, મહાન ઈશ્વરના ઐશ્વર્યના પ્રતાપે તમારાં હલકાં પ્રારબ્ધ પણ ભારે થઇ જશે; માટે ભાઈઓ! જ્યાંત્યાંથી કોઇ પણ રીતે પ્રભુના શરણમાં આવો, પ્રભુના શરણમાં આવો!"

## ૧૧૫–દારૂખાનામાં જેમ આગની બહુ સંભાળ રાખવી પડે છે, તેમ મન પણ ખરાબ સંજોગમાં ન આવી જાય એ સંભાળજો

એક ભક્તે કહ્યું કે, "એક વખત અમે દારૂખાનું જોવા ગયા

હતા, ત્યાં દરવાજામાં દાખલ થતી વખત મોટા સફેદ અક્ષરનું પાટિયું જોવામાં આવ્યું. તેમાં લખ્યું હતું કે, 'અહીં બીડી પીવાની સખ્ત મનાઇ છે.' એ પછી આગળ વધતાં પહેરેગીરે અમને કહ્યું કે, 'તમારી પાસે કાંડીનાં બાકસ, ગંધક, ફોસફરસ, તેજાબ, જોડામાં આવેલી નાળ કે ખીલા અને એવીજ બીજી જે કાંઇ સળગી ઊઠે તેવી ચીજ હોય, તે અહીં મૂકી જાઓ.' અમે કહ્યું કે, 'એમ કાં?' ત્યારે તેણે કહ્યું કે, 'આ દારૂખાનું છે, તેમાં કાંઇ એવી ચીજો લઈ જવાય નહિ.' અમે કહ્યું કે, 'એ વાત સાચી, પણ અમે કાંઇ તમારા દુશ્મન નથી, અમે તો મિત્ર છીએ. અમારો એટલો ભરોસો તમે કેમ નથી રાખતા? અમારા ખિસ્સાના કોઇક ખૂણામાં કાંડીનું એકાદું નાનકડું બાકસ પડયું હોય તેમાં તમે શેના એટલા બધા ડરી જાઓ છો?' ત્યારે તે ચોકીદારે કહ્યું કે, 'સાહેબ! તમારો વિશ્વાસ છે તેને લીધે તો તમને આ દારૂખાનું જોવા દઇએ છીએ; પણ તમારી પાસે જે સળગી ઊઠે તેવી ચીજો હોય તેનો કાંઇ વિશ્વાસ થાય નહિ. જો એનો વિશ્વાસ કરીએ તો તો તમે ને અમે સૌ ઘડીકમાં માર્યા જઇએ; માટે જો અંદર જવું હોય તો એવી ચીજોને અહીં છોડી દો.'"

આ દાખલો આપીને તે ભક્તરાજ મહારાજ કહેતા કે, "ભાઇઓ! દારૂનો સ્વભાવ એકદમ સળગી ઊઠવાનો છે, માટે ત્યાં અગ્નિ પેદા થાય એવી ચીજો લઇ જવાય નહિ અને જો હઠ કરીને એવી ચીજો અંદર લઈ જઇએ, તો જરાક ભૂલ થતાં મોટી ખરાબી થયા વિના રહે નહિ. તેમજ યાદ રાખજો કે, મનનો સ્વભાવ પણ સળગી ઊઠવાનો છે, બગડી જવાનો છે અને હલકાઇ તરફ દોડી જવાનો છે, માટે જેમ દારૂખાનામાં સળગી ઊઠે તેવી ચીજો ન લઇ જવાની ખાસ સંભાળ રાખવામાં આવે છે, તેમજ આપણું મન પણ ખરાબ સંજોગમાં ન આવી જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ; કારણ કે દારૂખાનામાં આવી ગયેલી એક નાનકડી કાંડી પણ મોટો ઘાણ કાઢી નાખે છે; તેમજ મનમાં આવી ગયેલું નાનું સરખું પાપ પણ સત્યાનાશ કાઢી નાખે છે; કારણ કે સ્વર્ગ છોડાવી દે અને સૌન્દર્યના સ્વામી, જગતના નાથ, નોધારાના આધાર, વિશ્વના આનંદ, સચ્ચિદાનંદ પરમાત્માને છોડાવી દે એ કરતાં વધારે ખરાબી બીજી કઈ? માટે કોઇ પણ ખરાબ સંજોગમાં ન આવી જવાય એ સંભાળજો.

"દારૂખાનાનો ચોકીદાર જેમ સળગી ઊઠે તેવી ચીજો અંદર ન

જાય તેની ખાસ સંભાળ રાખે છે, તેમજ સદ્ગુરુઓ આપણને કહે છે કે, આપણું મન ઘડીકમાં ભ્રષ્ટ થઈ જાય તેવા સ્વભાવનું છે, સહેજ વારમાં વિકારોને વશ થઇ જાય તેવું છે, વાત વાતમાં ફટકી જાય તેવું છે, બોલતાં બંધાઇ જાય તેવું છે, મીઠાશમાં લોભાઈ જાય તેવું છે, મોહમાં ફસાઇ જાય તેવું છે, આપેલી કબૂલાતમાંથી છટકી જાય તેવું છે, ખાસ કારણ વિના અધવચ લટકી પડે તેવું છે અને ગમે ત્યાં દોડનારું, ઢંગધડા વગરનું તથા અતિશય ચંચળ છે; માટે જ્યાં જ્યાં એવા રાગદ્વેષના પ્રસંગો હોય ત્યાં ત્યાં મનને જવા દેશો મા; કારણ કે એવા જોગ થતાં તે તુરતજ ભ્રષ્ટ થઇ જશે. માટે દારૂખાનામાં જેમ સળગી ઊઠનારી ચીજોની સંભાળ રાખવામાં આવે છે, તેમ મનને ખરાબ કરનારા રાગદ્વેષના પ્રસંગોથી ખાસ સંભાળજો; અને સર્વ પ્રકારના સૌન્દર્યથી પરિપૂર્ણ, સંસારના બંધનથી મુક્ત કરનારા, જગતના ગુરુ, સર્વ ગુણના ભંડાર, શાંતિદાતા, અંતર્યામી, મહાઆનંદસ્વરૂપ સર્વશક્તિમાન કલ્યાણકારી પ્રભુને માર્ગે તે વળે તેમ કરજો."

આ બધું સંભાળવાનું કારણ એ છે કે, મનનો સ્વભાવ બહુ વિચિત્ર છે અને તે સહેલાઈથી કાબૂમાં આવી શકે તેમ નથી, માટે વધારે હોશિયાર રહેવાનું છે; કારણ કે મનના સ્વભાવ માટે મહાત્માઓ પણ કહે છે કેઃ–

### દોહરા

કબીર યહ મન લાલચી, સમજે નહિ ગમાર;<br>
ભજન કરનકો આળસી, ખાનેકો હોશિયાર.<br>
મનકે મારે બન ગયે, બન તજ બસ્તીમાંહી;<br>
કહે કબીર ક્યા કીજીયે યહ મન ઠહરે નાંહી.<br>
મનકે હારે હાર હય, મનકું જીતે જીત;<br>
મન મિલાવે રામકુ, મનહી કરે ફજીત.<br>
મનકે બહુતે રંગ હય, છિન છિન બદલે સોય;<br>
એક રંગમે જો રહે, એસા વિરલા કોય.<br>
એ તો ગતિ હે અટપટી, ઝટપટ લખે ન કોય;<br>
જો મનકી ખટપટ મિટે, ચટપટ દરશન હોય.



## ૧૧૬–ભક્તિ કરવાની આપણી ઇચ્છા હોય છે; પણ મન બીજા કોઇક વિષયમાં બંધાઇ ગયેલું હોય છે, તેથી આપણે ભક્તિમાં આગળ વધી શકતા નથી

શાસ્ત્રો કહે છે કે, આપણો જીવ એ પ્રભુનો અંશ છે, પ્રભુની જાતવાળો છે અને પ્રભુથી છૂટો પડેલો છે; માટે તે પ્રભુને મળવા ઇચ્છે છે ને જ્યારે તે પ્રભુને મળશે ત્યારેજ તે પૂર્ણ થશે. આમ હોવાથી સ્વાભાવિક રીતેજ દરેક જીવ કોઇને કોઇ રીતે ઈશ્વર તરફ ખેંચાયેલો રહે છે; તેમ છતાં પણ આપણે જોઇએ છીએ કે, મહાન પ્રભુના પવિત્ર રસ્તામાં કોઇકજ માણસ આગળ વધી શકે છે અને બાકીનાં સૌ તરફડિયાં મારતાં છતાં જ્યાંનાં ત્યાંજ રહી જાય છે. આમ જોઇને એક હરિજને કોઇ મહાત્માને પૂછ્યું કે, "મહારાજ! દરેક જીવ આગળ વધવા ઇચ્છે છે, સૌને પોતાનું ભલું થાય તે ગમે છે, સારાં કામો કરવાની સૌને ઇચ્છા થાય છે, મોટા થવા સારુ સૌ તરફડિયાં મારે છે, સૌ કેદખાનામાંથી છૂટવા ઇચ્છે છે, જ્ઞાન મળે તો સારું એમ સૌ ઇચ્છે છે, સૌ સ્વર્ગની ઇચ્છા રાખે છે, સ્વાભાવિક રીતેજ સૌ જીવો શાંતિદાતા, મંગલકારી, સચ્ચિદાનંદ પરમાત્મા તરફ ખેંચાયેલા રહે છે; છતાં પણ જેટલા જોઇએ એટલા તેઓ પ્રભુને માર્ગે આગળ વધી શકતા નથી, તેનું કારણ શું?"

ત્યારે મહારાજે કહ્યું કે, "એક વખત મુંબઇથી આગબોટમાં બેસીને હું બહારગામ જતો હતો, ત્યારે ત્યાં એક નવો અનુભવ મળ્યો હતો અને માણુસો પ્રભુને માર્ગે કેમ આગળ વધી શકતાં નથી તેનો ખુલાસો થયો હતો. એ વાત હું તમને કહી બતાવું છું. આગબોટ ઊપડવાની બધી તૈયારી થઈ ચૂકી હતી, એંજિનમાં સ્ટીમ ભરાઇ ગઈ હતી, બહારનાં માણુસો નીકળી ગયાં હતાં, ગોદીમાંથી આગબોટને બહાર કાઢનાર સાહેબ આવી ગયો હતો, લંગર ઊપડી ગયું હતું, ભૂંગળું વાગી ચૂક્યું હતું, સંચાઓ ખડખડ ભડભડ થવા મંડ્યા હતા અને કૅપ્ટન સૌને તાકીદ કરતો હતો કે 'જલદી કરો, જલદી કરો, આગબોટને જવા દો.' પણ આગબોટ ચાલતી નહોતી. એ જોઇને કૅપ્ટન વિચારમાં પડ્યો ને તેને ગુસ્સો ચડ્યો, તેથી માલમ તથા ખલાસીઓને કહેવા લાગ્યો કે, 'આ શું? તમે સૌ કેવા બેદરકાર છો? આટલી બધી વાર કેમ લાગે છે?' એ સાંભળીને તેઓ પોતપોતાના કામ માટે દોડાદોડી કરવા

લાગ્યા અને કૅપ્ટન મિજાજ ખોઇને પગ પછાડવા લાગ્યો; પણ આગબોટ ચાલી નહિ, ત્યારે *પાયલોટે કહ્યું કે, 'આગબોટનું દોરડું કિનારે બાંધેલું છે, તે છોડી નાખો એટલે આગબોટ ચાલશે.' એ સાંભળીને કૅપ્ટને કહ્યું કે, 'અહો બહુ મોટી ભૂલ થઇ. એ દોરડું હજી બાંધેલું રહી ગયું છે ? ત્યારે આગબોટ ક્યાંથી ચાલી શકે ?' એ પછી તે દોરડું કાપી નાખ્યું, એટલે તરતજ સડસડાટ ઝપાટાબંધ આગબોટ ચાલવા લાગી."

ભાઇઓ ! એટલી બધી તૈયારી ને એટલી બધી ઉતાવળ છતાં એવી મોટી આગબોટને કિનારે બાંધેલા એક નાના દોરડાએ અટકાવી રાખી હતી; તેમજ અમે તમને કહીએ છીએ કે, જો તમારું મન દુનિયાદારીના કોઇ પણ વિષયમાં બંધાઇ ગયું હશે, તો બહારની ગમે એટલી દોડાદોડી છતાં પણ તમે ઈશ્વરી રસ્તામાં આગળ વધી શકશો નહિ. આપણને આગળ વધતાં અટકાવી રાખનારું દોરડું તે ધનનો લોભ છે, ક્રોધ છે, માનની ઇચ્છા છે, સમોવડિયાઓની અદેખાઈ છે, દુનિયાદારીનો મોહ છે, આગલાંપાછલાં વેર છે, છોકરાંઓ મોજ મારે તે સારુ આપણે અધર્મ કરી નરકની ટિકિટ લઇએ છીએ તે છે અને નજીવા નજીવા સ્વાર્થ સારુ આપણા અંતઃકરણના ઈશ્વરી અવાજને દાબી નાખીએ છીએ તે છે; એથી આપણે પ્રભુના માર્ગે આગળ વધી શકતા નથી, માટે જો સર્વશક્તિમાન, અનંત બ્રહ્માંડના નાથના શાંતિદાયક પવિત્ર માર્ગમાં ચાલી હરિની હજૂરમાં પહોંચવું હોય, તો એવી કોઈ પણ બાબતોમાં મન બંધાયેલું ન રહે એ સંભાળજો. કોઈ પણ વિષયમાં વૃત્તિ ચોંટી ન જાય એ ધ્યાનમાં રાખજો. કોઈ પણ ચીજની બહુ આસક્તિ ન લાગી જાય એ સંભાળજો અને ગુણોના ભંડાર, જ્ઞાનના સાગર, સૌંદર્યના કર્તા, ઐશ્વર્યના સ્વામી તથા આનંદના અવતાર પરમકૃપાળુ પિતા–મહાન પરમાત્મા કરતાં બીજી કોઇ પણ વસ્તુ વહાલી ન થઈ પડે એ સંભાળજો; એટલે સહેલાઇથી ઝપાટાબંધ ઈશ્વરી માર્ગે આગળ વધી શકશો.



* વહાણને આગળ ચલાવનાર ભોમિયો

## ૧૧૭–ગરીબ માણસને મોટો ભાગિયો મળી જવાથી જેમ તેનું કામ વધી જાય છે, તેમ પ્રભુને ભાગિયો કરવાથી દુનિયામાં સૌથી શ્રેષ્ઠ થઈ શકાય છે

એક ગરીબ માણસ હતો. તે પોતાના બાળપણમાં ને જુવાનીની શરૂઆતમાં સૌ માણસોની પેઠે દુનિયાદારીની જંજાળમાં રહેતો, ભાંગ્યોતૂટ્યો થોડોઘણો ધંધોરોજગાર કરતો અને વ્યાવહારિક સાધારણ માણસોમાં હમેશાં ઘણી ઘણી જાતના નાનામોટા સ્વાભાવિક દોષો હોય છે, તેવા દોષો એ માણસમાં પણ હતા. એ પછી સત્સંગના બળથી ભક્તિમાં લાગી જઈને અંતરના ઉમળકાથી તે પોતાની રીતભાત સુધારવા મંડ્યો, તેથી થોડાં વરસમાં બીજા લોકો કરતાં તે બહુ આગળ વધી ગયો. સૌ લોકો તેની વાતો સાંભળવા લાગ્યા, ઘણા લોકો તેને માન આપવા લાગ્યા, બહુ લોકો તેનો વિશ્વાસ કરવા લાગ્યા, ઘણા લોકો પ્રસંગોપાત્ત ઠામઠામ તેનાં વખાણ કરવા લાગ્યા અને વગરકહ્યે ઘણા લોકો તેના ચેલા જેવા બની જઇ તેની પાછળ પાછળ ફરવા લાગ્યા. આ બધું કાંઇ અકસ્માતથી થઈ ગયું નહોતું અથવા કોઈએ તાણીતોડીને કર્યું નહોતું; પણ એ માણસે પોતાની રહેણીકરણી ચોખ્ખી રાખી, રીતભાત સુધારી, શાસ્ત્રનો સાર સમજીને પોતાનું જ્ઞાન વધાર્યું, નિઃસ્પૃહીપણું રાખ્યું, તત્ત્વ સમજીને માનસિક બળ વધાર્યું અને સર્વશક્તિમાન પરમાત્મામાં તન્મય થઈ જગતમાં તેનો મહિમા ફેલાવવા માટે સમયને અનુસરતો પુરુષાર્થ કર્યો, તેથી એ બધું થયું હતું અને એમ થાય તેમાં કાંઇ નવાઇ નથી; કારણ કે જે માણસ પ્રભુને ખાતર પોતાની જિંદગી અર્પણ કરે, સાચું તત્ત્વ સમજવા સારુ પોતાના સ્વાર્થનો ભોગ આપે, પોતાના બંધુઓને પ્રભુના રસ્તામાં લાવવા સારુ પોતે જગતનાં સર્વ સુખો તજે અને ધર્મને લગતાં કર્મકાંડ કરવામાં તથા પોતાના બંધુઓની સેવા કરવામાંજ નિઃસ્પૃહીપણે પોતાનો બધો વખત ગાળે, તે માણસને જગતમાં માન મળે, વગર માગ્યે ધન મળે, ઘણા લોકો તેનું કહ્યું કરે, સૌ ઠેકાણે તેની વાહ વાહ થાય અને મહાન પ્રભુના પવિત્ર નામની સાથે એવા ભક્તોનો પણ જયજયકાર થઇ રહે એમાં નવાઈ શું ? આ બધું જોઇને એ ભક્તના એક આગલા દોસ્તને અદેખાઇ આવી, તેથી તેને વિચાર થયો કેઃ—

"આ તે શું? દુનિયા આમ ગાંડી કેમ બની ગઈ છે? એના કરતાં તો હું ઘણો વધારે સારો છું. અમે બન્ને જણા નિશાળમાં સાથે ભણતા ત્યારે અમારા વર્ગમાં એ સૌથી છેલ્લો રહેતો ને હું આગલા નંબરમાં રહેતો. અમે તેને ટપલા મારતા. ગણિત અને વ્યાકરણ તો તેને જરાએ આવડતું નહોતું. મારા જેટલું એ સંસ્કૃત પણ ભણ્યો નથી. હું એના કરતાં ઊંચી જાતવાળો છું. એને અમારું ખપે, પણ અમને એનું ન ખપે; અને મારી પાસે પાંચ પૈસાનો જીવ છે ને એ તો તદ્દન ભિખારી છે. વળી પાંચ-સાત વરસ ઉપર એને તો કોઈ ઓળખતું પણ નહોતું અને અમારી આબરૂ તો મારા બાપદાદાના વખતની છે; છતાં પણ આજે એ બધે ઠેકાણે પૂજાય છે અને મારો તો કોઈ ભાવ પણ પૂછતું નથી, એનું કારણ શું? એનામાં તે એવું શું આવી પડ્યું છે?" એમ વિચારીને નહિ રહી શકવાથી મશ્કરીની ઢબે જરા હસ્તે હસ્તે એક દિવસે તે ભક્તને એ માણસે કહ્યું કે, "ઓહો! તમારું કામ તો વધ્યું! હવે તો ગુરુ થઈ બેઠા કાં?" ત્યારે તે ભકતે કહ્યું કે, "હા, એમાં શું? હજી તો એ કરતાં પણ અમે ઘણા વધારે મોટા થઈશું; કારણ કે અમારો ભાગિયો કોણ છે, એ કાંઇ તમને ખબર છે? અમને બહુ મોટો ભાગિયો મળી ગયો છે. અનંત બ્રહ્માંડનો નાથ, સર્વશક્તિમાન મહાન ઈશ્વર અમારો ભાગિયો છે, એટલે હવે તો જેટલા ન વધીએ એટલી અમારી ભૂલ. અમારી સામે શું જુઓ છો? અમારા ભાગિયાની સામે જુઓ. એની સામે જોશો તો તમને એમ લાગશે કેઃ—

"અમારે ઘેર તો સોનાના વરસાદ વરસવા જોઇએ, અમારે ઘેર તો સદાવ્રતો ચાલવાં જોઇએ, અમારે ઘેર તો ઉઘાડે પગે મહારાજાઓ આવવા જોઇએ, અમારે ઘેર તો અસાધ્ય રોગો સારા થવા જોઇએ, અમારે ઘેર તો અષ્ટ મહાસિદ્ધિ ને નવ નિધિ આવવી જોઇએ અને અમારે ઘેરથી તો સ્વર્ગની ટિકિટ મળવી જોઇએ; કારણ કે એમાં કાંઈ અમારી બલિહારી નથી. અમે તો ત્રાંબિયાના તેર જેવા છીએ, એટલે અમને જે માન મળે છે, તે કાંઈ અમને નથી મળતું, પણ એ તો અમારા મોટા ભાગિયાને મળે છે; અને અમે જે કામ કરીએ છીએ, તે અમારા સર્વશક્તિમાન ભાગિયાના બળથી કરીએ છીએ. અમને જ્યારે એવો મોટો ભાગિયો મળી ગયો છે, ત્યારે તો જેટલું થાય તેટલું થોડું ને જેટલું ન કરીએ તેટલી

અમારી નાલાયકી; એમાં તમને અજાયબી શું લાગે છે? જરા વિચાર તો કરો કે, પ્રભુને ત્યાં શું કમી છે? હજી અમારો પુરુષાર્થ ઓછો છે, તેથી અમને પૂરો રંગ લાગ્યો નથી, એટલે આટલામાંજ રહી ગયા છીએ, બાકી જો સાવ સાચા થઇ જઇએ, તો તો અહીંજ સ્વર્ગ આવી પડે."

ભક્તની આ વાત સાંભળીને તે માણસને બહુ સારી અસર થઈ, તેથી તે ચેષ્ટા કરવા આવ્યો હતો તેને બદલે નમીને તે ભક્તનાં વખાણ કરવા લાગ્યો. ભાઇઓ! આપણે જોઇએ છીએ કે, ગરીબ માણસો પણ સારા ભાગિયાઓની મદદથી દુનિયાદારીના મોટા લાભો મેળવી લે છે, ત્યારે સર્વશક્તિમાન અનંત બ્રહ્માંડના નાથને આપણો ભાગિયો કરવાથી આપણે કેટલા બધા આગળ વધી શકીએ એનો ખ્યાલ તો કરો! માટે જેમ બને તેમ શુદ્ધ અંતઃકરણથી મહાન પ્રભુના ભાગિયા થઈ શકાય તેમ કરો; એટલે તમે દુનિયામાં સૌથી શ્રેષ્ઠ થઈ શકશો.

૫૬

સંતો અમે વહેવારિયા, શ્રીરામનામના રે૦ (ટેક)
વેપારી આવે છે બધા ગામગામના રે—સંતો૦
અમારું વસાણું સંતો, સૌ કોને ભાવે, (૨)
અઢારે વરણ જેને હોરવાને આવે—સંતો૦
લાખ કરોડે લેખાં નહિ ને પાર વિનાની પૂંજી, (૨)
હોરવું હોય તો હોરી લેજો કસ્તૂરી છે સોંઘી—સંતો૦
આવરો ને ખાતાવહીમાં, લક્ષ્મીવરનું નામ, (૨)
ચિઠ્ઠીમાં ચતુર્ભુજ લખિયા, નરસિંહાનું નામ—સંતો૦

## ૧૧૮–ભકતો કહે છે કે, હે પ્રભુ! અમારે રિદ્ધિ-સિદ્ધિ જોઈતી નથી, અમારે તો સર્વશકિતનો માલિક તું પોતેજ જોઈએ છે

આપણે જોઇએ છીએ કે, ઘણાં માણસો ત્યાગી થાય છે, ભક્ત થાય છે અને પ્રભુને ખાતર બહુ મોટા ભોગ આપે છે; છતાં પણ તેઓ કાંઇક નાનકડી વસ્તુ મેળવવાની આશામાં રહી જાય છે. કોઇક રમકડાં સાથે રમવામાં રહી જાય છે, કોઇ સાધારણ લોકોને અજબ કરનારા અધૂરા અધૂરા ચમત્કારોમાંજ રહી જાય છે અને

ટાંકણી મેળવવા સારુ રાજ ગુમાવી દે છે. જેમકે કોઇ સાધુને ત્રાંબામાંથી સોનું બનાવવાનું મન થાય છે, કોઇ કલઇમાંથી રૂપું બનાવવાની માથાકૂટમાં રહી જાય છે, કોઇ પારાની ભસ્મ બનાવવાનાં ફાંફાં માર્યાં કરે છે, કોઈ માછલીના ભીંગડામાંથી મોતી બનાવવાની ખટપટ કર્યાં કરે છે, કોઈ હરતાલમાંથી માણેક બનાવવાની આશા રાખી બેસે છે, કોઇ પારાની ગોળીથી આકાશમાં ઊડવાની વાતો કર્યાં કરે છે, કોઇ ઝાડાફૂંકીમાં રહી જાય છે, કોઇ દોરાધાગા બનાવવામાં માન સમજે છે, કોઇ બહારની શરીરની એક જાતની કસરત કે જેને આસન વગેરે કહે છે તેમાં રહી જાય છે, કોઇ દવાઓના ટુચકાઓ માટે આત્માને ભૂલી જાય છે, કોઇ વચનસિદ્ધિ માટે દેહને બાળ્યા કરે છે, કોઈ વાંઝણીઓને છોકરું આપવાની વાતો કરવાના પરોપકારમાં પોતાના ત્યાગને ભૂલી જાય છે, કોઈ હાથની રેખાઓ જોઇ અષ્ટમપષ્ટમ કહેવામાં મોટાઇ માન્યા કરે છે, કોઈ કાળભૈરવ કે હનુમાનને વશ કરવાનાં ફાંફાં માર્યાં કરે છે, કોઈ રમતના પાસાની એકીબેકીમાં રહી જાય છે, કોઇ આંગળીના વેઢા ઉપર મીન, મકર ને મેષ ગણ્યા કરવામાંજ રાજી થયા કરે છે, કોઈ વશીકરણનાં તિલકો, અંજનો ને પાનપટીઓ શોધ્યા કરે છે, કોઇ દેવીને વશ કરવા બળિદાન આપવા સારુ પાપનાં કામો કર્યાં કરે છે, કોઇ મારણ, મોહન ને ઉચ્ચાટનના મંત્રો સિદ્ધ કરવાની મૂર્ખાઇભરેલી આશામાં જિંદગી ગુમાવી નાખે છે, કોઇ બીજાઓના મનની વાત જાણી લેવાની ઇચ્છામાં તપ ખરચી નાખે છે, કોઇ સાપવીંછીને વશ કરવાના મંત્રો શીખવાના ઢોંગમાં પોતાનું કર્તવ્ય ભૂલી જાય છે, કોઈ ભૂત–ભવિષ્ય જાણવાનાં હવાતિયાં મારવામાં પોતાની આત્મિક શક્તિ ગુમાવી દે છે, કોઇ રાજાઓને વશ કરવાની ઇચ્છામાં પોતે જાતે મલિન સત્ત્વોને વશ થઇ જાય છે, કોઇ બજારમાં ભાવની તેજીમંદી જાણવા સારુ પછાડા માર્યાં કરે છે, કોઇ જમીનની અંદર દાટેલું ધન મેળવવાની આશામાં રખડયા કરે છે, કોઇ કાયાકલ્પ સાધવાની ઇચ્છામાં પોતાના શરીરનો નાશ કરે છે અને બીજા ઘણાઓ ઘણી જાતના નજીવા નજીવા ચમત્કારોને ખાતર સર્વશક્તિમાન, અખંડાનંદ, પરમકૃપાળુ પરમાત્માને ભૂલી જાય છે. આ બધું જોઇને એવા ભૂલા પડેલાઓની દયા ખાઇને એક મહાત્મા કહેતા કેઃ—

“ભાઈઓ ! ચમત્કારો અને રિદ્ધિસિદ્ધિ એ તો મહાન પ્રભુની

અનંત શક્તિમાંથી કોઇએક શક્તિનો એકાદો અંશ છે; માટે જો પૂર્ણ પ્રેમથી સાચી ભક્તિ કરો ને સાચું જ્ઞાન મેળવો, તો એ ચીજો તો તમારા રસ્તામાં તમારા પગ નીચે આવી શકે તેમ છે. એ સારુ શા માટે જિંદગી ગુમાવી નાખો છો? એ સારુ શા માટે તમારી ભક્તિ ખોઇ નાખો છો? એ સારુ શા માટે તમારા ત્યાગ-વૈરાગ્ય ઉપર પાણી ફેરવો છો? અને એ સારુ શા માટે વિશ્વાધારથી વિખૂટા થઈ જાઓ છો? જો તમારી ભક્તિમાં બળ હશે, તો એ ચમત્કારો તો પોતાની મેળે તમારા દાસ બનવા આવશે; પણ એ વખતે સાચા સંતો ઊલટા તેને એમજ કહે છે કે, જાઓ અહીંથી, અમારે તમારું કામ નથી. તમને લઇને અમે શું કરીએ? અમારે ચમત્કારો જોઇતા નથી, અમારે રિદ્ધિસિદ્ધિની જરૂર નથી. અમારે ગંધર્વોનાં ગાયન સાંભળવાં નથી, અમારે અપ્સરાઓના હારની દરકાર નથી, અમે દેવોના દુંદુભીથી ખુશી થઇ જઇએ તેમ નથી, અમે સિદ્ધકિન્નરોનાં કીર્તિગાનથી લોભાઇ જઇએ એમ નથી, અમે આકાશની પુષ્પવૃષ્ટિથી સાર્થકતા માની બેસીએ તેમ નથી અને અમે ઇન્દ્રાસનથી પણ રાજી થઇ જઇએ તેમ નથી; કારણ કે અમે જાણીએ છીએ કે, પરમકૃપાળુ મહાન પરમાત્માની જે અનંત શક્તિ છે, તેમાંથી કોઇ એક શક્તિના જરાક જેટલા અંશમાં એ બધું રહેલું છે, એટલે તેને અમે શું કરીએ? અમારે તો સર્વશક્તિમાન અનંતબ્રહ્માંડનો નાથ પોતેજ જોઇએ છે. એ આવવાનો હશે ત્યારે એની મેળે એવું એવું તો ઘણુંએ આવી પડશે અને જ્યારે એ આવશે ત્યારે તો એ બધું ક્યાંયનું ક્યાંય દૂર રહી જશે અને તેને બદલે ચિંતામણિ, કલ્પવૃક્ષ, અમરપણું, મુક્ત મહાત્માઓનો સંગ, પ્રભુની પોતાની સેવા, હરિની હજૂરમાં રહેવાનો લાભ, દેવોનું ઉપરીપણું, રોગશોકથી રહિત અવસ્થા, જન્મમરણથી મુક્તપણું, ઈશ્વરી ઐશ્વર્ય અને સદાસર્વદા અખંડાનંદપણું વગેરે મળશે. એ બધાંની આગળ ઘડીક વારના મૂર્ખાઇભરેલા અધૂરા ચમત્કારો શું હિસાબમાં? માટે ભાઇઓ! નજીવા ચમત્કારની ઇચ્છા છોડીને ઉપર કહ્યું તે બધું જેનામાં છે, એવા વિશ્વનાથને પકડવાની સાચા ભાવથી તજવીજ કરો, એટલે એની સાથે જે તમારે જોઇતું હશે તે સર્વસ્વ આવી મળશે.”

## ૫૬

## દીનનો દયાળ છોડી કોને શરણે જાઉં?

કોને શરણે જાઉં, પ્રભુ કોને શરણે જાઉં ? (ટેક)
માતતાત જાણી પ્રભુ ચરણ પ્રત્યે ધાઉં (૨)
પામીને પ્રસાદ પૂર્ણ (૨) કૃતકૃતાર્થ થાઉં,
પ્રભુ કૃતકૃતાર્થ થાઉં–દીનનો૦
નીતિ–ભક્તિરૂપી પુણ્યતીર્થમાં હું નહાઉં (૨)
પરમ ઇષ્ટ બ્રહ્મની હું (૨) સ્તુતિ ગુણ ગાઉં,
પ્રભુ સ્તુતિ ગુણ ગાઉં–દીનનો૦
પ્રભુ કૃપાનિધાનની હું પૂર્ણ કૃપા ચહાઉં (૨)
સંકટસમય નાથ (૨) પલ્લવ હું સહાઉં,
પ્રભુ પલ્લવ હું સહાઉં–દીનનો૦
નમી નમી પરાત્પરા હું શરણ તારે આવું (૨)
પ્રેમપુષ્પ અંજલિ હું (૨) પ્રભુપદે વધાવું,
પ્રભુ પ્રભુ પદે વધાવું–દીનનો૦

## ૧૧૯–માળા ફેરવતી વખતે મન ઠરતું નથી ને બહાર દોડે છે, તેને જીતવાનો ઉપાય

આપણે જાણીએ છીએ કે, સૌ હરિજનોને પવિત્ર પ્રભુનું આનંદદાયક નામસ્મરણ કરવા માટે માળા ફેરવવાનું અને જગતના કર્તા વિશ્વંભરનાથનું ધ્યાન ધરવાનું મન થાય છે; કારણ કે દુનિયાના દરેક ધર્મમાં એ બાબત ઉપર બહુ ભાર મૂકેલો છે. પવિત્ર ધર્મશાસ્ત્રો વારંવાર ફેરવી ફેરવીને જુદા જુદા રૂપમાં એની એજ વાત કહે છે કે, પ્રભુનું ધ્યાન ધરવું જોઈએ. ધર્મની ઘણી જાતની બહારની તથા અંતરની ક્રિયાઓનો એજ હેતુ હોય છે કે, જીવોમાં પ્રભુપ્રેમ જગાડવો અને જેનું મહામંગળકારી શાંતિદાયક ઉત્તમમાં ઉત્તમ નામ આખા જગતને પવિત્ર કરે છે, એવા આદિનાથ જગદ્‌ગુરુ પરમકૃપાળુ પરમાત્મામાં જીવોને તન્મય કરવા, જુદા જુદા દેશના ને જુદા જુદા કાળના જુદા જુદા મહાત્માઓ પણ જુદી જુદી રીતે એની એજ વાત કહે છે કે, પરમ આનંદસ્વરૂપ, મહાન શક્તિવાળા, અખંડાનંદ, જગદ્‌વ્યાપી, જ્ઞાનસ્વરૂપ પ્રભુ સાથે સર્વભાવથી તન્મય નહિ થાઓ ત્યાંસુધી આરો આવવાનો નથી; અને યાદ રાખજો કે, એવી મન, વચન ને કર્મની તન્મયતા ધ્યાન વિના થઇ શકવાની નથી; અને ધ્યાનનું શરૂઆતનું પગથિયું તે પવિત્ર પિતાનું નામસ્મરણ છે; માટે નામ-

સ્મરણ ને ધ્યાન વિના હરિજનોને ચાલી શકે તેમ નથી; એટલુંજ નહિ પણ એ બધા પુરાવા સિવાય આપણા અનુભવના દાખલા જોઇએ તોપણ આપણને સમજાશે કે, હજી આપણને ધ્યાન ધરતાં આવડતું નથી અને એ વખતે આપણું મન ઠરતું નથી, તોપણ જરા શાંત થઇ ઊંડા ઊતરીને જોઇએ, તો આપણું અંતઃકરણ આપણને કહે છે કે, તમારે નામસ્મરણ કરવું જોઈએ, તમારે ધ્યાન ધરવું જોઇએ અને તમારે પ્રભુમાં તન્મય થવું જોઇએ; કારણ કે તમે પ્રભુના છો, એટલે તમારો આનંદ તેમાં છે. આટલું આટલું જાણવા ને સમજવા છતાં પણ જ્યારે માળા ફેરવવા કે ધ્યાન ધરવા બેસીએ છીએ, ત્યારે મન ઠરતું નથી ને ગમે ત્યાં ભટકયા કરે છે, એમ થાય ત્યારે મનને ધિક્કાર આપવો કેઃ–

'આખો દિવસ ધૂળ ઘાલે છે તોપણ હજી ધરાતું નથી? આટલી બધી જિંદગી ભટકવામાં કાઢી નાખી તોપણ હજી ધરાતું નથી? આટલો વખત પણ શાંતિમાં નહિ રહેવા દે કે? શરમ છે તને!' એમ કહીને વળી પાછો એમ વિચાર કરવો કે, 'અરે મૂર્ખ મન! હવે તો કાંઇક સમજ! આજ દિવસ સુધી બધે ઠેકાણે દોડયું, એમાંથી તેં શું લકૂંબો કાઢયો? અવિનાશી ઈશ્વરનો અલૌકિક આનંદ છોડીને જે સગાંઓ માટે તું દોડે છે, તે સગાઈ કેટલી વારની છે? જે વૈભવો માટે તું સ્વર્ગનાં સુખ છોડી દે છે, તે વૈભવો તને કયાં સુધી કામ લાગશે? જે ક્ષણભંગુર શરીર માટે તું આટલી બધી ધામધૂમ કરે છે, તે શરીરની સાથે તારો સંબંધ કેટલી વાર રહેશે એ તને ખબર છે? જીવોને આનંદ આપનારા હરિજનોના વહાલા, દેવોના દેવ, પૂર્ણાનંદસ્વરૂપ પ્રભુના દિવ્ય આનંદ છોડીને હજામને ઘેર, મોચીને ઘેર, કૂતરાંબિલાડાંમાં, ગાડીઘોડામાં, રોગશોકમાં કે મિથ્યા કલ્પનાનાં ચિત્રો ખડાં કરવામાં તું રોકાઇ રહે છે, ત્યાં શું કાંઇ વધારે આનંદ છે? ઓ મન! ઓ ઘેલા! હવે તો કાંઈક સમજ!! હવે તને એવું ન શોભે. હવે તો તું પ્રભુના માર્ગમાં આવ્યું છે, હવે તો તું હરિજનોના સંગમાં આવ્યું છે, હવે તો તારો જીવ જાગ્યો છે; માટે તું નવા રંગમાં આવ્યું છે અને હવે તો તને જગતનું મિથ્યાપણું ને પ્રભુની મોટાઇ સમજાતી જાય છે; માટે ઓ લાડકડા મન! હવે તારાથી નરકમાં પડયું રહેવાય નહિ, હવે તારાથી માળા ફેરવતી વખતે રાગદ્વેષના વિચાર થાય નહિ અને હવે તારાથી પ્રભુ સિવાય બીજી કોઇ વસ્તુને વધારે વહાલી ગણાય નહિ.

'ઓ મન! હવે તે હું તને કેટલુંક સમજાવું? હજી તે ક્યાં સુધી તું એવું ને એવું રહીશ? યાદ રાખજે કે, હવે હું તને છોડું તેમ નથી. તું ગમે એટલું હઠીલું થા તોપણ હવે હું તને તારી મરજી મુજબ રખડવા દઇશ નહિ. આજ દિવસ સુધી તેં મને મદારીના વાંદરાની પેઠે નચાવ્યો છે, પણ હવે તારો માસ્તર–મારો જીવ જાગ્યો છે, તેથી મને સાચી વસ્તુ ઉપર ભાવ છૂટ્યો છે, માટે હવે તારું કાંઈ ચાલવાનું નથી. તું ગમે એટલું દોડીશ તોપણ અંતે હું તને પકડી લઇશ; કારણ કે કોઈથી પણ જીતી શકાય નહિ એવા મહાશક્તિવાળા, પોતાના મનનું ધાર્યું કરે તેવા, કાળને પણ જીતનારા, પરમ કૃપાળુ પરમાત્મા પોતે મારી મદદમાં છે; કારણ કે હું તેના માર્ગમાં ચાલવા ઇચ્છું છું, માટે હવે તું ફોગટનાં ફાંફાં મારવાં છોડી દે ને ભજન વખતે મને શાંતિમાં રહેવા દે. ઓ શાંતિદાતા પ્રભુ! મારા મનને જીતવાનું મને બળ આપો.'

ભાઈઓ! જરા ઊંડા ઊતરીને શાંત ચિત્તે એ પ્રમાણે મનને ઠપકો આપશો, તેને વૈરાગ્ય તરફ વાળશો અને જ્યાં જાય ત્યાંથી તેને વારંવાર પાછું ખેંચશો, તો તમારી મહેનતના પ્રમાણમાં ને તમારા અંતરના બળના પ્રમાણમાં તે તમારી શુભ ઇચ્છાને અધીન થવા લાગશે; માટે સર્વશક્તિમાન મહાન પ્રભુના પવિત્ર નામસ્મરણ વખતે અને ધ્યાન વખતે શરૂઆતમાં મન ન ઠરે, ત્યારે તેથી હારી નહિ જતાં, ઉપર મુજબની યુક્તિથી તેને સમજાવવાની કોશિશ કરજો; એટલે ઈશ્વરકૃપાથી થોડા વખતમાં તે અધીન થવા લાગશે અને તેજ ઘડીથી તમને મહાઆનંદ તથા દેવતાઈ બળ મળવા લાગશે; કારણ કે એ બધું મનની સ્થિરતા ઉપર છે. માટે જેમ બને તેમ સમજાવી સમજાવીને અને કોઈ વખત કોઈ બાબતમાં જરા હઠ કરીને પણ મનને વશ કરવાની કોશિશ કરો, મનને વશ કરવાની કોશિશ કરો.

૫૬

ભજન વિના જીવડા દુઃખી, મન તું રામભજન કરી લે;
જીવ તું જાયગો જરૂર, મન તું રામભજન કરી લે.
લખ રે ચોરાશી ફેરા ફિરેગો (૨)
જીવ જનમી જનમી મરે—ભજન૦
માતાપિતા તેરા દારા ને બંધુ (૨)
વામે કારજ કછુ ન સરે—ભજન૦

હસ્તી ને ઘોડા માલ ખજીના (૨)
ધન ભંડાર ભર્યો ઘરમેં—ભજન૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ (૨)
અરે મેરો ચિત્ત ભજનમેં ધરે—ભજન૦

## ૧૨૦–શરૂમાં દોષ રહે તોપણ ભક્તિમાં લાગુ રહો, એટલે ધીરે ધીરે સુધરી જશો

ઘણી વખત કોઈ કોઈ માણસો એમ કહે છે કે, અમે હજી ભક્તિ કરવાને લાયક નથી; કારણ કે અમારામાં હજી બહુ પાપ ભરેલાં છે. એ પાપ મુકાશે પછી ભક્તિ કરીશું; પણ સદ્ગુરુઓ કહે છે કે, એ વાત ખોટી છે; કારણ કે આયુષ્યનો કાંઈ ભરોસો નથી. પ્રકૃતિ બદલવી એ કાંઈ બધાં માણસોથી સહેલાઈથી બની શકે તેમ નથી અને નાનાંમોટાં બધાં પાપો માણસોથી કાંઈ એક-દમ છોડી શકાય તેમ નથી. માટે માણસોમાં ઓછાવત્તા દુર્ગુણો તો રહેશેજ. એ બધા દુર્ગુણો ક્યારે મુકાશે, તેના કાંઈ ચોક્કસ નિયમ કે ચોક્કસ કાળ નથી; માટે દુર્ગુણો મુકાશે પછી ભક્તિ કરીશું, એવી પાયા વિનાની આશા ઉપર રહીને કાંઈ ભક્તિ છોડી દેવાય નહિ. ખરું છે કે, હૃદયમાં પાપવાસના ભરી રાખીને ભક્તિ કરીએ, તો એવી મોળી ભક્તિથી કાંઈ તરી જવાય નહિ; તોપણ એવી ભક્તિથી પણ ભક્તિના નિયમો સમજાય છે, ભક્તિ કરવાની ટેવ પડે છે, બહારની લોકલાજ મટે છે, હરિજનો સાથે ઓળખાણ થાય છે, નકામો વખત જતો બચે છે અને બહારના રોજના ઘસારાથી ધીરે ધીરે પછી અંતરમાંથી પણ એમ ધક્કો વાગતો જાય છે ને બહારની ખોટી ભક્તિ અંતરના સાચા રૂપમાં આવી જાય છે; પણ એ બધું ભક્તિમાં લાગુ રહેવાથી થાય છે, માટે આપણા અંતરના બધા વિકારો શાંત થઈ ગયા ન હોય, તોપણ આપણે ભક્તિમાં લાગી જવું જોઈએ. બધાં પાપ મુકાશે ત્યારે તદ્દન ચોખ્ખા થઈને પછી ભક્તિ કરીશું, એવી ખોટી આશામાં પડયું રહેવું નહિ; કારણ કે આપણી આસપાસના સંજોગો નબળા છે, આપણા રીતરિવાજો છેવટ સુધી આપણને બહારના બહાર રાખી મૂકે તેવા છે, દુનિયાના બધા ધર્મોની બહારની ક્રિયાઓ કાચા મનનાં માણસોને ઉપર ઉપરનાં છાલગોટલામાંજ રમાડ્યા

કરે તેવી છે, આપણું મન નીચાણુ તરફ વળી જાય એવા સ્વભાવનાં છે અને આપણને સાચું જ્ઞાન થાય તેની પહેલાં એ બધા સંજોગોને આધીન થઈ જાય તેવો આપણો જીવ છે; માટે જાણ્યે-અજાણ્યે કોઈ ને કોઇ જાતનાં પાપ તો આપણાથી થઇજ જવાનાં, કારણ કે આ દુનિયાની રચનાજ એવી છે; તેથી શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કે, “ હે અર્જુન! જેમ અગ્નિ સાથે ધુમાડો રહેલો છે તેમ બધાં કર્મોમાં કાંઈ ને કાંઇ દોષ રહેલો હોય છે, તોપણ એ દોષ સારુ કાંઇ જરૂરનાં કર્મ તજી દેવાય નહિ.” તેમજ કોઇ માણસમાં કામ વધારે હોય છે, કોઇમાં ક્રોધ વધારે હોય છે, કોઇમાં લોભ હોય છે, કોઇમાં મોહ હોય છે, કોઇમાં અદેખાઇ હોય છે, કોઈમાં અભિમાન હોય છે, કોઇમાં બહુ માન મેળવવાની ઇચ્છા હોય છે, કોઈમાં જીભના સ્વાદનું જોર વધારે હોય છે, કોઈમાં જૂઠું બોલવાની ટેવ હોય છે, કોઇમાં કાંઈ કેફી વ્યસન હોય છે, કોઈની વાણીમાં બહુ કઠોરતા હોય છે અને કોઇની સમજશક્તિ બહુ નબળી હોય છે. આવી રીતે દરેક માણસમાં કાંઇ ને કાંઇ એકાદો મોટો દુર્ગુણ હોય છે. એ દુર્ગુણો ઘણી વખત છેવટ સુધી પણ જતા નથી, છતાં પણ એવી આશા રાખવી કે, બધા દુર્ગુણો મુકાયા પછી ભક્તિ કરવી, એ તો બહુ મોટી ભૂલ છે; માટે ભાઇઓ! એવી ભૂલમાં નહિ પડચા રહેતાં ભક્તિમાં લાગી જાઓ, એટલે પરમકૃપાળુ પ્રભુ તમને પાપ છોડવાનું બળ આપશે, તેથી ભક્તિના પ્રતાપે ઈશ્વરકૃપાથી થોડા વખતમાં તમે પવિત્ર થઇ શકશો. માટે જેમ બને તેમ કોઇ પણ રીતે ભકિતમાં લાગુ રહો. ભક્તિમાં લાગુ રહો! એનાં ફળ બહુ મોટાં છે.

---

## ૧૨૧–પરદેશમાં પોતાનો દેશી મળી જતાં તેની ઉપર બહુ હેત આવે છે, તેમ હરિજનોને પણ બીજો હરિજન મળી જાય, ત્યારે બહુજ આનંદ થાય છે

---

જાત્રામાંથી આવેલા એક માણસે પોતાના ગુરુને કહ્યું કે, “અમે બદરીનારાયણ ગયા હતા, ત્યાં જંગલોમાં, પહાડોમાં અને કડકડતી ઠંડીમાં અજાણ્યા માણસો સાથે અમે ઘણા દિવસ કાઢચા. એ પછી અમારા દેશના બે માણસ ત્યાં મરી ગયા. તેઓને જોઇને અમને બહુજ આનંદ થયો. અમે પૂછ્યું કે, ‘તમે અહીં ક્યાંથી?’

ત્યારે તેમણે કહ્યું કે, 'અમે જાત્રા કરવા સારુ અહીં આવ્યા છીએ.' અમે કહ્યું: 'ત્યારે તો બહુ સારું; તમારા સહવાસથી અમને બહુ આનંદ થશે. આ જંગલી પહાડી લોકો સાથે રોજ માથાફોડ થતી. એ આપણી વાત પણ પૂરી સમજે નહિ, આપણા આચાર-વિચાર જુદા ને એમની રીતભાત જુદી. તમે ઠીક મળી ગયા, બહુ આનંદ થઇ ગયો, હવે તો આપણે સાથેજ રહીશું.' તેમણે કહ્યું કે, 'બહુ સારું, અમે પણ તમારાજેવાજ કોઇ દેશીઓને શોધતા હતા.' મહારાજ! અમે એક ગામના રહેવાસી નહોતા, એક જાત-તવાળા પણ નહોતા અને એકબીજાને ઓળખતા પણ નહોતા, તોપણ માત્ર દેશી પોશાક અને ચહેરા જોઇનેજ અમને એકબી-જાને આટલું બધું હેત આવ્યું કે, એ તો કાંઇ વાતજ ન પૂછો. જાણે સોનાનો સૂરજ ઊગ્યો. જાત્રાઓના દેવોથી, મંદિરોથી અને નાહવાનાં સ્થાનોથી અમને જેટલો આનંદ થયો, તે કરતાં પરદે-શમાં અમારા દેશવાળા બંધુઓને જોવાથી વધારે આનંદ થયો; કારણ કે એ વખતે મને એમ લાગ્યું કે, જાણે કાંઇક નવી મદદ મળી ગઇ હોય, જાણે કાંઇક નવું જોર આવી ગયું હોય અને જાણે કાંઇક મોટી ફતેહ થઇ ગઇ હોય તેમ મારું અંતર ધડકવા લાગ્યું. મહારાજ! હું ખરું કહું છું કે, એ પારકા મુલકમાં અજાણ્યા પહાડો ઉપર મળી ગયેલા મારા દેશીઓને જોઇને એ વખતે મને જેવું હેત આવ્યું, તેવું હેત મને કોઇ દિવસ મારી બૈરી ઉપર પણ આવ્યું નથી અને મારાં છોકરાંઓ ઉપર પણ આવ્યું નથી. મહારાજ! અજાણ્યાં માણસો ઉપર એટલું બધું હેત કેમ આવી ગયું તે હું સમજી શકતો નથી."

મહારાજે કહ્યું: "ભાઈ! એ તારા દેશનાં માણસો હતાં માટે તને હેત આવ્યું; કારણ કે પરદેશમાં દેશનાં માણસો ક્યાંથી? પરદેશમાં વખતે બધું મળે; ધન મળે, માલ મળે, માન મળે, મોજશોખ ભોગવવાના મળે અને બીજું પણ જે જોઈતું હોય તે સૌ મળે, પણ પોતાના દેશના માણસો ક્યાંથી મળે? તેમજ બેટા, યાદ રાખજો કે, જે ભક્તો ધર્મના રસ્તામાં પ્રભુને પગલે પગલે ચાલે છે, તેઓને આ દુનિયાદારીની જંજાળો પરદેશ જેવી થઇ પડે છે, એટલે તેમાં બધી જાતનાં સાધનો હોવા છતાં પણ તેઓ-નું દિલ પોતાના દેશીઓ તરફ એટલે કે હરિજનો તરફ ખેંચા-યેલું રહે છે, કારણ કે એ તેઓની મદદ છે, એ તેઓનું બળ છે

અને એમાંજ તેઓની ફતેહ છે. માટે એ હરિજનો જુદા જુદા ગામના હોય, જુદી જુદી જાતના હોય અને બહારના લોકાચારમાં જુદી જુદી રીતભાતવાળા હોય, છતાં પણ તેઓને એકબીજા પર અતિશય હેત હોય છે, કારણ કે તેઓ સર્વના અંતરનો મૂળ હેતુ એકજ હોય છે અને તેઓ સર્વે જુદી જુદી રીતે એકજ પ્રભુને ભજનારા હોય છે, માટે તેઓનો સ્નેહ ઈશ્વરી આકર્ષણવાળો હોય છે, તેથી આપણા દુનિયાદારીના બનાવટી સ્વાર્થી સ્નેહ કરતાં તેઓનો કુદરતી નિખાલસ સ્નેહ વધારે આનંદ આપનારો હોય છે, માટે જે દૈવી જીવોને પોતાના દેશીઓ ઉપર એટલે કે હરિજનો ઉપર અતિશય હેત આવે, તેઓને સાચા ભક્ત સમજવા અને જેઓને હરિજનો ઉપર હેત ન આવે તેઓને એટલા કાચા સમજવા. એવા કાચા ન રહી જવાય એ સંભાળજો."

## ૧૨૨–સાચો સગો જુદો છે અને તમે જેની પાછળ પાછળ ફરો છો, તે સગા જુદી જાતના છે

આપણા કુટુંબીઓ ઉપર અને આપણા દોસ્તો ઉપર ઘણું કરીને આપણને અતિશય હેત હોય છે, કારણ કે આપણે એમ સમજીએ છીએ કે, એ આપણાં છે, આપણી ઉપર તેઓએ ઉપકારો કરેલા છે તથા આપણે તેમની ઉપર ઉપકારો કરેલા છે અને એ ઉપકારોનો બદલો વાળવાનો તથા ઉપકાર લેવાનો વખત હજી આવતો જાય છે, માટે તેઓ સારુ આપણે અધર્મ કરીએ છીએ, તેઓ સારુ ગુલામગીરી ભોગવીએ છીએ, તેઓ સારુ તણાઈ તણાઇને મરીએ છીએ અને તેઓને ઘડીક વારનાં સાંસારિક સુખો આપી શકીએ તે સારુ આપણે નરક પસંદ કરીએ છીએ.

બેશક, એટલું ખરુંજ કે, સગાંઓના સ્નેહના પ્રમાણમાં અને આપણી સ્થિતિના પ્રમાણમાં તેઓના તરફની આપણી ફરજો આપણે બજાવવીજ જોઇએ, એમાં કાંઈ પણ શક નથી; એટલુંજ નહિ પણ એ ફરજો બજાવવી એનુંજ નામ ધર્મ છે. પણ હમેશાં બધે ઠેકાણે ઘણું કરીને એમજ બને છે કે, કાં તો સગાંઓની ખાતર પ્રભુને ભૂલી જવામાં આવે છે અથવા તો પ્રભુને ખાતર બહારનો વૈરાગ્ય પકડી લઇને સગાંઓને તજી દેવામાં આવે છે; પણ એમ વિચારતા નથી કે, એ બન્ને રસ્તા અપૂર્ણ છે; કારણ કે આપણા

પવિત્ર આર્યધર્મની બે મુખ્ય ફરજો છે, તેમાં પહેલી પવિત્ર ફરજ પ્રભુ ઉપરનો પ્રેમ અને બીજી જગત સાથેની અભેદવૃત્તિ. સૌ જીવો સાથે आत्मौपम्येन सर्वत्र એ પ્રમાણે વર્તવાની નીતિ, એટલે કે જેવો આપણો આત્મા છે તેવાજ સૌના આત્મા છે; માટે આપણને જેમ સુખ ગમે છે ને દુઃખ ગમતું નથી, તેમજ જગતના સૌ જીવોને એજ પ્રમાણે સુખ ગમે છે ને દુઃખ ગમતું નથી. માટે આપણે સારુ કોઇ પણ જીવ દુઃખી ન થાય પણ સૌને આનંદ થાય તેમ વર્તવું, એ આપણા શ્રેષ્ઠ ધર્મની બીજી ઉત્તમ ફરજ છે; પણ અફસોસ કે, એ બેમાંથી એકે ફરજ આપણને બરાબર રીતે બજાવતાં આવડતી નથી, તેથી કાં તો બાવા બની કુટુંબસ્નેહને લાત મારીએ છીએ અથવા તો સ્ત્રીઓના રૂપમાં ને હાવભાવમાં મોહ પામીએ છીએ, માબાપોના ઉપકારમાં દબાઇ જઇએ છીએ, છોકરાઓ તરફની ભવિષ્યની આશામાં કચરાયા કરીએ છીએ, સ્નેહીઓ સાથેનો સ્નેહ વધારવાનાં તરફડિયાં માર્યા કરીએ છીએ, દુનિયામાં આબરૂ મેળ-વવાને ખાતર વિવેકના કાયદાઓની તોકો ગળામાં ઘાલીએ છીએ, નાતજાતમાં સારા ગણાવવાને ખાતર હાલમાં આપણને ગમતા નથી, તેવા જૂની રૂઢિના નાતોના કાયદાઓની હેડબેડીમાં પડચા રહીએ છીએ અને અમલદારો તથા ગુરુજનોને રાજી રાખવા સારુ આપણને નહિ ગમે તેવી જૂના વિચારની ગુલામગીરી જેવી જાળમાં બંધાઇ જઇએ છીએ; પણ એમ વિચારતા નથી કે, એ બધાં સગાંઓ કેટલી વારનાં છે અને એ બધા બહારના નિયમો કે જે આપણું અંતઃકરણ વેચીને આપણે પાળીએ છીએ, તે ક્યાં સુધી આપણને કામ આવશે ? આપણી બૈરીમાં જેટલું રૂપ છે, તે કરતાં જગતની સૌ સુંદરતાના બનાવનાર સર્વશક્તિમાન મહાન પ્રભુમાં કેટલું બધું વિશેષ રૂપ છે એનો ખ્યાલ તો કરો ! આપણી ઉપર આપણાં માબાપોના ઉપકાર ઘણા ઘણાજ છે; પણ તે કરતાં પણ દયાળુ પ્રભુના આપણી ઉપર કેવા અનંત ઉપકાર છે, એ તો જરા વિચારો ! આપણા દોસ્તોના સ્નેહનો બદલો સ્નેહથી વાળવા આપણે ઇચ્છીએ છીએ, ત્યારે અનંત બ્રહ્માંડના નાથના પવિત્ર સ્નેહ તરફ તો કાંઇક જુઓ ! અને એ સ્નેહનો બદલો કેવી જાતના સ્નેહથી વાળવો જોઇએ એ તો કાંઇક વિચારો ! છોકરાંઓ તરફની ભવિષ્યની મીઠી મીઠી આશામાં જિંદગીનો મોટો ભોગ આપો છો; પણ આપણાં છોક-રાંઓ કરતાં કરુણાના ભંડાર, સર્વશક્તિમાન પરમાત્મા આપણી

કેટલી બધી આશાઓ પૂરી પાડી શકશે, એ તો જરા જુઓ! રાજાઓ તથા ગુરુજનોને રાજી રાખવા એ તો વાજબી છે, પણ એ બધાં કરતાં એ બધાને બનાવનાર તથા ચંદ્ર, સૂર્ય, વરસાદ, વીજળી, આકાશ, પાતાળ, સ્વર્ગ, નરક અને મોક્ષધામના બનાવનાર, સર્વશક્તિમાન, આદિઅંતરહિત, પવિત્ર પિતા પરમેશ્વરની સત્તા કેટલી મોટી છે, એ તો જરા જુઓ! અને નાતજાતના, દુનિયાદારીના, વિવેકના, કુટુંબની રીતભાતના તથા રાજ્યના કાયદાઓ પાળવા એ બહુ જરૂરની ને સારી વાત છે, પણ એ બધાં કરતાં પણ નરકનો અગ્નિ સળગાવનાર, આત્મજ્યોતિને પ્રગટાવનાર અને જગતની ઉત્પત્તિ તથા પ્રલય કરનારના હુકમમાં કેટલું બળ હશે, એ ખ્યાલ તો કરો! આ બધું વિચારીને પછી જે તમને સાચો સગો જણાય તેની ઉપર હેત રાખો, તેની પાસે જાઓ, તેની સેવા કરો, તેનાં સગાંઓને માન આપો અને તમે તેના થઈને રહો. એજ તરવાનો રસ્તો છે; માટે ભાઈઓ! ઈશ્વરી સ્નેહને ખાતર, પ્રભુને અર્થે બધી જાતની સગાઈઓ કાયમ રાખો, પણ તેમાંથી સાચા સગાને ઓળખી કાઢો, સાચા સગાને ઓળખી કાઢો!

**૫૬**

રે સગપણ હરિવરનું સાચું; (૨)
બીજું તો સર્વે ક્ષણભંગુર કાચું—રે સગપણ૦ (ટેક)
હરિ વિના બીજાને વરવું, તજી ગજ ખરપર ચડી ફરવું; (૨)
તેને ભજ્યાથી રૂડું થાય જીવનું—રે સગપણ૦
રે ફોગટ ફેરા શીદ ફરીએ, કે પરઘેર પાણીડાં શીદ ભરીએ; (૨)
રે વરીએ તો નટવર વર વરીએ—રે સગપણ૦
રે ના ડરું લોકતણી લાજે, મારે શિર ગિરિધર ગાજે; (૨)
રે દેહ ધર્યો નટવર કાજે—રે સગપણ૦
એવું જાણી પ્રીતલડી કીધી તારી, ભાગ્યું મન મિથ્યાસુખભાળી; (૨)
રે વરવા જેવા મળ્યા વનમાળી—રે સગપણ૦

## ૧૨૩—બીજાનો ઇન્સાફ કરવા અગાઉ પોતાનું અંતર તપાસજો

એક મહાત્મા હતા, તે ચોમાસામાં એક ગામમાં રહીને કથા કરતા હતા. એ પછી યાત્રા અર્થે તેઓ દૂર દેશાવર જવા નીકળ્યા,

ત્યારે વળાવા ગયેલા હરિજનોએ કહ્યું કે, "મહારાજ! હવે ટ્રેન ઊપડવાનો વખત થયો છે, માટે કાંઇક છેવટનો ઉપદેશ આપતા જાઓ. તમારી બધી વાતો સરસ છે અને જો પાળી શકીએ તો ઘડીકમાં કલ્યાણ થઈ જાય તેવી છે, એમાં શક નથી; તોપણ તમારી અમૃત જેવી વાણી સાંભળવાથી અમોને તૃપ્તિ થતી નથી. વળી હવે પાછા આપણે ક્યારે મળીશું, તે કાંઇ નક્કી નથી, માટે હવે તો કાંઇક છેવટની વાત કહી દો."

એ સાંભળીને તે મહાત્માએ કહ્યું કે, "ભાઇઓ! નવી નવી જાતની વિદ્યાઓનો પાર નથી, જ્ઞાનની કાંઇ હદ નથી, બુદ્ધિના વિલાસોની પાછળ અને ચમત્કારોની પાછળ ચમત્કારો ભરેલાજ છે. એકની એક બાબત ઉપર ફેરવી ફેરવીને જુદા જુદા રૂપમાં હજારો દાખલા આપી શકાય તેમ છે અને દુનિયા પેદા થઇ ત્યારથી તે તેનો પ્રલય થાય ત્યાંસુધી દુનિયામાં દરેક માણસો દર પળે ધર્મની વાત કર્યા કરે, તોપણ તે ખૂટે તેમ નથી અને એટલી બધી વાતો થાય તોપણ જ્યાંસુધી તે પ્રમાણે વર્તાય નહિ, ત્યાંસુધી એકલી વાતોથી કાંઇ આરો આવવાનો નથી. આમ સમજીને જે કહેવાનું હતું, તે મેં તમને અગાઉ ઘણી વખત કહી દીધું છે; તોપણ હજી જ્યારે તમે કાંઈ છેવટનો ઉપદેશ માગો છો ત્યારે સાંભળોઃ—

"શ્રીઇષ્ટદેવની કૃપાથી શ્રીસદ્‌ગુરુ મહારાજે અમને તો એટલુંજ શીખવેલું છે કે, કોઇનો ઇન્સાફ કરવા બેસો તે અગાઉ તમારું પોતાનું અંતર તપાસજો ને તે ઉપરથી બીજાની તુલના કરજો. એ સિવાય હવે મારે બીજું કાંઈ પણ કહેવાનું નથી; કારણ કે એ ધર્મનો સાર છે, એ પાપથી બચવાનો ઉપાય છે. એ ઊંચી જાતનો યોગ છે, એ ધર્મનો સહેલો ને સલામત રસ્તો છે અને એ પ્રભુની વહાલી બાબત છે; તેથી શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં પણ કહેલું છે કેઃ–

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

( અ૦ ૬, શ્લો૦ ૩૨ )

"હે અર્જુન! જે કામોથી આપણને સુખ થાય છે, તે કામોથી બીજાઓને પણ સુખ થાય છે અને જે કારણોથી આપણને દુઃખ થાય છે, તે કારણોથી બીજાઓને પણ દુઃખ થાય છે; એવી રીતે પોતાના અંતઃકરણ ઉપરથી જે બીજાઓનો તોલ કરે છે અને

સૌને પોતાના આત્મા જેવા જાણે છે, તેને હું ઉત્તમ યોગી માનું છું.

"મતલબ કે સૌ લોકો આપણી સાથે નીતિથી ને ધર્મથી વર્તે તો સારું, એમ આપણે ઇચ્છીએ છીએ; તેમજ સૌ લોકો સાથે આપણે નીતિથી ને ધર્મથી વર્તવું જોઇએ. જેમકે કોઈ આપણું વાંકું બોલે તે આપણને ગમતું નથી, તેમ બીજાને પણ પોતાનું વાંકું બોલાય તે ગમતું નથી; માટે આપણે કોઇનું વાંકું બોલવું નહિ. આપણી ચીજો ચોરાઈ જાય તો આપણને દુઃખ થાય છે, તેમજ બીજા કોઇની ચીજો ચોરાઈ જાય તો તેઓને પણ દુઃખ થાય છે; માટે આપણે કોઇની કાંઇ પણ ચીજની ચોરી કરવી નહિ. આપણું કુટુંબ પવિત્ર રહેવું જોઇએ, એમ આપણે ઇચ્છીએ છીએ અને જો તેમાં કાંઈ ભૂલ થાય તો આપણને બહુ દુઃખ લાગે છે, તેમજ સૌ લોકો પોતાનું કુટુંબ પવિત્ર રહે એમ ઇચ્છે છે અને જો એમાં કાંઇ ભૂલ થાય તો તેઓને પણ દુઃખ થાય છે; માટે સૌને આપણા આત્મા જેવા જાણીને કોઇની પણ પવિત્રતાને નુકસાન કરવું નહિ. આપણને કોઇ દુઃખ દે નહિ ને આપણે ઘણાં વર્ષો સુધી જીવીએ તો સારું, એમ આપણે ઇચ્છીએ છીએ, તેમજ જગતના સૌ જીવો સુખમાં રહીને ઘણો વખત સુધી જીવવા ઇચ્છે છે; માટે સૌ જીવોને આપણા આત્મા જેવા જાણી કોઈ પણ જીવની આપણે હિંસા કરવી નહિ તથા કોઇ પણ જીવને કાંઇ પણ દુઃખ થાય તેમ કરવું નહિ. આપણી પાસે કોઇ જૂઠું બોલે તે આપણને ગમતું નથી, તેમજ આપણે જૂઠું બોલીએ એ બીજાઓને પણ ગમતું નથી; માટે આપણે જૂઠું ન બોલવું અને આપણાથી ડગલે ડગલે ભૂલ થઈ જાય છે, માટે કૃપાળુ ઈશ્વર આપણા વાંક માફ કરે તો સારું, એમ આપણે ઇચ્છીએ છીએ, તેમજ આપણી માફક આપણાં બીજાં ભાઈબહેનો પણ ભૂલથી ભરેલાં છે; માટે તેઓની ભૂલથી ગુસ્સે નહિ થતાં તેઓના વાંક આપણે માફ કરવા જોઇએ. આવી રીતે દરેક બાબતમાં પોતાનાં સુખદુઃખ ઉપરથી બીજાનાં સુખદુઃખની તુલના કરે અને સૌને પોતાના આત્મા જેવા જાણી કોઇને પણ દુઃખ ન થાય પણ સૌને સુખ થાય તેમ વર્તે, તેને શ્રીકૃષ્ણ ભગવાન ઉત્તમમાં ઉત્તમ યોગી કહે છે; કારણ કે એ કુદરતી ધર્મ છે, એ સ્વાભાવિક ધર્મ છે, એ અંતઃકરણનો ધર્મ છે, એ આખી દુનિયાની બધી પ્રજામાં સર્વમાન્ય ધર્મ છે અને પ્રભુનો વહાલો ધર્મ છે. માટે ભાઇઓ! પ્રથમ પોતાનું અંતર તપાસીને તે ઉપરથી

બીજાઓનો તોલ કરતાં શીખો, એટલે ધીરે ધીરે ઈશ્વરકૃપાથી તમે પણ ઉત્તમ મનુષ્ય થઇ શકશો.”

## ૧૨૪–આપણે કેવી રીતે બીજાઓનો ઇન્સાફ કરીએ છીએ ?



એક ભકતરાજ મહારાજે હરિજનોને કહ્યું કે, “કોઇનો ઇન્સાફ કરવા બેસો તે અગાઉ તમારું પોતાનું અંતર તપાસજો ને તે ઉપરથી બીજાની તુલના કરજો.” એ સાંભળીને ત્યાં બેઠેલા એક માણસે કહ્યું કે, “બીજાઓનો ઇન્સાફ તો ગામનો ન્યાયાધીશ કરે છે ને બાકી પ્રભુ કરે છે. અમે ક્યાં કોઈનો ઇન્સાફ કરીએ છીએ ? બીજાઓનો ઇન્સાફ કરવાની સત્તા અમારી પાસે ક્યાં છે ?” ત્યારે મહારાજે કહ્યું કે, “જો ઈશ્વરે આપણને એવી સત્તા આપી હોત અને પછી આપણે બીજાઓનો ઇન્સાફ કરતા હોત તો તેમાં કાંઈ ખોટું નહિ; પણ આ તો આપણા હાથમાં સત્તા નથી, છતાં પણ આપણે હજારો જણના સેંકડો બાબતોના ઇન્સાફ કરી નાખીએ છીએ, એજ પાપ છે ને એજ તજવાનું અમે કહીએ છીએ. જેમકેઃ–

“કોઈ માણસને માટે આપણે સાંભળીએ કે તે બહુ ક્રોધી છે, ત્યારે આપણે તેને માટે મોં બગાડીએ છીએ, તેનું વાંકું બોલીએ છીએ, તેનાથી દૂર રહેવા ઇચ્છીએ છીએ અને જ્યારે વખત મળે ત્યારે તેની રેવડી કરવા ચૂકતા નથી; પણ એમ વિચારતા નથી કે, અગાઉ જ્યારે બાપ સાથે વાંધો પડ્યો, ત્યારે ઘેરથી રિસાઈને કેમ ભાગ્યા હતા, દોસ્ત સાથે વાંધો પડ્યો ત્યારે તેની સાથે કેમ અબોલા લીધા હતા, બૈરી સાથે મતભેદ થયો ત્યારે થોડા દિવસ તેને કેવી હેરાન કરી હતી ? સમોવડિયા ધંધાદારી માટે કેવો ગુસ્સો આવી જતો તથા કેવી ભાષા વપરાઇ જતી અને સહેજ વાંક માટે નોકરો ઉપર તથા બચ્ચાંઓ ઉપર કેવો મિજાજ ખોઈ દઇએ છીએ એનો જરા ખ્યાલ તો કરો ! એ બધો ક્રોધ કહેવાય કે નહિ ? બીજાઓના ક્રોધની વાતો કરો છો ને તેઓને હલકા પાડો છો; પણ તમારું અંતર તો તપાસો !

“હવે બીજો દાખલો લો. તમને કોઈ કહે કે, આ માણસ વ્યભિચારી છે, એટલે તમે તેની સામે ડોળા કાઢવા મંડો છો, તેનાથી દૂર દૂર ભાગો છો અને તેને માટે કાંઇ સારીનરસી વાત-

ચીત થઇ હોય, ત્યારે તમે વચમાં ફાચર મારો છો ને મીઠુંમસાલો ભભરાવી જાણીઅજાણી વાતો કરવા મંડો છો; પણ આપણે પોતે કેવા છીએ, એ કાંઇ ખબર છે? બીજાઓના પાપની વાતો કરી તેઓના ઇન્સાફ કરવા બેસીએ છીએ અને તેઓનાં પાપના ભાગીદાર થઇએ છીએ; પણ હૃદય ઉપર હાથ મૂકી જરા ઊંડા ઊતરીને એ જાતનાં આપણાં પાપો કોઇ દિવસ તપાસ્યાં છે? જો એ તપાસીએ તો તરત ખબર પડે કે, પેલા મેળામાં આપણી નજર જરા બગડી હતી, સસરાને ત્યાં લગ્નમાં જરા મન ચળ્યું હતું, એક વખત રેલવે સ્ટેશન ઉપર જરા માઠો વિચાર આવી ગયો હતો, ઘણા વખત ઉપર નાટકશાળામાં એક પ્રસંગે મન ફટક્યું હતું, જુવાનીમાં એક લફંગો દોસ્ત મળી ગયેલ, ત્યારે કૉલેજમાં મૂર્ખાઈભરેલી મશ્કરીઓ ને વાતો થઇ ગઇ હતી, એકલા બહારગામ રહેતા ત્યારે ઘણી વખત પાપી વિચારો આવી ગયા હતા, એક વખત નાતમાં જમવા ગયા હતા, ત્યાં મનનું ચક્કરમંડળ બદલાયું હતું, એક વખત નદીએ નાહવા ગયા હતા, ત્યાં પાપવાસના સ્ફુરી આવી હતી, એક વખત પડોશીને ઘેર બેઠેલા હતા ત્યાં મન ગોટાળે ચડ્યું હતું, એક વખત ઈશ્વરની ઉત્તમ કળાના સુંદર નમૂનારૂપ અદ્ભુત ખૂબસૂરતીની મૂર્તિને રસ્તામાં જોઇ હતી, ત્યારે એ જોઇને ઈશ્વરનો મહિમા સમજવાને બદલે હલકી જાતના વિચારોથી તેની સામે આંખો ફાટી રહી હતી, એ યાદ છે કે? અને અધમ—ઉદ્ધારણ, પાપનાશક, ક્ષમાના સાગર, દયાળુ પ્રભુ આપણને માફ કરે પણ સત્ય કહેવા દો કે, કોઇ વખત પવિત્ર મંદિરમાં પણ આપણું મન બગડી જતું હતું. આપણા હૃદય ઉપર હાથ મૂકીને આવી જાતની આપણી પોતાની ભૂલો યાદ કરીશું, તો સમજાશે કે, બીજાઓને વ્યભિચારી કહીને તેઓનો ઇન્સાફ કરવા બેસવાનો આપણને કાંઈ પણ હક નથી.

"હવે ત્રીજો દાખલો સાંભળો. આપણે કહીએ છીએ કે, અમુક માણસ બહુ લોભી છે, એનું મોં બાળો. અત્યારે એનું નામ શા માટે યાદ કીધું? એ અવગતિયો કોઇક દિવસ વગર મોતે મરવાનો છે અને એને પોતાના ધનની ચોકી કરવા માટે સાપનો અવતાર આવશે. આવી આવી રીતે આપણે બીજાઓની વાતો કરી નાહક આપણા મનને બગાડીએ છીએ, પણ એજ બાબતોમાં આપણાં પોતાનાં આચરણો કેવાં છે, એ કાંઇ ખબર છે? આપણે આપણા

શેઠના વખતની કેટલી બધી ચોરી કરીએ છીએ એ તો જરા તપાસો! ભાભીને ભાગ આપવામાં કેટલો બધો લોભ કર્યો છે ને તેનાં કાળજાં કેવાં ફફડાવ્યાં છે, એ તો જરા જુઓ! ખિસ્સામાં પૈસા હતા, મનમાં દયા આવી હતી અને પેલો ભિખારી ખરેખરો લાચાર હતો, છતાં પણ લોભ કરીને તમે તેને ધુતકારીને કાઢી મૂક્યો હતો, એ કેમ ભૂલી ગયા? પેલા રસોઇયા તથા ઘાટી સાથે પાધરું ન ચાલ્યું, તેથી થોડા થોડા દિવસનો તેનો પગાર તમે દાબી બેઠા છો, એ યાદ છે કે? લોભમાં પડી વેવાઇ સાથે વાંધો કરી ઠરાવ ઉપરાંત તેની પાસે વધારે ખર્ચ કરાવ્યું હતું, એ ધ્યાનમાં છે કે? બજાર જરા તેજીમાં હતું ત્યારે ગ્રાહકોને દબાવીને તેમનાં કાટલાં કર્યાં હતાં એ યાદ છે કે? છતે પૈસે થોડાક લોભ સારુ છોકરાને વધારે ન ભણાવ્યો ને તેનો સ્વાર્થ બગાડ્યો, પણ એ કેટલું બધું પાપ છે તે કાંઇ સમજો છો? આજુબાજુના સ્વાર્થ સારુ અને લોકલાજના લોભ સારુ છોકરીને ખાડામાં નાખી તેનો ભવ બાળ્યો છે, એ ખબર છે કે? એ લોકલાજનો અને માન મેળવવાનો લોભ કાંઇ નાનો છે કે? પેલો માણસ તંગીમાં હતો ત્યારે લોભમાં પડી તેને દબાવીને તમે તમારું મનમાનતું કરી લીધું છે, એ વાત હમણાં તમારા ધ્યાનમાં નહિ હોય, પણ તે કંઇ પ્રભુના હિસાબની બહાર નથી. માબાપના, ગુરુઓના અને સગાંવહાલાંઓના તમારી ઉપર જે હક છે, તે હકો પર લોભમાં પડી જઇને તમે કેવી કાતર મૂકી છે એ જરા વિચારી તો જુઓ! અને એક વખત ચોળીનાં મોળિયાં સારુ બોર બોર જેવડાં આંસુએ બૈરીને રોવરાવી હતી, એ યાદ છે કે? જો આ બધા આપણા પોતાના લોભો વિચારી જોઇશું તો એમ સમજાશે કે, આપણી આંખમાં મોટું ફૂલું પડેલું છે, તેનો તો કાંઇ ઉપાય કરતા નથી અને બીજાની આંખમાં પડેલું કણું કાઢવા જઈએ છીએ.

"ભાઇઓ! આવી રીતે બીજાઓની વાતો કરવામાં, બીજાઓની ભૂલો કાઢવામાં અને બીજાઓનો ઇન્સાફ કરવામાં આપણે બહુ બહાદુર છીએ; પણ એમ જાણતા નથી કે, જો આપણે બીજાઓના ઇન્સાફ કરીશું તો પ્રભુ આપણો ઇન્સાફ કરશે અને જો આપણે બીજાઓનો ઇન્સાફ નહિ કરીએ, તો પ્રભુ આપણો ઇન્સાફ નહિ કરે; માટે તે દયાળુની દયા મેળવવા સારુ પ્રથમ આપણા હૃદયનો તોલ કરીને પછી બીજાઓની વાતો કરો. જો એમ કરશો તો કોઇ-

ના દોષ જોવાનું મન થશે નહિ, કોઇ ઉપર રાગદ્વેષ થશે નહિ તથા કોઇને આપણા તરફથી ગેરઇન્સાફ થશે નહિ અને આવી સમતા આવી જાય તથા પોતાના આત્મા સમાન સૌને જાણી લેવાય, ત્યારે પછી પ્રભુ દૂર ક્યાં રહ્યા? માટે બીજાઓના દોષ જોતાં પહેલાં પોતાના દોષ તપાસતા રહો, એટલે બધી જાતનાં પાપથી બચી શકશો ને ઈશ્વરના વહાલા થઇ શકશો."

## ૧૨૫–ઇશ્વરે આપણને જે કાંઈ આપ્યું છે, તેનોજ તે હિસાબ માગશે, માટે જે આપ્યું છે તેનો રૂડો ઉપયોગ થાય એમ કરવું જોઇએ

ઘણાં માણસો એમ કહે છે કે, 'અમારી પાસે પૈસા નથી એટલે લાચાર, પૈસા હોય તો તો રંગ દેખાડી દઇએ.' કોઇ કહે છે કે, 'અમને વખત મળતો નથી એટલે ચૂપ બેઠા છીએ, જો વખત મળતો હોત તો ઘણીએ ઊથલપાથલ કરત.' કોઇ કહે છે કે, 'પ્રભુએ અમને બુદ્ધિ નથી આપી એટલે શું કરીએ? જો શાસ્ત્રોની વાતોમાં અમારી અક્કલ પહોંચતી હોત તો તો અમે ઘણુંએ કરત.' કોઇ કહે છે કે, 'અમારા હાથમાં સત્તા નથી એટલે શું કરીએ? થોડીક વાર સત્તા મળે તો ચમત્કાર બતાવી દઇએ.' અને કોઈ કહે છે કે, 'જમાનો ફરી ગયો એટલે ઉપાય નહિ, નહિ તો ભાર શું છે? જે ધારીએ તે કરીએ.' ધર્મનાં કામો કરવામાં આવી રીતે દરેક માણસ કાંઇને કાંઈ બહાનાં કાઢ્યા કરે છે; એટલુંજ નહિ પણ ઘણાં માણસો છેવટ સુધી એવાં બહાનાંઓમાંજ રહી જાય છે અને કાંઈ પણ સાર્થકતા કર્યા વિના ધોયેલા મૂળા જેવા ખાલી હાથે ચાલ્યા જાય છે. આવાં બહાનાં કાઢનારાઓને એક સાધુ મહાત્મા કહેતા કેઃ–

"ભાઇઓ! આ નથી ને આ નથી; અને આમ હોત તો આમ કરત ને આમ હોત તો આમ થાત, એવી નકામી વાતોમાં શું કરવા રહી જાઓ છો? કારણ કે તમને જે આપ્યું છે તેનોજ તમારી પાસેથી હિસાબ માગવામાં આવશે, તમને જે નથી આપ્યું તેનો હિસાબ તમને કોઇ પૂછવાનું નથી; માટે હાલ જેટલું તમારી પાસે છે તેમાંથી તેના પ્રમાણમાં વાપરો. પ્રભુ તમારી પાસેથી તમારી શક્તિના પ્રમાણમાંજ આશા રાખે છે. તમારી શકિત બહારની

વસ્તુ તે કદી પણ તમારી પાસે માગતો નથી. તમને જેટલી બુદ્ધિ, જેટલું બળ, જેટલા પૈસા, જેટલી સત્તા, જેટલી સગવડ અને જેટલી લાગવગ આપવામાં આવ્યાં હશે, તેટલાનોજ તમને હિસાબ પૂછવામાં આવશે. એ વખતે તમારો એ જવાબ કાંઈ કામ નહિ આવે કે, 'મારી પાસે પૈસા નહોતા, જો પૈસા હોત તો હું ધર્મશાળા બંધાવત;' પણ પ્રભુ કહેશે કે, 'હું તારી પાસેથી ધર્મશાળા ક્યાં માગું છું? હું તો તારા ખિસ્સામાં વધારાનાં જે ત્રણ દોઢિયાં હતાં, તેનો હિસાબ માગું છું. એ ત્રણ દોઢિયાંનું તેં શું કર્યું? તારી પાસે પાઈના ચણા માગવા ભૂખ્યો માણસ આવ્યો હતો, તેને તેં ધમકાવીને કાઢી મૂક્યો અને એ પૈસા વગર જરૂરે વધારે પડતી પાનની પટી ખાઇ, હોઠ લાલ કરીને થૂંકી નાખવામાં ને બીડીનો ધુમાડો ઉડાડી દેવામાં ખરચી નાખ્યા, તેનો હિસાબ હું માગું છું. જરા વિચાર તો કર, તને ધર્મશાળા માટે કોણ પૂછે છે?

'અત્યારે તું કહે છે કે, મારી પાસે પૈસા હોત તો હું સદાવ્રત ચલાવત, પણ અમારે તારા સદાવ્રતનું કામ નથી. હું તો તને એ પૂછું છું કે, છળકપટ કરીને, દગાફટકા કરીને, જોરજુલમ વાપરીને, ગરીબાઇ ભોગવીને, ખુશામત કરીને, લોભ કરીને અને નાની નાની ચોરી કરીને અધર્મથી તેં જે બસો રૂપિયા ભેળા કર્યા છે અને તારા જૂના ઘરમાં ચૂલા નીચે દાટી રાખ્યા છે, તેનો હિસાબ આપ. એ હવે તારે શું કામ આવશે? મેં જે તને આપ્યું નથી તેનો હિસાબ હું તારી પાસેથી નથી માગતો; પણ તેં જે સહેલાઇથી મેળવેલું છે, વલખાં મારીને મેળવેલું છે, હાયવોય કરીને મેળવેલું છે અને મારુંતારું કરીને મેળવેલું છે, તે જમીનમાં દાટી રાખેલા બસો રૂપિયાનો હિસાબ આપ. એ પૈસા અધર્મને રસ્તે મેળવ્યા તેનું પાપ તારે ખાતે છે; પણ ધર્મને રસ્તે ખરચ્યાનું પુણ્ય ક્યાં? જરા વિચાર તો કર કે, દુનિયામાં હતો ત્યારે કોઇ દિવસ આવા ઊંધા ધંધા કર્યા હતા? ટાંચ પોતાની ઉપર આવવા દેવી, હુકમનામાં પોતાની ઉપર કરાવવાં, વારંટ પોતાની ઉપર કઢાવવું, પોલીસનો માર પોતે ખમવો, આબરૂ ગુમાવવી, જેલમાં પોતે જવું અને કોઈ નાલાયક મૂર્ખાઓને માટે પૈસા મૂકી જવા, એવા સાપ પકડવાના ધંધા કર્યા હતા? એ વખતે તો કોઇને પાઇ પણ આપી શક્યો નહિ. કોઇની સાથે આંગળી ચીંધીને પણ ભલાઇ કરી શક્યો નહિ અને હવે એ બધું જ્યાંનું ત્યાં મૂકીને કેમ આવ્યો?

તારે તો 'આગળ હાથ, પાછળ હાથ ને રક્ષા કરે ગોરખનાથ' એવું હતું, છતાં પણ પાપ ખાતે મંડાવ્યું, મારો ગુનેગાર થયો. મહાભયંકર નરકનો અગ્નિ કબૂલ કર્યો અને પાઇ પાઇ ભેળી કરીને તે પૈસા કોઇક સારુ જમીનમાં દાટી આવ્યો! કહે તો ખરો, આ મૂર્ખાઈ તે કઇ જાતની?"

એ પછી એક ગરીબ ડોશીને કહ્યું કે, "શું તેં ધર્મ કર્યો છે?" ત્યારે તેણે કહ્યું કે, "મારી પાસે કાંઇ નહોતું. હું તો દુઃખેપાપે કરીને માંડ માંડ મારું પેટ ભરતી હતી. હું તે ક્યાંથી ધર્મ કરું? જો તમે આપ્યું હોત તો હું ખુશીથી ધર્મ કરત. ધર્મ કરવું તે કોને ન ગમે? પણ મારી પાસે કાંઈ નહોતું એટલે હું શું કરું?" ત્યારે પ્રભુ કહેશે કે, "હું કાંઈ તારી પાસેથી ધર્મશાળા માગતો નથી, પણ મેં તને જે ઘંટી આપી હતી, એ ઘંટીએ તું બીજા કોઈને દળવા દેતી નહોતી, એ યાદ છે કે? એ ઘંટી કાંઇ તારી સાથે મસાણમાં આવવાની નહોતી, એ ઘંટીનો પથ્થર કાંઇ તને સ્વર્ગમાં લઈ જાય તેમ નહોતો, એ ઘંટીથી કાંઈ તારા આત્માનું કલ્યાણ થઈ જાય તેમ નહોતું અને એ ઘંટી ઉપર કાંઈ તારું જીવન નહોતું; છતાં પણ તું તારી પડોશણને તારી ઘંટીએ દળવા દેતી નહોતી. આ બુદ્ધિ! હજી તો તારી ડોકે બાંધી શકાય નહિ એવો મોટો ઘંટીનો પથરોજ મેં તને આપ્યો હતો, એ પણ તું બીજા કોઇને વાપરવા આપી શકી નહિ, ત્યારે જો તને હીરામાણેક આપ્યાં હોત, તો તો કોણ જાણે શું નું શું કરત? ને તેને ક્યાંના ક્યાં દાટત? તું ધારત તો એ ઘંટીના પથરામાંથી પણ ઘણોએ ધર્મ કરી શકત, પણ તેં મારા કરતાં ને તારા ધર્મ કરતાં પણ એ ઘંટીના પથ્થરને વધારે વહાલો ગણ્યો છે, માટે જા અહીંથી, ફરીથી તને એથી વધારે મોટો પથ્થર આપવામાં આવે છે, તેની સાથે આખી જિંદગી સુધી માથું ફોડયા કર." ડોશીએ કહ્યું: "કૃપાનાથ! દયા કરો, દયા કરો! એ ઘંટીથી મારાં આંતરડાં તૂટી ગયાં છે, મારું કાળજું ફૂલી ગયું છે ને હું તોબા તોબા થઈ ગઈ છું, માટે હવે તો એ પીડામાંથી મને છોડો. વળી પાછું બીજી વખત એજ દુઃખ કાં આપો? હવે હું એમ નહિ કરું. મારી ઉપર દયા કરો." ત્યારે પ્રભુએ કહ્યું કે, "હું તો ભાવના પ્રમાણે ફળ આપું છું. તારા મનમાં તારી ઘંટીની બહુ આસક્તિ હતી, તારી ઘંટી તને બહુ વહાલી હતી અને તારી ઘંટી બગડે તો તારું મન બગડી જતું

હતું, માટે ફરીથી તને એ કરતાં વધારે મોટો પથરો આપવામાં આવે છે. તારી ઘંટી તેં કોઇને વાપરવા આપી નહિ, માટે તને એ શિક્ષા થવીજ જોઇએ."

એ પછી ત્યાં એક ધોબી આવ્યો, તેને પૂછ્યું કે, "તેં શો ધર્મ કર્યો છે?" ત્યારે તેણે કહ્યું કે, "મારી પાસે શું હતું કે હું ધર્મ કરું? મારી પાસે લૂગડાં ગરમ કરવાની કૂંડી ને લૂગડાં ધોવાનો પથરો એ બે વાનાં હતાં, તેમાં હું શું ધર્મ કરું?" ત્યારે પ્રભુએ કહ્યું કે, "બધાં આવો જવાબ કાં દો? હું તમારી પાસેથી એક તલભાર પણ વધારે માગતો નથી, મેં જે તમને આપ્યું છે તેનોજ હું હિસાબ માગું છું. મોટાં કામોથીજ તરી શકાય એમ તમે કાં માન્યા કરો? મેં તમને જે સ્થિતિમાં રાખ્યા છે, તે સ્થિતિમાંજ તમારા કલ્યાણનાં સાધનો છે, એ વાત કાં ભૂલી જાઓ? મારે તમારી પાસે મોટાં કામો નથી કરાવવાં, મારે તો તમારાં રોજનાં ઘરસંસારી કામોમાંથી તમને મોક્ષ આપવો છે, તે સારુ મેં શાસ્ત્રમાં કહેલું છે કે, પોતાનાં કર્મ રૂડી રીતે બજાવનાર સિદ્ધિ પામે છે; અને પોતાનો ધર્મ સારી રીતે પાળે તેનું કલ્યાણ થાય છે. પારકો ધર્મ પાળવાની કાંઇ જરૂર નથી. તું ગરીબ હતો માટે તારી પાસેથી હું ગરીબાઇના ધર્મ માગું છું. હું કાંઇ તારી પાસેથી શ્રીમંતાઇનો ધર્મ માગતો નથી. તું કહે છે કે, મારી પાસે કાંઈ નહોતું એટલે હું શું ધર્મ કરું? પણ હું તને ક્યાં કહું છું કે, તેં પુલો કેમ ન બંધાવ્યા? હું તો માત્ર એટલુંજ કહું છું કે, મેં તને એક ગધેડો આપ્યો હતો, તેને તેં કેમ દુઃખી કર્યો? એને નિર્દયપણે મારતો, ભૂખ્યો બાંધી રાખતો ને તેના ગજા ઉપરાંત ભાર ભરતો, એ યાદ છે કે? શું તારીપાસે પૈસા નહોતા? નાતની પટેલાઈ લેવા પૈસા મળ્યા, ગામમાં મોટાઇ બતાવવા વિનાકારણ એક ઉપર બીજી બાયડી કરવા પૈસા મળ્યા, નશો કરવા પૈસા મળ્યા અને કપડાં ધોવાની કૂંડી નીચે દાટી રાખવા સારુ તને પૈસા મળ્યા, પણ જે ગધેડું તારું સખ્ત વૈતરું કરતું તેને ઘાસ નાખવા પૈસા ન મળ્યા કાં? શું એ ગધેડું પણ મારો જીવ નથી? તારે મન એ ગધેડું છે. પણ યાદ રાખજે કે, તારા જેવા પાપી માણસો કરતાં મને એવા નિર્દોષ જીવો વધારે વહાલા છે; કારણ કે બધા જીવો મારા બનાવેલા છે અને મારે ત્યાં બધા જીવો તેના અસલ સ્વરૂપમાં એકસરખા છે, માટે કોઇ પણ જી-

વને દુઃખ દેવું એ મને દુઃખ દેવા બરાબર છે, એટલુંજ નહિ પણ તને મદદ કરવા સારુ, તને આગળ વધારવા સારુ અને તારી પરીક્ષા લેવા સારુ તને એ ગધેડો આપ્યો હતો. જો એ પરીક્ષામાં પાસ થયો હોત તો તારું કલ્યાણ થાત, પણ તું તારા મલિન સ્વાર્થમાં એવો આંધળો થઇ ગયો હતો કે, છતી અક્કલે તું ગધેડો બન્યો, તેથી એ ગધેડાની કિંમત સમજી શક્યો નહિ. એ ગધેડો તારી પાસે મૂકેલી મારી થાપણ હતી, એ ગધેડો તને ઉપર ચડાવવાની સીડીરૂપ હતો, એ ગધેડો સંસારસાગર તરવાનું તારું હલેસું હતો, એ ગધેડા મારફત તારી ઉપર મારી કૃપા ઊતરી હતી અને એ ગધેડો તારા કલ્યાણનું સાધન હતો, કારણ કે એ ગધેડો તે તારી ત્રીજી ચોપડી હતી. એમાં પાસ થયો હોત તો ચોથી ચોપડીમાં જાત, એટલે કે તને ઘોડાનો સરદાર બનાવત. ઘોડાની સરદારીમાં પાસ થયો હોત તો તને પાલખી આપત, પાલખીનું માન જાળવતાં તને આવડત તો પછી તને દેવ બનાવત અને જો દેવપણું સાચવી શકત તો છેવટ તને મોક્ષ આપત; પણ તું એ ગધેડાને પણ સાચવી શક્યો નહિ, ત્યારે તને ઊંચો દરજ્જો કેમ આપી શકાય ? જે પોતાની ફરજો બરાબર રીતે બજાવી શકે નહિ, તે અમલદારોને રાજાઓ નીચી પાયરીએ ઉતારી દે છે અને જે વિદ્યાર્થી ઊંચા ધોરણમાં ચાલી શકે નહિ, તેને તેનો માસ્તર નીચા ધોરણમાં ઉતારી દે છે, તેમ જે માણસ પોતાનો ધર્મ ન પાળે તેને અમે પણ નીચ યોનિમાં નાખીએ છીએ, માટે ઓ નાલાયક ! તને આગળ વધારવા સારુ આપેલાં સાધનનો તેં તારી મૂર્ખાઇથી લાભ ન લીધો ને ઊલટું તેને દુઃખ દીધું, માટે જા, તું ગધેડો થા, કારણ કે તેં એ ગધેડાના જેવા ભૂંડા હાલ કર્યા છે, તેવા તારા પણ બૂરા હાલ થવા જોઇએ."

"બોલ તું શું કહે છે?" "ઓ બાપ ! માફ કર, માફ કર, મારામાં અક્કલ નહોતી. જો અક્કલ હોત તો હું ઘણાં માણસોને સારે રસ્તે દોરત." એ વખતે પ્રભુ કહે છે કે, "ઘણાં માણસોને તું વિદ્વાન બનાવ એમ હું તારી પાસેથી ક્યાં માગું છું ? હું તો એટલુંજ પૂછું છું કે, તને આંકની પાટ લેતાં આવડતી હતી કે નહિ ? એ તારાં છોકરાંઓને તેં કાં ન શીખવ્યું ? તારી ભલી બૈરી તો તારું કહ્યું માનતી હતી કે નહિ? અને તું જાણતો હતો તે સત્ય તેને કાં ન સમજાવ્યું ? તેં ઝાઝું જ્ઞાન મેળવ્યું નહોતું એ વાત સાચી, પણ

સાદી સમજ તો તારામાં હતી. એનો પણ તેં ક્યાં ઉપયોગ કર્યો છે? તારાં સગાંઓ સાથે હઠીલો થઈને લડતો, ત્યારે શું તને ખબર નહોતી કે, એ મારા બંધુઓ છે? ત્યારે શું તને ખબર નહોતી કે તારે મરી જવું છે? ત્યારે શું તને ખબર નહોતી કે, મૂઆ પછી ઇન્સાફ થશે? અને ત્યારે શું તને ખબર નહોતી કે, મારા કાયદામાંથી કોઈ પણ છટકી શકે તેમ નથી? આ બધું તું જાણતો હતો, છતાં પણ તારા બંધુઓ સાથે અને તારાં બાળકો સાથે તું સારી રીતે વર્ત્યો નથી, એનો હું હિસાબ માગું છું. તને જે બાબતની અક્કલ આપી નહોતી, તે બાબત માટે હું કાંઇ તને પૂછતો નથી, માટે 'મારામાં અક્કલ હોત તો હું આમ કરત ને તેમ કરત' એ જવાબ શું કામનો? આમ હોત તો આમ કરત ને આમ હોત તો આમ કરત, એવી ભવિષ્યની વાતો મારે નથી જોઇતી. મને તો જે બનાવો બની ગયા છે તેનો હિસાબ આપો અને જેટલું મેં તમને આપ્યું હતું તેટલાનો હિસાબ આપો."

ભાઇઓ! અનંત બ્રહ્માંડનો નાથ સર્વશક્તિમાન પરમાત્મા પોતે જ્યારે આપણને આવી રીતે પૂછશે, ત્યારે આપણે શું જવાબ દઇ શકીશું? માટે આમ હોત તો આમ કરત ને આમ થાય તો પછી હું આમ કરું, એવા ખોટા બહાનામાં ને ફોગટની આશામાં નહિ રહી જતાં, ઇશ્વરકૃપાથી જે કાંઇ આપણને આપણી યોગ્યતા પ્રમાણે મળ્યું છે, તેનો સદુપયોગ કરવાની કોશિશ કરો અને હમેશાં એવીજ ભાવના રાખો કેઃ-

સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ! સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે, જીવ જંતુનું તમામ—દયાળુ૦
જગનાં વાસીઓ સૌ સુખ ભોગવે, આનંદે રહી આઠો જામ-દયાળુ૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ, લડે નહિ કોઈ ગામ—દયાળુ૦
સર્વે જગે સુખાકારી વધે ને, વળી વધે ધન ધાન્ય—દયાળુ૦
કોઈ કોઇનું બૂરું નવ ઇચ્છે, સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ૦
પોતપોતાના ધર્મ પ્રમાણે, સર્વ ભજે ભગવાન—દયાળુ૦

नारायण नारायण नारायण

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૫ | ત્યારેતે મણે | ત્યારે તેમણે |
| ૧૬ | ૨૭ | અભરખો | અભખરો |
| ૩૨ | ૨૪ | ઢોરવાથી | ઢોળવાથી |
| ૫૦ | ૩૩ | પાસેથી | પાસે |
| ૯૧ | ૧૨ | જાઇએ | જોઇએ |
| ૯૫ | ૨૧ | મળતો | મરતો |
| ૧૦૧ | ૩ | સેનાની | સોનાની |
| ૧૦૯ | ૩૨ | યોગ્ય | યોગ |
| ૧૧૮ | ૨૩ | દુનિયાદરીની | દુનિયાદારીની |
| ૧૩૭ | ૧૧ | ચર્ચવતો | ચર્ચાવતો |
| ૧૫૫ | ૨૧ | પ્રેભુપ્રેમથી | પ્રભુપ્રેમથી |
| ૧૮૦ | ૧૪ | ટંકો | ટૂંકો |
| ૧૮૯ | ૧૯ | બડે | બૂડે |
| ૨૦૪ | ૮–૯ | ઉઠામણામાં | ઉઠમણામાં |
| ૨૦૭ | ૨૫ | સ્વર્ગને | સ્વર્ગને રસ્તે |
| ૨૧૩ | ૩૦ | ફર્સ્ટકલાસ કે, | ફર્સ્ટકલાસ છે, |
| ૨૧૪ | ૧૩ | સૂવાનું | સુવાયું |
| ૨૨૧ | ૨૨ | કુંટુંબની | કુટુંબની |
| ૨૩૦ | ૬ | છેતરે | છેતરાય |
| ૨૪૧ | ૩૧ | બદ્ધે | બુદ્ધે |
| ૨૪૬ | ૧૯ | માગશે તો | માગશે તે |
| ૨૫૭ | ૧૦ | અતઃકરણમાં | અંતઃકરણમાં |
| ૨૫૮ | ૨૩ | થઇ છે ? | થઇ નહિ ? |

# હરજે ક્લેશ હમેશ હે હરિ!

(વૈતાલીય છંદ)

નથી હું તન વાસના તજ્યો, નથી હું નમ્રપણે પ્રભુ ભજ્યો;<br>
કરુણાનિધિ તું કૃપા કરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૧

નથી મેં વ્રત દાન આદર્યાં, નથી મેં કામ રૂડાં કશાં કર્યાં;<br>
ખળતા કરી મેં ખરેખરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૨

ન પડ્યો શુભ માર્ગશોધમાં, ન પડ્યો હું બહુ જ્ઞાનબોધમાં,<br>
અવળી ગતિ નિત્ય આચરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૩

ન રહ્યો વળી હું વિવેકમાં, ન રહ્યો હું તલભાર ટેકમાં;<br>
ડગલાં ન ભર્યાં ડરી ડરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૪

પડીને અતિ પ્રૌઢ પાપમાં, તક ખોઈ ત્રણ ભાત તાપમાં;<br>
સ્થિર થૈ ન વસ્યો કદી ઠરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૫

કરજે દૂર બંધ કર્મના, ઘણી ચિંતા પ્રભુ એથી ધર્મના;<br>
જઉં સાગર તર્ત તો તરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૬

બહુ સંશય સાથ ખોળિયો, ભ્રમણામાં ભમી ભૂલી ડોળીઓ;<br>
દૃઢતા નહિ ધ્યાનમાં ધરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૭

ગણી સ્વારથ અર્થમાં ફર્યો, અતિશે વ્યર્થ અનર્થ આદર્યો;<br>
તજિ પુણ્યની વાત તો પરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૮

શુભ ફરજ જાણી સાધિયાં, ઊલટાં કષ્ટ અનંત વાધિયાં;<br>
ફિટકાર મળ્યો ફરી ફરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૯

સુખકારી કથા ન સાંભળી, સુણી મેં અગ્રય કથા ઘણી ઘણી;<br>
નહિ ભીતર ભક્તિ મેં ભરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૧૦

પ્રભુ તું ભવ તારનાર છે, અઘમોદ્ધાર અને ઉદાર છે;<br>
અતિ તે ગુણને અનુસરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૧૧

હૃદયે દલપતરામને, ઠરજે ઠીક ઠરાવી ઠામને;<br>
જન પાપપણું ધરી જરી, હરજે ક્લેશ હમેશ હે હરિ! ૧૨